૩૨૦૨

# છોટમકૃત પ્રબોધ પદ સંગ્રહ

ૐ

नमो जगदिश्वराय

કવી

છોટમલાલ કાળીદાસે પરોપકારાર્થે કરેલાં પદો

શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસની આજ્ઞાથી

કેટલાએક વધારા સાથ યથામતી

સંશોધન કરીનિ

છપાવી પ્રસિદ્ધ કરનાર

ઠકર મોરશીંધર કરશનદાસ સોઢા

મુંબાઈ

ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. કાળીદાસ સાંકળચંદે છાપ્યાં.

સંવત ૧૯૪૩ સને ૧૮૮૭

(સન ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ મુજબ રજીસ્ટર કરાવીછે)

કીંમત આઠ આના.

# પ્રસ્તાવના.



સૃષ્ટિનાં બીજાં પ્રાણીઓને મુકાબલે મનુષ્ય પ્રાણી શ્રેષ્ઠછે. મનુષ્યજાત પોતાની તર્કશક્તિની સહાયથી ઘણાં દુર્ઘટ કાર્યોમાં પ્રવેશ કરી ઇચ્છીત લાભ પ્રાપ્ત કરી શકેછે. ખાવું, પીવું, ઉંઘવું ને ભય મૈથુનનો જગતમાં ઉત્પન્ન થએલાં સર્વ પ્રાણીઓને સમાન છે પરંતુ માણસ જાતી ધર્મ કરી શકેછે એટલી તેનામાં વિશેષતા છે. ધર્મ વીચાર પ્રાપ્ત થવો એ મનુષ્યદેહ શીવાય બનતું નથી એમ ઉપરની બીનાથી સિદ્ધ થાયછે આમ છતાં પણ કેટલાએક કુટીલ જનો, કેટલાએક નાસ્તિક લોકો ને કેટલાએક એદીઓ પરમ કૃપાળુ પરમેશ્વરની પ્રભુતાને વીસરી જાયછે એ શું તેઓની ઓછી અધમતાછે ?

ભક્તિ જોકે સ્મર્ણ, કીર્તન, શ્રવણ પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય આદિ નવ પ્રકારનીછે પરંતુ તેના વીભાગતો જ્ઞાન અને કર્મ એ બેજ છે, શાસ્ત્રવેત્તા મહર્ષીઓએ એ બે વીભાગને પુષ્કળ પ્રશંસ્યા છે ને તેમાંનાં જ્ઞાનવીભાગને શ્રેષ્ટ કહ્યોછે. જ્ઞાન પ્રાપ્તિથી પાંપ બંધન છુટેછે, મુક્તિનો-માર્ગ સુઝેછે અને મોક્ષના અધીકારી થઈ શકાયછે વેદવીદ્યા પારંગત મહાસમર્થ વ્યાસાદી રૂષિ મુનીઓ પણ એ જ્ઞાન વીભાગનાજ ગુણની ગર્જના કરી રહ્યાછે આવા અત્યુત્તમ જ્ઞાન કાંડનું શ્રવણ, મનનને વારંવારના અધ્યયનથી દરેક મનુષ્ય પ્રાણીએ પોતાનું જીવીતવ્ય સાર્થક કરવું જોઈએ દીયે. જગતમાં જન્મ ધર્યા પછી ભૂમીને ને ભારરૂપ થવા કરતાં પોતાનું અને પોતાના જાતભાઈઓનું કલ્યાણ કરવું એજ શ્રેષ્ટને સર્વોત્તમ છે.

આ પુસ્તકમાં તેના કર્તાએ જે ભક્તિ ભાવને પ્રભુ પ્રેમ પ્રદર્શિત કર્યોછે તે કેવળ જ્ઞાનમયજ હોવાથી અત્યુત્તમ ભાસેછે. તેમ બતાવેલા વીચારો દરેક મનુષ્યને આ અસાર સંસારના અનેક મોહ

પાશથી છોડવી નીત્યના કલ્યાણજન્ય ધામમાં નીવાસ કરવાની વ્રતી ઉત્પન્ન કરાવેછે. જે જુઠી જંજાળો ને મોહપાશ આપણા આસપાસ વિંટાએલી છે અને જેના અંધકારથી આપણે કશું દેખી શકતા નથી તે અંધકારનો આ જ્ઞાનરૂપિ ભાનુ પુસ્તકરૂપે પ્રગટ થઈ નાશ કરે છે. જે જે દુઃખદાયક બાબતો આ ચર્મ ચક્ષુથી અહર્નિસ અદૃશ્ય રહી આપણા પરલોકના સુખમાં આડે આવે છે તેને આ પુસ્તક -હૃદયચક્ષુ અર્પિ રસ્તામાંથી દૂર કરેછે. જે કેવળ મુઢાત્મા છે અને જેઓ આ સંસારનાજ ક્ષણિક મોહમાં રચોપચી રહ્યા છે તેવા અધમ જનને પણ આ પુસ્તક માત્ર એકજ વાર વાંચી જવાથી સત્ય માર્ગ દેખાડી શકેછે. આ પુસ્તકના દરેક દરેક પદમાં સમાવેલા અત્યુત્તમ ભાવાર્થ, અત્યુત્કૃષ્ટ વિચાર અને સરવોત્તમ કાવ્ય શૈલી દરેક જનનું મન હરણ કરેછે. આ પ્રબોધ પદસંગ્રહની રચનાનો વિષય નિવૃતિનો છતાં તેની કાવ્ય શું શૃંગારી કે શું વિલાસી એ સર્વને પ્રભુપ્રેમમાં નિમગ્ન કરેછે.

આવા ઊત્તમ પુસ્તકની ગુણગર્જના કરવાનુ કામ મારૂં નથી પણ વિદ્ધજનોનું છે; તદપિ મને જે કંઇ સત્યને યથાર્થ ભાસ્યું તે મેં આ સ્થળે સોત્સાહે દર્શાવ્યું છે. આ પ્રબોધ પદસંગ્રહના કેટલાંએક પદો પ્રથમ પુસ્તક રૂપે છપાઇ બહાર પડયાં હતાં પરંતુ તે પુસ્તક હાલ નહીં મળવાથી તેમાં તેજ કવીની કૃતીના બીજા કેટલાંએકનો ઊમેરો કરી મેં આ સંગ્રહ બહાર પાડયો છે. પાઠક વર્ગની આવાં પુસ્તકો તરફની વધતી પ્રીતી જણાશે તો બીજાં તેવાંજ ઉત્તમ પુસ્તકો ધીરે ધીરે બહાર પાડી તેમની સેવા બજાવવાને ચુકીશ નહીં. મને સંપૂર્ણ ઉમેદ છે કે ગ્રાહકજનો મારી અસ્વલ્પ કોશેશ તરફ માનની નજરથી જોશે.

પ્રસિદ્ધકર્તા.

# અનુક્રમણિકા.



૩૨૦૨

# પ્રબોધ પદ સંગ્રહ.



## પ્રભાત રાગના કીર્ત્તન. ૬.



જાગ્યરે જીવ અજ્ઞાન આળસ તજી, જગતકરનારને લેનેજાણી;
નરદેહ નિરમિયો નીતિ સંભાળવા, આચરે અનીતિ તે અધમ પ્રાણી.
જાગ્યરે. ૧
વિશ્વકર્ત્તાતણું દીસે ડાપણ ઘણું, સુખકર સરજિયો સૂરજ જેણે.
તેજ ફેલે અતી વાયુ છાદનવતી, આંખ્ય સહુ દેખતી થાય એણે. જા. ૨
ધન્ય દયાળને ધરણી કેવી રચી, સિદ્ધ પદારથ યુક્તિ સારી;
વિવિધ પ્રકાર વનમાંહિ વનસ્પતી, અખિલ છે અમિત આનંદ કારી. જા. ૩
પોષવા સર્વને નીર પેદા કરયું, વ્યોમમાંહી રચી મેઘ માળા.
ચંદ્ર આકર્ષણે સિંધુ ભરતી ચડે, જાય એ જુક્તિથી વાણ વાળા. જા. ૪
જ્યોતિષ ચક્ર તું જોને આકાશમાં, દીસતા દિવ્ય અનંત તારા.
એજ ઉપયોગિ છે સર્વ સંસારને, ધન્ય હે સૃષ્ઠિ સૃજનાર સારા. જા. ૫
તાહરો દેહ તુ જોને કેવો કરચો, અદભુતતા ઘણી છેજ એમાં.
સર્વ વિષયોતણું જ્ઞાન બહુ થાયછે, તત્વ મોટું કરયું ચિત્ત તેમાં.. જા. ૬
બુદ્ધિએ નિશ્ચય થાય બહુ વાતના, એ થકી અધિક ઊદ્યોગ સૂજે.
એજ સૃજનારને મૂઢ સમરે નહી, મંદમતિ મલિન પાખંડ પૂજે. જા. ૭
સરજનહારનું જ્ઞાન સોહામણું, સર્વને સમજવા યોગ્ય સારૂં.
છોટમ સદ્ય સંસારથી ઉદ્ધરે, વચન સુવિચારથી માને મારૂં. જા. ૮

---

એક આધાર રાખે નિરાધારનો, જેથી સંસાર તું પાર પડશે.
કલ્પિતવાતથી કાજ કાંઈ નવ સરે, તોય મથતાં કચમ તૂપ જડશે. એ. ૧
સર્વથા સિદ્ધ પદારથ મેળવી, કેળવી સ્થિરચર જાતિ કીધી.
અગણિત અંડ કરિ અંબર ધરિ રાખિયાં, મનુષને સુંદર મૂર્ત્તિ દીધી. એ. ૨
શક્તિ અનંત છે સર્વ કર્ત્તાતણી, જોતાં અગાધ છે જ્ઞાન જેનું;
કવિજન શું કહે પાર કોઇ નવ લહે, એમ અદ્ભુત્ત પણું છેજ
એનું. એક. ૩
એક એ તાત છે અખિલ સૃષ્ટી તણો, તે તજી તુછ તુ શું ઊપાસે.
પાપના બંધ તે કેમ મુક્ત થશે, અંતકાળે કિહાં જીવ જાશે. એક. ૪
જીવતાં જાણય તું તાણય સર્વે તજી, ભાવશું લે ભજી બ્રહ્મકર્ત્તા.
છોટમ સત્ય જાણીને હૃદયે ધરો, ભક્ત વછલ પ્રભુ સર્વ ભર્ત્તા. એ. ૫

---

ભેદજાંણ્યા વિના ભ્રાંતિ ભાગે નહી, શાંતિ આવ્યાવિના સુખ ન પામે.
જગતનું મૂળ જાણીને અવ્યક્તમાં, ભક્ત પ્રભુને ભજી ભય વિરામે. ભે. ૧
હેતુમાં સર્વ સંકેત સૃષ્ટીતણો, એજ સૃજનાર સુવિચારશક્તી.
અરૂપથી સ્વરૂપ બહુ થાય ન જણાય તે, ક્યાં રહીને કરે સર્વ વ્યક્તી. ભે. ૨
દેહ જાતી ઘણી કોણ સકશે ગણી, કથન કવિજન કરે કોય કલપી;
અણુ તણી જાતિ અતિ જાણયે શાવતી, ત્યાં લગી લહિ ગતી તેજ
જલપી. ભેદ. ૩
જીવનો ધર્મતે કર્મ સઘળાં કરે, ભોગ સારૂં ફરે નિત્ય ભમતો.
સર્વનો રાય કહેવાયછે માનવી, વિશ્વ કર્ત્તારને હોય ગમતો. ભે. ૪
વિહિત પ્રતિષિદ્ધ બે કર્મછે વેદમાં, ભેદ જાણી ભલું જેમ ભાવે.
પુણ્યને પાપનાં બીજ એ બે કહ્યાં, સુખને દુઃખ ફળ અંતે આવે. ભે. ૫
પુણ્યના ભાગિયા સુધર્મે લાગિયા, જાણિને જાગિયા પુરૂષ ડાહ્યા.
પાપ પંથે પળ્યા દુઃખ કર્દમ કળ્યા, નરકમાં નારકી પામિ કાયા. ભે. ૬

જીવના કર્મની રીતિ એતો કહી, ભાવથી જો પરબ્રહ્મ ભેઠે.
સર્વ પ્રતિપાલ દયાલ ઇશ્વર તણી, ભક્તિથી સાધન સર્વ હેઠે. ભે. ૭
શ્રેષ્ટ સહુ ધર્મથી મન વચન કર્મથી, જાણી જગદીશની ભક્તિ કરિયે.
સર્વ સિદ્ધાંતનો સાર છોટમ કહે, તે થકી ભવજલ તરત તરિયે. ભે. ૮

---

એક કર્તાર આધાર સર્વે તણો, એ નિરાધાર ઓંકાર આપે.
વિવિધ પ્રકારની વિશ્વ રચના રચે, સાંધી સંબંધ માપે અમાપે. એ. ૧
સ્થૂળને સૂક્ષ્મની સાથ સંબંધ છે, વ્યક્ત અવ્યક્તનો સંગ સાંધ્યો.
કાનને શબ્દની સાથ સંબંધ છે, નેત્રને રૂપ સંબંધ બાંધ્યો. એ. ૨
જીભને રસ વિષે નાકને વાસમાં, ચર્મને સ્પર્શશું પ્રીતિ તેવી.
એમ અપાર કૌશલ્ય અવિનાશનું, યોગ્ય રચના રચે એવી એવી. એક. ૩
અગણિત અંડનો નાથ એ નિત્ય છે, સક્તિને સિદ્ધિ અનેક એમાં.
છોટમ ભાવથી એ પ્રભુ ઓળખે, બ્રહ્મ સુખ ભોગ આવેજ તેમાં. એક. ૪

---

જગત કરનારને જીવ ભૂલી ગયા, વિષ્ણુની માયાએ સર્વ વાહ્યો.
વ્યાસની વાણિનો સાર સમજ્યા નહી, વિષયિના કુંજ વીહાર ગાયા. જ. ૧
કોયતો બ્રહ્મને નિર્ગુણ કહી ભજે, શૂન્યવત શુષ્ક અકર્તૃ એવું.
ભ્રાંતિથી તેહતો જગત ભાસ્યું કહે, જ્ઞાન પામી ગણે શૂન્ય જેવું. જગ. ૨
છે છતી આંખ્યને અંધ જન થઈ ફરે, એમતો એમની બુદ્ધિ બૂડી.
બ્રહ્મ પોતે થતાં કોપ પ્રભુનો થયો, માયાએ તેમને નાખ્યા ઝૂડી. જગ. ૩
માયાને નિત્ય માને કોય માનવી, તો ન કહેવાય પ્રભુ વિશ્વકર્તા.
આપ ઇચ્છા ધરી બ્રહ્મ સૃષ્ટી સૃજે, એમ શ્રુતિમાં કહ્યો બ્રહ્મ ભર્તા. જગ. ૪
વિશ્વજો નિત્યતો બ્રહ્મ કર્તા નહી, તો જન તેની ભકતી ન કરશે.
બ્રહ્મ ઉપાસના જીવજો ના કરે, તો ભવ સાગર કેમ તરશે. જગ. ૫
વેદનો અર્થ જો શુદ્ધ સમજાય તો, જ્ઞાન પામે જન તેજ સાચું.

છોટમ વિશ્વકર્તાર જે ના કહે, તેનું શિદ્ધાંત તો હોય કાચું. જગ. ૬

---

અટપટો દેશ સર્વેશ સ્રજનારનો. દેવ અધિદેવછે નામ જેનું.
શેષ શંકર અજ વિષ્ણુને ગણુપતી, પ્રકૃતિને પુરૂષ ધરે ધ્યાનતેનું. અટ. ૧
અગણિત અંડના અધિપ સુર જેટલા, તેટલા તે પ્રભુને આરાધે.
વેદને ગુરૂ થકી જ્ઞાન પામે નર, તેહને તેહનો મર્મ લાધે. અટ. ૨
નામને રૂપ ગુણ જ્યાં લગી વિસ્તરયા, ત્યાં લગી જાણવી સર્વ માયા.
માયાના ઊદરમાં સર્વ આવી ગયું, દેવ દાનવ નર નાગરાયા. અટ. ૩
માતનું પોષણ પામી સર્વે મચ્યા, તાતની વાત કોએ ન જાણી.
નાશીને મંદ અવિનાશિ માને સદા, નવ કરે બ્રહ્મની ભક્તિ પ્રાણી. અટ. ૪
બ્રહ્મજે જાણુશે તે સુખ માણશે, ઉર વિષે આણશે એક કર્તા.
છોટમ મોક્ષ સુખ તેજ નર પામશે મન વિષે બ્રહ્મનું ધ્યાન ધર્તા. અટ. ૫

---

નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાગનાં કીર્તન. ૧૪.

(એ ગોડી રાગમાં પણ ગવાય છે.)

ભૂલ્યમાં શું ફરે ભમતો નફટ નર ભૂલ્યમાં શું ફરે ભમતો.
તને જ્ઞાન મારગ નથી ગમતો, નફટ નર ભૂલ્યમાં શું ફરે ભમતો. ટેક.
દીન દયાળે દેહ દીધોછે તે સુકૃત સાધન સારૂં.
અમૃત મૂકી અસન કરે વિષનું તેમાં ભલું નથી તારૂં. નફટ. ૧
નવરો થયો ત્યારે નિંદાને ચાડી કે ગંદાં ગપોડાં મારે.
એ જીભ તારી શરપ જીભ જેવી જોતું અનીતિ ઉચારે. નફટ. ૨
દિવ્ય પિતાનાં કારજ દેખી આંખ્ય ન ખીલે તારી.
સૂર્ય પ્રકાશે ઉલકને ન સૂઝે દેખે જે દોષા અંધારી. નફટ. ૩
કાને સુણે નહિ કર્ત્તાની કિર્તિ કે શાસ્ત્રના શબ્દ રસાળા.
ફોગટ વાત સુણે ફળ સૂની તે સુના સૂધરીના માળા. નફ. ૪

હાથવડે ન કરયું પરમારથ અનરથ દિન ગયા આખા.
ભુજ તે ભુજંગ ફણા સમ જાણો કે શીમળા કેરી શાખા. નફ. ૫
પુણ્યને પંથે પગ નવ ચાલે ને પાપવિષે પળે પ્રાણી.
દગ્ધ વૃક્ષ સરખા દુનિઆમાં જન એવું મનમાં લો જાણી. નફ.૬
આવું કહીને વેદ વદેછે તે ભ્રષ્ટ બુદ્ધિને ન ભાવે.
દુર્ગુણમાં જે દેહ ગમાવે તે પિંડ પ્રેત સમ કહાવે. નફ. ૭
શુદ્ધ ધર્મથી સજજન ચાલે ને તુછ અવિદ્યાને ત્યાગે.
છોટમ નીતિ ને ભકિત નિરંતર તે પ્રભુને પ્રિય લાગે. નફ. ૮

---

છે સુપનાની બાજી જગત સુખ છે સુપનાની બાજી. ટેક.
કુડુ જાણી થવું નહિ રાજી. જગત સુખ છે સુપનાની બાજી. ટેક.
જાગૃતનું સુખ કે દુખ સઘળું સ્વપ્ન વિષે નથી રહેતું.
સ્વપ્નમાં સુખ દુખ જે જે થાય તે નિદ્રામાં કોઇ નથી લહેતું.જગ.૧
મરણ અવસ્થા એજ પ્રમાણે જાણ વિના જડ થાશે.
નીતિ અનીતિ તણાં ફળ સગળાં જીવની સાથે જાશે. જગ. ૨
મૂરખ નર તે મરમ ન જાણે સમણાને સાચું જાણે.
સુત વિત દારા વૈભવ દેખી ગર્વ અતીરો આણે. જગ. ૩
હાણ્ય જાણીને રોવા લાગે હોય લાભ તો હરખે.
ક્ષણ ભંગુર છે ખેલ ખલકનો પામર જીવ ન પરખે. જગ. ૪
સમ બુદ્ધિ રહે સગળે ઠામે તે નર સાચા જ્ઞાની.
છોટમ સર્વ હરીને સમર્પે તેને ચિંતા શાની. જગત. ૫

---

જાયા તે જરૂર જવાના જગતમાં જાયા તે જરૂર જવાના.
જેવા હોય વંટોળિયા વાના, જગતમાં જાયા તે જરૂર જવાના. ટેક.
જળના બિંદુ જમાવી પ્રભુએ કીધીછે ઉત્તમ કાયા.

કર્ત્તાએ કાંય સંકેત કરીને મુકીછે મોહને માયા. જગ. ૧
ઈંદ્ર જાળ જે ઈશ્વર કેરી અદભુત અગણિત ભાતી.
શાથકી ઊપજે ને શામાં શમેછે જોતાં નથી જે જણાતી. જગ. ૨
હુંહું કરીને દેછે હુંકારો તે તન માને છે મારૂ.
દીપ જયોતિની પેરે બુઝાતાં આવરી રહે છે અંધારૂં. જગ. ૩
મરણ પછી જવું શરણ કોયને તે હશે કેવે રૂપે.
જીવ સ્વરૂપ જીવતાં ન જોયું તે પડિયા ભવ કૂપ. જગ ૪
જયાં લગી સ્વાધીન શરીર તમારે કરી આપ્યું કરતારે.
ત્યાં લગી સજ્જન શાણા હોય તે વિમલ વિવેક વિચારે. જગ. ૫
ભાગ્યવંત નર ઘડિયે ન ભૂલે ભજશે પ્રભુને ભાવે.
કહે છોટમ તે કાળચક્રમાં ફરી ફરીને નહી આવે. જગ. ૬

---

ભ્રાંતિયે જીવ ભમેછે સમજ વિના ભ્રાંતિયે જીવ ભમેછે.
નથી દૈવત તેને નમેછે સમજ વિના ભ્રાંતિયે જીવ ભમેછે. ટેક.
મૂળ વિચાર કરે નહિ મનમાં આપ ભુલાયું અજ્ઞાને.
દિગભ્રમ થાય તે અવળું દેખે પૂર્વ ને પછમ માને. સમ. ૧
અખિલ લોકનો કર્ત્તા ઈશ્વર કામ અલોકિક તેનું.
તેને તજીને અવર ઉપાસે તુછ જાણપણ તેનું. સમ. ૨
ભાશે ભૂત જયમ ભોળા મનુષને જીવતા જનના જેવું.
દેવ દેવી કે જેજે દીસે તે સહુ જાણવું તેવું. સમ. ૩
મનમાં રૂપ અનેક થાયછે તે સહુ જાણવી માયા.
મનનો પ્રકાશક મનથકી અળગો તે જાણે જન ડાયા. સમ. ૪
તત્વ વિચાર તપાસ કરેતો ભૂલ્ય સર્વથા ભાગે.
જન છોટમ જગદીશ ભજેતો મોહ નિશાથી જાગે. સમ. ૫

---

શ્રીહરી સાથે એવો, સંબંધ મારે શ્રીહરી સાથે એવો.
જયમ નેત્રને દિનકર જેવો. સંબધ મારે શ્રીહરી સાથે એવો. ટેક.
જેજે શબ્દ થાય જે ઠામે તે કણે ભેગીમાં વાગે.
તેનો સંબંધ છે તેની સંગાથે સમજે ને સારૂં લાગે. સંબં. ૧
સરસ નરસ જે ગંધ હોય તે પવનનો પ્રેરેલો આવે.
તેનો સંબંધ નાસિકાની સાથે હોય ભલો તે ભાવે. સંબં. ૨
કંચનનો કસ જેની કસોટી અડતામાં આપ જણાવે.
રસનાએ રસનો સંબંધ રહ્યો છે તે સ્વાદના ગુણને ગણાવે. સંબં ૩
સંબંધ ચર્મને સ્પર્શ સંગાથે તે જુગતે જથારથ જાણે.
એમ દેહમાં અદભુત રચના કરી કરતાર શયાણે. સંબં. ૪
સકલ ઈંદ્રિયોની સ્નાયુઓ સઘળી સોંપી છે મનને હાથેં.
માટે સંબંધ ઈંદ્રિયોને મનનો સર્વે કામ કરે સાથે. સંબં. ૫
મૂળ પ્રકૃતી દેહની સાથે એકમેક છે એવી.
છોટમ સરજનહાર સંગાથે તું કર પ્રીતી તેવી. સંબં ૬

---

આયુષ એળે ગમાવે, મુરખ શીદ આયુષ એળે ગમાવે.
ઘડી જાય તે પાછી ન આવે. મુરખ શીદ આયુષ એળે ગમાવે. ટેક.
કરતાની જોને કારીગરીરે કોએ એવી કયમ થાય.
શરીર કરી સોંપ્યું તને એની કિમત કેણે અપાય મુરખ. ૧
એ ઊપકાર ભૂલીને ભમતાં આચરે કર્મ અનિત્ય.
જુઠામાં જનમ અફળ ગયો પણ પ્રભુશું ન કીધી પ્રીત્ય. મુરખ. ૨
કૂડ કૅપટ છળમાં કળ્યોરે ના ગમ્યો સાચો સુસંગ.
મેલું મન કરીને પાપી રૂડો બગાડે રંગ.. મુરખ ૩
દામ દારાને દીકરારે ધામ ધરાનું ધ્યાન.
કુલ કુટંબને નાત્યનું તારે અંગે ઘણું અભિમાન. મુર. ૪

માર ઘણો છે મોતનોરે તેનો નથી તને ત્રાસ.
ઝડપ આવીને ઝાલશે ત્યારે કોય ન આવે પાસ. મુર. ૫
ચેતન હારા ચેતશે રે જ્ઞાની ગુણી ગંભીર.
બીજાં પશુ દોડે બાપડાં પીવા ઝાંઝુવાં કેરૂ નીર. મુર. ૬
આવરદા એનો ભલોરે ધન્ય તેનો અવતાર.
જન છોટમ કહે જગતમાં જેણે એક ભજ્યા કરતાર. મુર. ૭

---

ચિત્તની વૃત્તી નીચી, અજ્ઞાનીના ચિત્તની વૃત્તી નીચી.
જેની અંતર આંખ્યો મીચી. અજ્ઞાનીના ચિત્તની વૃત્તી નીચી. ટેક
જેવો સ્વભાવ પાણી તણો રે સંગ સમો રંગ થાય.
નળને જોગે ઊંચું ચડે પણ નીચુંને નીચું જાય. અજ્ઞા ૧
કર્મ વાસનાના કીચમાંરે તૃષ્ણાનું તાણ્યું ડોલાય.
આપ ન સૂઝે આપણું કયમ પરનો મેલ ધોવાય. અજ્ઞા ૨
સત ગુરૂ વચને જો ઠરેરે વાયુ આવે સુવિચાર.
પોત પ્રકાસે પોતાતણું તેનો અલગો થાય વિકાર, અજ્ઞા ૩
સતસંગ ગંગમાં ના ભળેરે માયામાં થઇરે મલીન.
મહિમા ન જાણે મૂલગો જેવો ગંગાને કાંઠે મીન. અજ્ઞા. ૪
ચિત્ત લહરી ચઈતનનીરે કુસંગે કચરો હોય.
છોટમ જો ભળે બ્રહ્મમાં તેને દોષ ન લાગે કોય. અજ્ઞા. ૫

---

એ મન નવ રહે ભમતું, ભજનં વિના એ મન નવ રહે ભમતું.
હિંડે મોહ માયામાં રમતું. ભજન વિના એ મન નવ રહે ભમતું. ટેક.
દોદરા હિંડે દોડતુંરે જેવું હરાયું ઢોર.
સદગુણને સાંધ્યા વિના એને કોણ ઠરાવે ઠોર. ભજન. ૧
ચપલ ગતી એની ઘણીરે ક્ષણમાં ફરે સહુ લોક.

શરીર સમરથ ઘણા પણ મન આગળ સહુ ફોક. ભજન. ૨
રૂપ રંગ જેને નહીરે જાતું ન આવતું જણાય.
અંગ આકાર વિના ફરે તેને કોય કયમ કરી સહાય. ભજન. ૩
મન મોજે ચૈતનનોરે જયાં ઊપજે ત્યાં સમાય.
છોટમ જો ભળે બ્રહ્મમાં ત્યારે તે ઠામે સ્થિર થાય. ભજન. ૪

---

સમજણ સાધન સાચું સરવ થકી સમજણ સાધન સાચું
બિન સમજ કરે તે કાચું સરવ થકી સમજણ સાધન સાચું ટેક.
કાષ્ઠને મથતાં અગ્ની પ્રકટે તા ન પડે જો ટાઢો.
દૂધમાં જામણ સમજીને નાખે તો દહિ મથી માખણ કાઢો. સર. ૧
રજ્જુને ઠામે ભુજંગ ભાસે તે સમજે સકલ ભય ભાગે.
સ્વપ્નાવષે જે સિંહ ડરાવે તે ભય ન પામે જે જાગે. સર. ૨
સૂઝ સમજ એ અંતર ચક્ષુ તે ગુરૂ ગમે ઉઘડે જય.રે.
આપણું આપને રૂપ પ્રભુનું જાણે જથારથ ત્યારે. સર. ૩
સનમુખ વૈકુંઠ સમજે તેને અણસમજુને આઘે.
કર્મ કરે ને કાયાને કષ્ટે તેણે ભરમ નવ ભાગે. સર. ૪
સાગર ગોપદ તુલ્ય છે તેને ગગન ગુજાવત થાય.
જન છોટમ એ સમશા જાણે જો ગુરૂ હાથ સહાય. સર. ૫

---

ગુરૂ વિન મરમ ન જાણે, કોય જન ગુરૂ વિન મરમ ન જાણે.
બ્રહ્મ જાણવો કોણ ઠેકાણે. કોય જન ગુરૂ વિન મરમનજાણે. ટેક.
બીવન અક્ષર માણુસ બોલે કળ એ ભરી છે કોણે.
જીવ દેહમાં રહિને વદે પણ પ્રભુ રચના ન પ્રમાણે. કો. ૧
ઔષધ સગળાં ગાંધીના ઘરમાં તે વૈદ વિના મરે રોગે.
દાટેલું ધન પણ ગુરૂ વિન ઘરનું કેમ પડે ઉપભોગે.

મહાસિંધુમાં નૌકા મૂકે મરમી પાર ઉતારે.
ભેદ લહ્યા વિન ભૂલો ભમે તે શ્રમ કરી સર્વે હારે. કો. ૩
અર્ક વિના સગળે અંધારૂ પાસ પડ્યું ના સુઝે.
જન છોટમ ગુરૂ જ્ઞાન મળે તો પ્રકટ પ્રભુને બૂઝે. કોપ. ૪

---

મનનો મરમ જો જાણે ચતુર નર મનનો મરમ જો જાણે.
ઠીક સમજીને રાખે ઠેકાણે ચતુર નર મનનો મરમ જો જાણે. ટેક.
જલ મધ્યે મછ જેમ રમે છે મગન થઈને માહાલે.
વિષય વારી મન મીન સરીખું ચારે દિશાએ ચાલે. ચતુ. ૧
જેવું પંખિ ઉડે આકાશે જ્યાં સુધી ગતિ જેની.
વાતાવરણથી વિશેષ જવાની આગળ ગતિ નથી એની. ચતુ. ૨
મનનાં રચેલાં જેજે પદારથ ત્યાં સૂધી મન જાશે.
મનની પાર મુકુંદ બિરાજે ત્યાં જાતાં લય થાશે. ચતુ. ૩
જ્ઞાનીનું મન જાય બ્રહ્મમાં વિષયીનું વિષયે ભમે છે.
ભક્તતણું ભગવંત ભજનમાં રાત્ય દિવસ રસ લે છે. ચતુ. ૪
નીતિ વાળા જનનું મન નિશ્ચલ નીતિ તજી નવ ડોલે.
ફાટેલા મનના જીવ ફટાંણા બેઠેલા સરખા બોલે. • ચતુ. ૫
પંચ વિષયનો સકલ પસારો તે ઉપર મન દોડે.
છોટમ સહજ સ્વરૂપ વિચારે મનની અવિદ્યાને છોડે. ચતુ. ૬

---

કરચ સત સંગતિ સાચી જીવડા તું કરચ સત સંગતિ સાચી.
દુરજનની સંગતિ કાચી જીવડા તું કરચ સત સંગતિ સાચી. ટેક.
સદગુણ સાગર અતિ નયનાગર બુદ્ધિ ઉજાગર જેની.
જ્ઞાન વિવેક ભક્તિ રસ ભરિયો તું પ્રીતિ કરચ તેની. જીવ. ૧
કપટી કુટિલ કઠોર કુકર્મી કાગ સમા જે પ્રાણી.

એવા નરની સંગતિ કરતાં હોય ધર્મની હાણી. જીવ. ૨
અતિ અગાધ ભવસાગર ભરિયો કોય તરે કયમ હાથે.
બુડતા જનની બાંહે વલગે તે બૂડે તે સાથે. જીવ. ૩
નીતિ નાવને સજ્જન મરમી તેને શરણે જાશે.
કહે છોટમ હરિ કરુણા જેને તે પારંગત થાશે. જીવ. ૪

---

સૂઝ વિના અંધારૂં સકલ ઘટ સૂઝ વિના અંધારૂં
તું તો રૂપ લહે નહિ તારૂં સકલ ઘટ સૂઝ વિના અંધારૂં, ટેક.
અર્ક તેજથી આંખો ઉઘડે દુનિયાંને તે દેખે
સૂઝ વિના સારૂ ને નરતું સહુ સરખું કરી લેખે. સક. ૧
અદકી ઓછી સૂઝ સરવને આપી છે કરતારે.
ઝાઝી સૂઝે સગળે જીતે હોય ઓછી તે હારે. સક. ૨
સ્થાવર જંગમ જીવ સર્વમાં સૂઝ પદારથ મોટું.
ઊત્તમ સૂઝે અતિ સુખ પામે અધમ સહે દુઃખ ખોટું. સક. ૩
પરમ દયાળ પ્રભુની કરુણા જેના ઉપર જેવી.
કહે છોટમ તેના ઊર માહે સૂઝ ઉપજે તેવી. સક. ૪

---

જો ગુરૂ વચન વિચારી જીવડા તું જો ગુરૂ વચન વિચારી.
શઠ શું બેઠો છે હારી જીવડા તું જો ગુરૂ વચન વિચારી. ટેક.
હરદમ હરિનું નામ સમરતાં શું બેસે છે નાણું.
મોહ માન મછરમાં મૂરખ ખોયું ઊત્તમ ટાણું. જીવ. ૧
હાંસે કુકરમ કરતો હિંડે નીતિ અનીતિ ન સૂઝે.
અધરો દંડ અખિલ કરતાનો તે તુજને નવ સૂઝે. જીવ. ૨
પૈસા રળતાં પાપ રળેછે ધન દાટેછે ધુળે.
પરલોકે ભોગવવું પડશે રડી રડી ચડશો શૂળે. જીવ. ૩

હજુવે દેડ હાથમાં તારે જો ચેતેતો સારૂં.
કહે છોટમ કરય દીપ જ્ઞાનનો તો ટળશે અંધારૂં. જીવ. ૪

---

જીવ સ્વતંત્ર ન કોઈ જગતમાં જીવ સ્વતંત્ર ન કોઈ.
પડયા કર્મતણે વશ સોઈ જગતમાં જીવ સ્વતંત્ર ન કોઈ. ટેક.
રાજ રાવણને આપ્યું ઈશે કૃપા કરીને જયારે.
પાપ કર્મથી તરત ભૂલિયો અંત થયો એક વારે. જગ. ૧
નહુશ નાક પતિનું પદ પામ્યો વરવાને ઈંદ્રાણી.
એક પલકમાં અજગર કીધો અવની ઊપર આણી. જગ. ૨
આખી પૃથ્વી એક હાથમાં લેઈ ચાલ્યો પાતાળે.
કનકનયન દિતિનો સુત એવો કૂટી નાખ્યો કાળે. જગ. ૩
મહા કષ્ટથી મરણ તણો ભય હિરણ કશિપુએ મટાડયો.
કર્મે રૂપ કારમું કીધું તતક્ષણ તેને તાડયો. જગ. ૪
એક નખે એક યોજન અવની ખણતા બહુ બળશાળી.
સાઠ હજાર સગર સુત એવા બળિયા નાખ્યા બાળી. જગ. ૫
અખિલ જગત અવલોકન કરતાં નહિ સ્વતંત્ર કોઈ પ્રાણી.
કહે છોટમ શ્રી બ્રહ્મની ભક્તિ એ નિર્ભય સુખ ખાણી. જગ. ૬

---

તું તો હરિ ભજ વિલમ ન કરરે, લાડકડા મનુવા. એ રાગનાં કી.૪
તું તો પ્રભુ પદપંકજ ભજરે, ભૂલેલા ભમરા.
બીજી તુછ વાસના તજરે, ભૂલેલા ભમરા. ટેક.
વિશ્વવાડી બહુ રંગનીરે, આવી તને અનુકુલ.
ડાળ પાંખડે તુ ભમે, તને તેનું ન લાધું મૂળરે. ભૂલેલા. ૧
આંબ્ય અનોપમ તાહરીરે, ડોળા પચીસ હજાર.
ખટપટ ને બે પાંખડી સારી, સૂંડ તારી અણીદારરે. ભૂલેલા. ૨

નવ તત્વે તું નીપનોરે, લેવા સર્વનો સાર.
ભક્તિ મધુર રસ પરહરી સારા લાવ્યા વિષય વિકારરે. ભૂલેલા. ૩
ગુણ ગુણ કરી શું ગણગણેરે, લેને ગુણાતીન લક્ષ.
ગુણને તો કાળ ગળી જશે જૂઠો જાણજે ગુણનો પક્ષરે. ભુલેલા.૪
એક ઘડી આનંદમાંરે, જો ન ધરે હરિ ધ્યાન.
તે જન પામર જાણવા જેવા સૂયર કાગ ને શ્વાનરે. ભૂલેલા ૫
આખો દિવસ એળે ખુવેરે, ના કરે તત્વ વિચાર.
જ્ઞાન પ્રકાશ ગમે નહિ તે તો ધૂડ જેવા ગમારરે. ભૂલેલા. ૬
સત ગુરૂ સાચા શોધજેરે, ઓળખવા અવિનાશ.
છોટમ સરજન હારને એતો પ્રકટ બતાવે પાસરે. ભૂલેલા. ૭

---

તું તો શુદ્ધ વિચારે વધ્યરે, હરિજલના હંસા.
ગુરૂ માન સરોવર મળ્યરે, હરિ જલના હંસા. ટેક.
કાગની સંગતિ તેં કરીરે, કાળો થયો છે રંગ.
મળ તજી મોતીને જો ભખે, તારૂં ઉજવળ થઇ જાય અંગરે. હરિ. ૧
હંસલો હંસને શોધતોરે, લેવા પ્રભુનું જ્ઞાન.
સંસાર સર ઊપર ઘણા, દીઠા બગલાને ધરતા ધ્યાનરે. હરિ. ૨
ઉપર દીસે ઉજળારે, વિધ વિધ ધારે વેશ.
ભાવિક હંસ ભૂલો પડયો, લીધો એ ગુરૂનો ઊપદેશ. રે. હરિ. ૩
કોટિક કલ્પ વીતી ગયારે, ભમતાં ભવની માંહિ.
કર્તાએ જો કરૂણા કરી, મળ્યા હંસ રૂપે ગુરૂ તાંહિરે. હરિ. ૪
સોહં હંસ બતાવિયોરે, ચૈતન સાગર તીર.
છોટમ અનુભવ મોતિયાં, ખાતાં થઇ ગયું શુદ્ધ શરીર રે. હરિ. ૫

---

તારૂં ખેતર હરણાં ખાયરે, જંજાળી જનુવા.
તેતો ફળવંત ક્યાંથી થાયરે. જંજાળી જનુવા. ટેક.
પાંચ હરણ પરિબલ ઘણારે, બીજા વળી દશ બાર.
ચોવીસ હરણીના સંગમાં રહ્યા, ત્રણ મોટા કળિહાર રે. જંજાળી. ૧
પેહેલી તો ખાધી સેલડીરે, વળતી તે દાડમ દ્રાખ.
ઉંબયતણા કડકા કરયા પછી, રળવાની રહી રાખરે. જંજાળી. ૨
જો જાણેતો જાગજે રે, ધર્મ ધનુષ કર ધારય;
ગોફણ લેજે જ્ઞાનની, ગુરૂબોધ બંધૂકે મારયરે. જંજાળી. ૩
ધીરજ રાખીને ઘર થકીરે, ખેપથી ક્ષેત્ર સંભાળય.
આપ ઉગારી આપણું કહે, છોટમ પ્રભુ ભણી વાળય રે. જંજાળી.૪

---

તું તો મન રૂપી મૃગ વસ કરયરે, ગુણ વંતા જ્ઞાની.
તેથી આત્મા કસ્તુરી ઉધરયરે, ગુણવંતા જ્ઞાની. ટેક.
એ મૃગની નાભી વિષેરે, પ્રણવ કસ્તુરી સાર;
વિશ્વમાં ફેરે છે વાસના, પણ એ નથી લેતો લગારરે. ગુણવંતા. ૧
દ્વાદશ શોધે દોડતોરે, વિષયારણ્ય મોઝાર.
તેને વશ કરવા તને દીધાં શ્રી ગુરૂએ હથિયારરે. ગુણવંતા. ૨
સાતે સ્વરથી સોહામણુ રે, જનમાં અનાહત જંત્ર.
ઉત્તમ નાદ એમાં વસે એ છે મૃગ આકર્ષણ મંત્રરે. ગુણવંતા. ૩
નાદે મોહ્યો મરગલો રે, આવીને આધીન થાય.
ભાન ભૂલે ભમવા તણુ તેથી જરી આઘો નવ જાયરે. ગુણવંતા. ૪
મન મૃગ વશ જયારે બને ત્યારે પ્રભુ વશ થાય.
પાપ તાપ ત્યારે ટળે કહે છોટમ સુખિયો થાયરે. ગુણવંતા. ૫

---

તેતો ઘટમાં ઘર કીધું વાલમ વરણાગિયારે. એ રાગનાં કી૦ ૨
તું તો ન્યારો રહિને ખેલે છે નારાયણા રે. તું તો, ટેક.
તારી ઇચ્છા તેહજ માયા તેમાં સગળા ભેદ સમાયા.
તું નિર્ગુણ પણ ગુણ તજમાં દીસે ઘણા રે. તું તો ન્યારો. ૧
પાણી પવનનો પિંડ બનાવે તેમાં ચૈતન તારૂં આવે.
તુજ ડાપણ જોતાંમાં કાંઇ નહી મણા રે. તું તો ન્યારો. ૨
નટ જયમ પટને ઓથે રેહેછે સકળ પૂતળાં નાચ કરેછે.
ત્યમ તારા કરમાં સરવેના તાંતણારે. તું તો ન્યારો. ૩
એક કળે સહુ જગત હલાવે ચમક દ્રષ્ટિ જયમ લોહ ચલાવે.
ઇચ્છા જ્ઞાન ક્રિયાદિક ગુણ તારા સોહામણારે. તું તો ન્યારો. ૪
તું ખેલ છે બાજી તારી જાણી ન સકે બુદ્ધી મારી;
છોટમ તુજને જોતાં ભાગે ભરમણારે. તું તો ન્યારો. ૫

---

કાયાછે તો નિશદિન કરય સમરણ કરતારનું રે. કાયા છે. ટેક.
જતન કરયું જઠરામાં જેણે તારો દેહ રચ્યો છે તેણે.
એણે કામ કરયું છે અત ઊપકારનું રે. કાયા છે૦ ૧
પ્રસવ થતા પેહેલું પય કીધું માતાના સ્તનમાં રચી દીધું
તેણે કારજ સીધું તારા આહારનું રે. કાયા છે૦ ૨
દાંત દીધા છે ચર્વણ ચરવા, અન્ન સરજિયુ ઉદર ભરવા.
કર કીધા કારજ કરવા વ્યવહારનું રે. કાયા૦ ૩
કાન નેત્ર કીધાં છે કેવાં, અંગ અમૂલ્યક સરવે એવાં.
વળી મોટું મન કીધું વિવિધ વિચારનુ રે. કાયા છે૦ ૪
એ ઉપકાર અપાર વિસારી, તું અવળો ચાલે અવિચારી.
મછર માં કરય દુખ છે જમના મારનું રેં કાયા૦ ૫
સુર દુર્લભ માણુષ તનુ પામી, લંપટ ન થવું લુણ હરામી.

છોટમ શરણ ગ્રહીલે સરજનહારનું રે. કાયા૦

---

પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાયે, એ રાગનાં કી. ૨

એ પ્રભુ પદના રે અધિકારી જેની સર્વે રીતી સારી. એ પ્રભુ ટેક.
શુભ ઇચ્છાએ સગળે વર્તે મન ઈંદ્રીને કાયા.
નીતિ નિપુણ સુજન આ જગમાં ધન્ય જનનિયે જાયા. એ પ્રભુ. ૧
ઇશ્વરની આજ્ઞાથી ઉલટાં કર્મ નથી આચરતા.
મહેશને જે માઠું લાગે તે ભયથી રહે ડરતા. એપ્રભુ. ૨
નેત્ર કર્ણને હાથ ચરણ એ સરજયાં સરજનહારે.
સજ્જન સુધરમ સાધન સાધી આત્માને ઉધારે. એપ્રભુ ૩
સારા ગુણથી જે સુધરેલા સજ્જન કેરે સંગે.
પ્રભુના જસ તેને પ્રિય લાગે આનંદ અંગ ઊમંગે. એપ્રભુ ૪
નિંદિત કામ ગમે નહિ તેને નિરખી આધા નાસે.
દુર્જન દુષ્ટ ઘાતકી પાપી પલ ન રહે તે પાસે. એપ્રભુ ૫
મૂરખ સાથે મન ના મેળે મહા બ્રહ્મને માને.
કૂડ કપટને કથની કોઇની તે નવ ભાવે કાને. એ પ્રભુ. ૬
નિયમ નિરંતર સત સંગતિનો ચિતથી ચતુર ન ચુકે.
વિશ્વ તણા કર્ત્તાની ભક્તિ તન મનથી નવ મૂકે. એ પ્રભુ. ૭
વિદ્યા વિનય વિવેક વિચારે અનુભવ અર્ક પ્રકાસે.
અંતરમાં જે ચોર અવિદ્યા તરત તેહથી નાસે. એ પ્રભુ. ૮
પ્રકટયું જ્ઞાન પદારથ જેણે જડને ચૈતન જોયું.
ઇશ્વરનું ઓળખાણ પડયુંને ધ્યાને પાતક ધોયું. એ પ્રભુ. ૯
વેમ જાળયની મટી વેદના ઠરયું મન નિજ ઠામે.
કહે છોટમ નીપજે નર એવા તે પ્રભુપદને પામે. એ પ્રભુ. ૧૦

---

પ્રભુ તને પ્રસન્ન તે એમ થાયે. જો તું સાચો મારગ સાયે. પ્રભુ તને ટેક.
એક ટેક ગુરૂ વચન પાળીને સેવા સમરણ કરિયે.
ગુણવંતા થઇ હરિ ગુણ ગાતાં કોથ થકી નવ ડરિયે. પ્રભુ ૧
કુલ કુટુંબને સગાં સહોદર સર્વે સ્વારથ સારૂ.
અંત સમે કોઇ કામ ન આવે ભજન કરે તે વારૂ. પ્રભુ ૨
ઊપર શુદ્ધી થાય જ્ઞાનથી મન શુદ્ધ થાયે જ્ઞાને.
બાહ્યાભ્યંતર રહે નિર્મલો કર્તા પ્રભુને ધ્યાને. પ્રભુ. ૩
ભૂખ્યા જનને ભોજન દેવું તરષા જનને પાણી.
કોઇ પ્રાણીને દુખ ન દેવું અંશ પ્રભુના જાણી. પ્રભુ. ૪
સાચા સ્નેહી હોય હરીનાં તેને સંગે રહિયે.
પરપંચી પાખંડી જનમાં કહે છોટમ નવજઇયે. પ્રભુ. ૫

---

રાતડલી કેની સંગે જાગ્યા. એ રાગનાં કી. ૧૦

દયાનિધ દુસ્તર માયા તારી, કઠણ છે કાળ ભયંકર ભારી. દયા. ટેક
જીવને જોડે છે મમતા ઘાણી, અજ્ઞાનના પાટએ આંખ્ય બંધાણી.
વહે પણ ના લહે લાભ કે હાણી. દયાનિધ ૧
મનોરથ તિલનું ઊમેરણ થાતું, નથી કાંઇ તે તલે તેલ જણાતું.
ધંધ્યનામાં લોભે રહે મન ધાતું. દયાનિધ. ૨
ઝીરણ છે જંત્ર મહા કોઇ મોટો, વહન કરે વ્રષભ દેતો ફરે દોટો.
ખરે ખરો દિસે વસ્તુ ગતે ખોટો. દયાનિધ. ૩
સંસારીને તૃષ્ણા સંસારની જેવી, ત્યાગી કરે સિદ્ધિની લાલચ તેવી.
આશા વશ દિસેછે દેવ ને દેવી. દયા નિધ. ૪
પડેલા પ્રાણી માયાને પેટે, છુટીને કોય થતા નથી છેટે.
વિના હરી શરણ મરણ કોણ મેટે. દયાનિધ. ૫
ઉષ્ણતા અગ્નિથી ના હોય અલગી, જુવો એમ જીવને માયા વલગી.

ઊન્હી હોય રાખ ઉડે તોય સલગી.                    દયાનિધ. ૬
તમારી ભક્તિ વસે ઉર જેને, ત્રિગુણ મય માયા નડે નહિ તેને.
અહોનિશ છોટમ ઈચ્છે એને.                    દયાનિધ. ૭

---

જીવડા સમજી વદે તો સારૂં, તેથી સહુ કારજ થાશે તારૂં. ટેક.
સિંધુ જલ વૃષ્ટિ રૂપે થઈ વરસે, પીધું જે પર્વતે તે પછી ઝરશે.
નદી નદ સાગરમાંહિ સંચરશે.                    જીવડા. ૧
પારથી પુરૂષ પ્રેરેછે વાણી, બુદ્ધિ પતિ ઘાટ ઘડેછે જાણી.
અક્ષર વદે જીભ નાદ માંહિ આણી.                    જીવડા. ૨
એમ પદ પ્રીછી પછી પદ ગાજે. મહારસ મગ્ન થઈ મકલાજે.
કહ્યુ મેં તો તારા અરથને કાજે.
ગાય ઘણા અર્થ કોય ઉર આણે, રીઝે હરી જ્ઞાની પુરૂષને ગાણે.
વિષયના જીવતો વિષય વખાણે.                    જીવડા. ૪
શબ્દ જે દેહ થકી નીકળેછે, અક્ષર જઈ આકાશ માંહી ભળેછે.
છોટમ કણ વાવેલો ટોચ ફળે છે.                    જીવડા. ૫

---

સર્વમાં સોહં રામ રમેછે, પ્રકટ થઈ પાધું પોતામાંસમે છે. સર્વ ટેક
શક્તિ ઓંકાર સ્વરૂપે એની, ત્રિગુણ થઈ ચોવીશ રૂપે તેની.
જગતની રચના કરેલી જેની.                    સર્વમાં ૧
પ્રથમ મહતત્વનો સર્ગ બનાવ્યો, અહંકાર તેના થકી ઉપજાવ્યો.
દ્રવ્ય ને જ્ઞાન ક્રિયા મય કહાવ્યો.                    સર્વમાં ૨
દ્રવ્ય પંચ ભૂતને માત્રાયો જાણો, ક્રિયા થકી ઈંદ્રી દશ પરમાણો.
દેવ મન જ્ઞાન શક્તિ ઉર આણો.                    સર્વમાં. ૩
છઠો અજ્ઞાન સર્ગ ઉપજાવ્યો, સર્વ ભેળી સુંદર દેહ બનાવ્યો.
તેમાં જીવ અંશ બ્રહ્મનો આવ્યો.                    સર્વમાં. ૪

અજ્ઞાને આપ ગયો છે ભુલી, માયા મદ મોહે રહ્યો છે ફુલી.
ગયો છે જ્ઞાન પોતાનું ડુલી સર્વમાં ૫
મળે કોય સદગુરૂ સાચા જ્યારે, દેહ અભિમાન તજાવે ત્યારે.
તત્વ મસિ લક્ષ્ય બતાવે તારે. સર્વમાં ૬
કૃપાનિધિ ગુરૂની કૃપા હોય જેને, શબ્દાતીત સ્વરૂપ જણાશે તેને.
છોટમ કહે આવાગમન નહિ એને. સર્વમાં. ૭

---

વંઠેલા જીવ થયા વ્યભિચારી. પામર નર હોય તે ભજે પરનારી.
વંઠેલા. ટેક.
જારના કર્મ કરે છે જાણી, થાય તપ તેજ બુદ્ધિ બલ હાણી.
પડેછે નરક વિષે તે પ્રાણી, વંઠેલા જીવ થયા. ૧
કરયાં હોય કોટિક તીરથ કોએ, જાય ફલ પરનારીને જોએ.
ઉજવલ નવ થાય કાજળ જળ ધોએ. વંઠેલા. ૨
કરે પરનારીની સંગત્તિ જયારે, કોટિ પૂજા નિષ્ફળ થાયછે ત્યારે.
શ્રુતિ સ્મૃતિ એમ સદાય ઉચારે. વંઠેલા ૩
ભુંડ મકલાય નરકને ભાળી, નીચ પરનારીને એમ નિહાળી,
કરેલાં સુકર્મ નાખે તે ટાળી. વંઠેલા૦ ૪.
જારમાં સાર નથી કાંઈ જડતો, પ્રકટ નર દીસે નરકમાં પડતો,
જાય જમ કિંકરને કર ચડતો. વંઠેલા૦ ૫.
લોકમાં લાજ ઘટેછે તેની, જારમાં બુદ્ધી રમેછે જેની,
ફજેતી થાય અતીશે એની. વંઠેલા૦ ૬.
રઝળિયા રણમાંહિ રાવણ જેવા, તુછ જાની જાયછે સગળા તેવા,
અતીશે અધમ ગણાયા એવા. વંઠેલા૦ ૭.
શાણા નર હોય તે સમજી લે છે, સદા પરનારીથી અળગા રે'છે'
છોટમ સહુ મુનિજન એમ વદેછે. વંઠેલા૦ ૮.

દોષના કોશ ભરે વ્યભિચારી, જરા નથી જોતા વિવેક વિચારી. દો. ટેક.
માનેછે લક્ષ્મી દેવીને માતા, દેખે તેને જાર કર્મમાં જાતા,
કોપે પછી વિષ્ણુ શંકરને વિધાતા. દોષ૦ ૧.
જાય જમ કિંકરને કર જયારે, લોહની નારી તપાવે ત્યારે,
કરાવે સંગ માર બહુ મારે. દોષ૦ ૨
તુચ્છ નર ત્રાસ તેનો નવ આણે, ગુરૂનાં વચન અસત્ય પ્રમાણે,
તેને જમ દૂત વૈતરણીમાં તાણે. દોષ૦ ૩
વચન જે વેદ તણાં નવ માને, કહો તે મૂઢ ગણે પછી કોને,
પશુથી અધમ લખાયા પાને. દોષ૦ ૪.
પરણેલી હોય પ્રેમદા સારી, તોય પરનારી ભજે વ્યભિચારી;
અરે શઠ શી ગતી થાસે તારી. દોષ૦ ૫.
પરણતાં કીધી પ્રતિજ્ઞા કેવી, માનુ પરનારીને માતા જેવી,
વદેલી વાચા વૃથા કરી એવી. દોષ૦ ૬.
કોય ધન ધામ ત્રિયાને ત્યાગી, વેષ ધરી થાય ભલો વિતરાગી,
ભમે પરભામિની સંગે અભાગી. દોષ૦ ૭.
ઉત્તમ નર દેહ અમૂલકધારી, હાથે કરી તે નવ જાશો હારી,
છોટમ ભજ બ્રહ્મ સદા સુખકારી. દોષ૦ ૮.

---

પાપીને પૂણ્ય કર્મ નથી ફળતું, બળેલું બીજ ઉગે નહિ વળતું.
પાપી. ટેક.
ચિત્ત ફરે ચપળ વિષયરસ ચાખી, અહોનિશ ભટકેછે ઉમ્મર આખી,
પ્રભુ પદ માંહે સકે નહિ રાખી. પાપીને૦ ૧.
અહંકૃતી આપ શરીરની આણે, અન્યથી ઉત્તમ આપ વખાણે,
મરે ત્યાં સુધી બણો મત તાણે. પાપી૦ ૨.
બુદ્ધિતો નિશ્ચય સાધે નરતો, દોષથી દિલમાં જરા નથી ડરતો,

ભંડારો પાપતણો રહે ભરતો. પાપી૦ ૩
મનોરથઅનરથકી ઊપજે એવા, પ્રપચે પરધનને હરી લેવા,
સજે નહિ સારા પુરૂષની સેવા. પાપી૦ ૪.
નેત્રં સહુ ભુંડી દષ્ટિયે ભાળે, તેથી તપ તીરથ પુણ્ય પ્રજાળે.
પ્રભુનું તેજ બધે નવ ન્યાળે. પાપી૦ ૫.
કાને પર નિંદા ભલેરી ભાવે, પ્રભુ ગુણ સાંભળતાં ઉંઘ આવે,
કુબુદ્ધી ચોર પ્રભૂના કહાવે. પાપી૦ ૬.
જીભે વદે જુઠ અન્યાયને ચાડી, પુણ્યનો મારગ નાખે ઊખાડી;
મારે વિષ વેરી સર્વને વરાડી. પાપી૦ ૭.
હાથતો કામ હરામ કરેછે, ચોરી લાંચ હિંસામાં આગે ધરે છે;
વળી ઘણાં અધમ કરમ આચરે છે. પાપી૦ ૮.
ચરણતો ઝાઝા કુસંગે ચાલે, મમત કરી વડતાં મગનમાં મહાલે,
પુણ્યને પંથે જરા નવ હાલે. પાપી૦ ૯.
પાપથી પુર્ણ ભરયો ખળ દેહ. માળા ગ્રહી માને મૂકાવાં તેહ,
છોટમ તરે સાચો મનુષ જન જેહ. પાપી૦ ૧૦.

---

સુજનમાં દોષ કુષ્ટ જન દેખે, આપથી ઓછા અન્યને લેખે. સુજન ટેક.
શ્વાનને સરખું છે સારૂં ને નરતું, ભસે તેની પાછળ ચામર ફરતું.
કોયની કિંમત તે નથી કરતું. સુજનમાં. ૧
અર્ક ઘુડ આગળ કોય વખાણે, તરત તે જુઠું કહે તે ટાણે.
અધમ નર સુજનમાં દૂષણ આણે. સુજનમાં. ૨
કોકિલાને કાગ કહે સહુ એવી, નથી એની વાણી અમારા જેવી.
સુજનને દુષ્ટની રીતી તેવી. સુજનમાં. ૩
વનસ્પતી ખીલે વૃષા રતુ પેખી, જવાસો જાય બળી તે દેખી.
એવી હોય દુષ્ટની જાતી અદેખી. સુજનમાં. ૪

અધમનાં લક્ષણુ સગળાં એવાં, મુખકને સર્પ વીછીના જેવાં.
છોટમ કહે એ થકી કહિયે કેવાં. સુજનમાં. ૫

---

અરે જીવ શી ગતિથાશે તારી, જુઠામા જન્મ ગયો સહુ હારી. અરેટેક.
ચોરી જારી હિંસાનાં કામ કરે છે, પાપના ભાર અપાર ભરે છે.
વદનમાંથી વિષ જેવાં વચન ઝરે છે. અરે. ૧
વિષ્ણુ તજી વેશ્યા ભજેછે રૂપાળી, ખુચટ તારાં સુકૃત નાખે છે બાળી;
કાળજામાં ભાત પડેછે કાળી. અરે. ૨
વ્યસનમાં વણુશી ગયો વ્યભિચારી, મૂઢ થઇ મલિન વાસના તારી.
થયો તું નરક તણો અધિકારી. અરે. ૩
જ્ઞાન તો અવળું સમજી લીધું, નાસ્તિક થઇ કર્મ અઘટતુ કીધુ.
અમૃત રસ ઢોળી હળાહળ પીધું. અરે. ૪
વિષય રસ માહી રહ્યો તું બૂડી, કરેછે કરણી નિરંતર કૂડી.
ઓચિંતો જાશે અચાનક ઊડી. અરે. ૫
જ્યારે જમ કિંકરને કર ચડશે, પછી તેને માર ધડાધડ પડશે.
રાંક થઇ જીવ નિરંતર રડશે. અરે. ૬
ન્યાયાધિશ ધર્મરાય છે એવો, તેને શિર દંડ દુષ્ટને દેવો.
કઠણ ઉત્તર એને દેવો. અરે. ૭
આસ્તિક થઇ આચરશો ગુરૂ સેવા, તજીને દુર્ગુણ દૂષણ જેવા.
છોટમ જન નિપજે જનક શુક જેવા. અરે. ૮

---

કેફ કરી મૂઢ બગાડે કાયા, દૂર રહે એવું જાણી જન ડાયા. કેફ. ટેક.
પિયે મધુપાન નીચ જે નર તો, ફજેતી થાય રહે જો ફરતો.
એવાનો જીવ નથી ઉધરતો. કેફ. ૧
કેફ તો આસુરી જીવ કરેછે, બુદ્ધિ ધન કીર્તિને કાંતી હરેછે.

ધીરજ ને ધર્મનો નાશ કરે છે. કેફ. ૨
કેફીની વાત કોય ના માને, ચોરી જારી જુઠ કપટ કરે છાને.
ભરોંસો તેનો પડે નહિ કાને. કેફ. ૩
કેફી નર થાયજ સગળા ક્રોધી, વિશેષે હોય સુજનના વિરોધી.
કેફીના એ ગુણ જોયા શોધી. કેફ. ૪
ચડે કેફ ત્યારે ફરે છે બકતો, સારૂં તે પુણ્ય કરી નથી શકતો.
ઘણા દીન દેહ તેનો નથી ટકતો. કેફ. ૫
અમૂલ્યક દેહ બગાડે આપે, પડે છે નરક વિશે બહુ પાપે.
મરે છે કેફી સદાય સંતાપે. કેફ. ૬
કેફથી ભોગી બને છે રોગી, જોગથી ભ્રષ્ટ થાયછે જોગી,
સદા શઠ થાયછે ત્યાગી સંજોગી. કેફ. ૭
પુરાતન પાપ હોય છે જ્યારે, વ્યસનમાં જીવ વંઠે છે ત્યારે.
છોટમ મળે સદગુરૂ તેને સુધારે. કેફ. ૮

---

જીવડા જોને તું આપ વિચારી, ભૂલ્યો શઠ શી ગતી થાશે તારી.
જીવ. ટેક.

ગર્વમાં થઇને ફરેછે ઘેલો, પાપનાં કર્મ કરેછે પેહેલો.
મોહ મદમાંહિ થયો મન મેલો. જીવ. ૧
ધર્મને પંથે નથી પગ ધરતો, અનીતિ અન્યાય અધર્મ આચરતો.
ધણીના ભય થકી શે નથી ડરતો. જીવ. ૨
ફોકટ સુખમાંહી ફરે છે ફુલ્યો, ભાગ્યના હીણા પ્રભુને શું ભૂલ્યો.
દેહ રૂપી રત્ન અમૂલક ડૂલ્યો. જીવ. ૩
કાળની ફોજ સજાય ફરે છે. પળે પળે આયુષ તારૂં હરે છે.
દોષના કોશ ભરીને મરે છે. જીવ. ૪
છકેલા જાશ સર્વને છોડી. જોતાં જમ નાખશે મુંડી મરોડી.

રૂડા તન કેશ થશે રાખોડી. જીવ. ૫
વાવેલાં તો સર્વે વેગરવાં પડશે, કણિચ વાવે કદળી તે ક્યાંથી નીપજશે.
ઝેરમાંથી અમૃત તે કયમ જડસે. જીવ. ૬
સૂર્ય સુત રાજા જીવને સાથે, મુવા પછી જાય પાપી તેને હાથે.
કઠણ છે જીતી જવું તેની સાથે. જીવ. ૭
પાધરા ચાલો પાપ નવ કરશો, ઇશ્વરની આજ્ઞાઓ જો અનુસરશો.
છોટમ પ્રભુ શરણ ગયે ભવ તરશો. જીવ. ૮

---

જનની જીવોરે ગોપીચંદની એ રાગનાં કી. ૮

જગમાં તેં જનમીને શું કરયું, ઓળખ્યો નહિ અવિનાશજી.
જૂઠારાં ખોયું તે જીવડા, પડયો કાળને પાશજી. જગમાં ૧
દાન દયાને સત્ય શીલતા, એવું ના આવ્યુ ઉર જી.
જગ કર્તાને જાણ્યા નહી, કામ કીધાં તે ક્રુર જી. જગમાં ૨
ધંધો કરીને ધન મેળવ્યું, બાંધ્યા મોટેરા માળ જી.
પ્રભુ ન ભજાયારે પાપિયે, કાલે ઝડપશે કાળ જી. જગમાં. ૩
વેહેવાર વટના વશ કરયા, મમતા બાંધીને મંદજી.
ગર્વથી પુણ્ય અફળ ગયું, ગાયા નહિરે ગોવિંદજી. જગમાં ૪
સાચા ને જૂઠારે પાડવા, લીધી લોકોની લાચ જી.
મહિંશ મારકણા શો મસ્ત છે, નથી ઇશ્વરની આંચ જી.જગમાં.૫
કીટ જે વારે વૃષા કાળના, ઉપજે ત્યમ અલપાય જી.
એમ બ્રહ્મને ભજયા વિના, જમને ઘેર જીવ જાય જી. જગમાં. ૬
ધિક ધિક તારા ધર્મને, મનમાં પાપના મૂળજી.
શુદ્ધ વિચાર ન આવિયો, ધર્મ માન્યો તે ધૂળજી. જગમાં. ૭
સાર આચરવું ન સૂઝયું, કરતાં કૂડી કુલ રીત્ય જી.
છોટમ પ્રભુ એક સત્ય છે, બીજું સરવ અનિત્ય જી. જગમાં. ૮

મોટયમ મૂકોરે મન થકી, અનરથ મૂળ અભિમાન જી.
સમરથ સરજનહાર છે, ધરવુ તેહનું ધ્યાન જી મોટયમ. ૧
કોય મોટારે કારભારથી, કોયને જર તાણું જોરજી.
અંતરમે ધન કરયુ એકઠું, અતે ઇશ્વરના ચોર જી. મો. ૨
કોયક મોટા કરામતે, બુદ્ધિ બળ પરચંડજી.
ભજન વિના ભય નહિ ટળે, જડશી જમ કેરો દંડજી. મો. ૩
ફુલ્ય ન સાખે ફુલનં, તજે તરૂવર તેહજી.
માટે ન ફુલીશ માનવી, ખરશે ક્ષણ માહિ દેહજી. મો. ૪
પરવશ સહુનારે પિંડ છે, જીવન ચપલ જરૂર જી.
ઝમકી જાયે જેવી વીજળી, એવું જાણી લે ઉર જી. મો. ૫
મૂઢ જાણે મરવું નથી, મોટમ મનમા અપાર જી.
કાળ ભયંકર કઠણ છે, કરે છત્રપને છાર જી. મો. ૬
નાનપણે ગ્રહો નમ્રતા, ભાવ ભકતી ને જ્ઞાનજી.
જગત કરેલું જગદીશનું, સુખ દુખ સહુને સમાન જી. મો. ૭
ઇશ્વર જેણે ઓળખ્યા, તે નર મોટા મહંત જી.
બીજાં બચારાં એ શું બન્યું, રહ્યા અપરાધી જંત જી. મો. ૮
ભકિત થકી જે મોટા થયા, તેનું નવખડે નામ જી.
ભજ છોટમ ભગવતને, મળશે મોટેરો ઠામ જી. મો. ૯

---

ભકિત મારગ સહુથી ભલો, ચાલે કોય ચતુર જી.
હરદમ હરિ વન વીસરે, ભાવ રહે ભરપૂર જી. ભકિત. ૧
ચાહ્ય ન ચૂકે રે ચિત્તથી, અચળ એવી છે ટેક જી.
નિશિદિન ન ભૂલે રે નાથને, જેનો વિમલ વિવેક જી. ભકિત ૨
સત્ય ધર્મ શીલ શોભતું, નિર્મળ પુણ્યે પવિત્ર જી.
દ્વેષ નહિ કોય લોક શું, માને સર્વને મિત્ર જી. ભકિત. ૩

ધ્રુવ અંબરિખ પ્રલ્હાદને, જુવો જનક વિદેહ જી.
ચિત્ર કેતુ ચંદ્ર હાસ છે, ભળ્યા ભક્તામાં તેહ જી. ભક્તિ. ૪
અક્રૂરક અર્જુન ને બળિ, વિભીષણ ને વિદુર જી.
ભીષ્મ પરીક્ષિત ભૂપતી, ઉદ્ધવ ને અક્રૂર જી. ભક્તિ. ૫
રાજ રીતિમાં સહુ રહ્યા, કાહાવ્યા મોટા મહંત જી.
ધર્મ પાળ્યો ધરણી વિષે, સર્વ શિરોમણી સંત જી. ભક્તિ. ૬
ઇશ્વર લીધા ઓળખી, સાચા સરજનહાર જી.
અન્યનો જે કરે આશરો, ભક્તિ તે વ્યભિચાર જી. ભક્તિ. ૭
અનન્યપણે રે ઊપાસવો, એક દેવ અખંડ જી.
બીજાં સાધન સહુ પાંગળાં, પૃથ્વીમાંહિ પાખંડ જી. ભક્તિ ૮
એવી ભક્તિનો આદર કરો, મોંઘો નર તન જાય જી.
અફળ ગયા તે અભાગિયા, જમને હાથે પિટાય જી. ભક્તિ. ૯
સાચી ભક્તિ સુવિચારથી, કરી જાણે જો કોય જી.
કહે છોટમ પ્રભુ પામશે, મહા મુક્ત તે હોય જી. ભક્તિ. ૧૦

---

સાચા પ્રભુજીને સેવિયે, કલ્પિત ખોટા કરોડ જી.
જગત રચ્યું જેણે જુક્તિએ, જેની નહિ કોય જોડ જી. સાચા. ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, હરિ હાજરા હજુર જી.
સમીપ રહી સહુ સાચવે, દુરજન જાણે દૂર જી. સાચા. ૨
રચના તિહાં રચનાર છે, કાર્ય તિહાં કરનાર જી.
રક્ષ્ય તિહાં રક્ષક સદા, સૃષ્ટિ તિહાં સૃજનાર જી. સાચા. ૩
વિશ્વાસ ત્યાં વિશ્વંભર સદા, એવું કહે મુનિ કોય જી.
પોષક સર્વ પ્રજા તણો, સહુને જાણે છે સોય જી. સાચા. ૪
નિયમ બાંધ્યો જેણે સર્વનો, તિજ્ઞ નિયંતા એક જી.
તૃણ નવ હાલે હુકમ વિના, એવા નથીરે અનેક જી. સાચા. ૫

અદ્ભુત સામર્થ્ય એહમાં, કળા કોટિ અનંત જી.
અગણિત અંડ ઉત્પન્ન કરે, આણે ક્ષણમાંહિ અંત જી. સાચા. ૬
સ્વર્ગ વૈકુંઠ ગોલોક છે, અક્ષર ધામની આધ જી.
દૃઢ ધારી ત્યાં દેવ છે, ભિન્ન પંથના વાદ જી. સાચા. ૭
વચન વિચારજો વેદનાં, સચ્ચિદાનંદ કંદ જી.
છોટમ તે પ્રભુ સર્વનો, ગુણાતીત ગોવિંદ જી. સાચા. ૮

---

શું સમજ્યો શઠ ગુરૂ થકી, ન થયું બ્રહ્મનું જ્ઞાન જી.
મમતા માંહિ મળી રહ્યો, અતિતનું અભિમાન જી. શું ૧
સ્થૂલ સૂક્ષ્મને કારણ તણો, ન લહ્યો મૂળ વિચાર જી.
હું હું કરેછે તે શું હશે, શોધી ના લહ્યો સારજી. શું ૨
ક્ષરને આરાધે ખરે ખરો, અક્ષર પદનો અજાણ જી.
ચર્મના રૂપને ચિંતવે, વૃથા વહી જાય પ્રાણ જી. શું ૩
સરજે પાળે ને સંહરે, એવો કર્તા અરૂપ જી.
લક્ષ્ય ન લાધોરે તે તને, ભટકે ભવ કૂપ જી. શું ૪
નામ જપે છે જીભ્યા વડે, નથી નામીની જાણ્ય જી.
ધામ તો કલપેલાં સાંભળ્યાં, અંતે કર ગ્રહે કોણ જી. શું, ૫
જીવતાં જથારથ ના લહ્યું, મુવે માને છે મોક્ષ જી.
વાતે વવાયોરે બાપડો, પ્રભુ જાણે પરોક્ષ જી. શું. ૬
અનુભવી ગુરૂ જો આવી મળે, આપે તત્વ વિચાર જી.
છોટમ સદ્ચિદ રૂપને, જીવતાં જુવે નિરધાર જી. શું. ૭

---

અક્ષર આદ્ય આરાધિયે, જેનો પ્રબલ પ્રતાપજી,
સમલ વિરાજે એ શૂન્યમાં, આવરણ રહિત અપાપજી. અક્ષ૦ ૧.
સૂર્ય તણી સત્તા થકી ઉપજે અભ્ર અપારજી,

એમ સકલ ઓંકારથી, થયો અંડ આકારજી, અક્ષ૦ ૨.
રૂપ બંધાય અરૂપનાં, તેમાં અવનવા રંગજી,
અલગો ઉપાધિથી અર્ક છે, એવો કર્ત્તા અસંગજી. અક્ષ૦ ૩.
દેહ ધારી દુનિયાં વિષે, નિર્મલ બલિયા જે થાયજી,
વાદલ જેવાં વપુ સહુ, રાખ્યાં તે નર ખાયજી. અક્ષ૦ ૪.
નિર્બળ બલિયાને નમે, કહે તેને કર્ત્તારજી,
મર્મ ન જાણે એ મૂળગો, ભૂલે ભરમે સંસારજી. અક્ષ૦ ૫.
અનુભવ ઉપજે ઉર વિષે, ગુરૂ જ્ઞાન વિચારજી,
છોટમ એ પદ ઓળખે, પામે ભવ જળ પારજી. અક્ષ૦ ૬.

---

જ્ઞાન ન ઊપજે ગુરૂ વિના, કોટિ સુણતાં કથાયજી,
પારસ લખિયો પુરાણમાં; સુણતાં સોનું ન થાયજી. જ્ઞાન. ૧.
અંજન વિદ્યાની ઓષધી, આગળ કથી ગયા કોયજી.
પાઠ કરે પૂરા પ્રેમથી, નિર્મલ નેત્ર ન હોયજી. જ્ઞાન. ૨.
કલ્પતરૂને ચિંતામણી, મોટો સુણિયો મહિમાયજી.
દારિદ્ર ન જાય દીઠા વિના, જપતાં જુગવહિ જાયજી. જ્ઞાન૦ ૩
મસ્તકના મુખ આગળે, પઢિએ અમૃત પુરાણજી,
જરિયે ન થાયેરે જીવતું, જોજયો વિચારીને જાણજી. જ્ઞા૦ ૪.
પોષણ આપે પળે પળે, ભેળો રહે ભગવાનજી.
એ પ્રભુને જો ઓળખે, તો તે હોય ગુણવાનજી. જ્ઞા૦ ૫.
જુની કથાઓ જે જગતમાં, તેનો સમજવો સારજી,
મહંત પુરૂષ મળ્યા જેહને, પામ્યા તે નર પારજી. જ્ઞા૦ ૬.
સાત દાડા શુક દેવની કથા, સુણિ સહુ કોયજી.
પરીક્ષિત મોક્ષ પામી ગયો, સમજ્યો લક્ષારથ સોયજી. જ્ઞા૦ ૭.
માંનો કહ્યું જો માનવો, દેવ બુદ્ધિના લક્ષજી,

છોટમ પ્રભુ પદ પામવા, લેજો જ્ઞાનીનો લક્ષજી. જ્ઞા૦ ૮.

---

શત્રુ સબળ છે શરીરમાં, મોટા મનના વિકારજી,
ધર્મરૂપી ધન એ હરે, વિના વસ્તુ વિચારજી. શ૦ ૧.
દ્વાદશ તિલક અંગે કરે, હરિમળવા હથિયારજી,
મોહિ મચરડીને મારિયા, તરી ન શક્યા સંસારજી. શ૦ ૨.
શંખચક્ર ગદા પદ્મનાં, ધારે અંકિત અંગજી,
કામે ને ક્રોધે તે કૂટિયા, કરચો કરમે કુસંગજી. શ૦ ૩.
ભેખ ધરે ભય ના ટળે, શત્રુ ઘેરે શરીરજી,
પરપંચ મૂકી પ્રભુ ભજે, એવા કોયક વીરજી. શ૦ ૪.
ધીરજ ધનુષ કરમાં ધરે, સુરતા બાણ સંધાણજી,
કંપીને શત્રુ દૂરે રહે, પામે પદ નિરવાણજી. શ૦ ૫.
સત્યનામ સમશેરને, હરદમ જો ગ્રહે હાથજી,
છોટમ આપના પરભવે, રમે બ્રહ્માની સાથજી. શ૦ ૬.

---

હો મનુવા શ્રીહરિ શરણે રહેજે એ રાગ. કી૦ ૩.

હો મનુવા ભજનભરોસે રહેજે,
અવર ઉપાસન પરહરી, ગુરૂ જ્ઞાન હૃદયમાં ગ્રહેજે. હો મનુવા ટેક.
વિચરે વપુ વ્યવહારમાં રે, સુરત પરાની પાર.
આવરણમાં અટકે નહિ, નિજ પ્રભુસાથે એક તાર. હો મનુવા૦ ૧.
ચકોર દેખે ચંદ્રને રે, ચિત્ત ન ચોરે લગાર,
અમૃત આવે ચાંચમાં, તેથી બળતા ભખે અંગાર. હો મનુવા૦ ૨.
અંબુજ અર્કને જોઇને રે, ખીલે સરોવર માંય,
સમરથની સુરતા થકી, જળ પત્રે ન પરસે કાંય. હો મનુવા૦ ૩.
કુંજડી પ્રસવે ઈંડલાં રે, જનની વિદેશે જાય,

સુરતે સેવાયે સેહેજમાં, તેની પ્રીત્યે પરંદાં થાય. હો મનુવા૦ ૪.
સાગરકેરી છીપનીરે, સુરત સ્વાતિ ઘન સંગ,
આતુર થઈ ગૃહે અધરથી, તેમાં નીપજે મોતીનાં નંગ. હો મનુવા ૫.
નરમાદા મોતી તણી રે, સાચો સ્નેહ કહેવાય,
નરને વિદેશો વાપરે પણ, માદાથી અલગ ન થાય. હો મનુવા૦ ૬.
એમ સુરત સરજનારશું રે, રસ બસ થઈ રહે લીન.
પલક ન જાય પિઉ વિના, જેવો મહાજલ કેરો મીન. હો મનુવા૦ ૮.
લક્ષ લાગ્યો નવ વીસરે રે, હરદમ હાલ હમેશ,
જન છોટમ ધન્ય તેહને, જેનો એવો ભક્તિનો દેશ. હો મનુવા૦ ૯

---

હો મન ભમરા ભજન તજી શું ભમે છે,
પ્રભુ પદ પંકજ પરહરી, તને ભંગુર ભોગ ગમે છે. હો મન. ટેક.
વિશ્વવાડી કરતારનીરે, કલ્પિત કારનું કામ,
ઊપજ્યા પછી લય થાયછે, તેનું ન જડે રૂપકે નામ. હો મન૦ ૧.
બરાસની મુરતી બનીરે, અભ્ર ધનુષનો રંગ,
જોતાં જોતાંમાં જાયછે, તેમાં નહિ કોય કોયનો સંગ. હો મન૦ ૨.
આપણી આંખ્યો આગળેરે, શૂરા સુજાણ શ્રીમંત,
મરદ ઉડી ગયા ગરદમાં, જે બહુ જોધા બળવંત. હો મન૦ ૩.
ભૂમી ઊપર થયા ભૂપતિરે, જમાત હુકમમાં હજૂર,
વૈભવ વાળા વિશ્વમાં, તે વહિ ગયા વેહેતે પૂર. હો મન૦ ૪.
ગજ ઘોડા રથ સાહબીરે, ધામ ધણ પરિવાર,
પલ એકમાં મૂકે પડ્યું, એવો મૃત્યુનો મોટો માર. હો મન૦ ૫.
ધન મદ જોબન કેફમાંરે, ગર્વ કરે તે ગમાર,
પુષ્પની સજાએ પોઢતા, એવા છત્રપ થઈ ગયા છાર. હો મન૦ ૬.
સહુના શિર ઉપર ફરેરે, કળનું ચક્ર કરાળ.

અંધ ન લહે અજ્ઞાનમાં, જેની ફડકે ત્રિલોકને ફાળ. હો મન० ७.
જાવું સરવને જરૂર છેરે, સમરને સરજનહાર,
જો દિવસે ઘર ના જડયું, તેને આગળ છે અંધકાર. હો મન० ८.
છોટમ એવું જાણીનેરે, ભજ સમરથ ભગવંત,
પ્રભુ ના ભજ્યા તે પ્રલે ગયા, જેવા ચોમાસાના જંત. હો મન० ८.

---

હો જીવડા તું જગતપતી જેને જાણી,
સર્વ દેહમાં સરસ જે, નર દેહ દીધો તને પ્રાણી. હો જીવડા. ટેક.
નર ખરથી શાંનો ભલો રે, જો ન ભજ્યો કરતાર,
ચાર તો સરખાં સર્વને, ભય નિદ્રા અનંગ આહાર. હો જીવડા० १.
માનવ મોટો માનિયેરે, જો કરે સાચો શોધ,
તત્વ વિચાર રહે સદા, જેની બુદ્ધીમાં નિર્મલ બોધ. હો જીવડા० २.
નિર્મલતાએ નિહાળિયેરે, સમરથ સરજનહાર,
સ્થાવર જંગમ જે રચે, એવો અખિલ અંડ આધાર. હો જીવડા० ३.
અદભુતતા એમાં ઘણીરે, કોય ન પામે પાર,
કલ્પિત મતને પરહરી, કરો છોટમ એમ વિચાર. હો જીવડા० ४.

---

ભુલ્યો મન ભમરા તું કયાં ભમ્યો એ રાગનાં કી० ३.
ધર્મ વિચારો રે ઘર થકી, તજી કપટ તમામ;
પડતાં ધારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ. ધર્મ વિ० १.
કર્તાએ સ્રષ્ટી પ્રથમ કરી, રચી સ્થિર ચર જાત્ય;
મોટો બનાવ્યો રે માનવી, વિશ્વમાં જે વિખ્યાત. ધર્મ० २.
નાયક નરને સરજિયો, આપ્યું જ્ઞાન વિશેષ;
વાણી આપી શબ્દ બોલવા; દીધા હિત ઉપદેશ. ધર્મ० ३.
ચરણ આપ્યા દેવે ચાલવા, ગ્રહેવાને હાથ;

ધણિયે તો રાખવા ધારણે, સાંપ્યો ધર્મ તે સાથ. ધ૦ ૪.
હિતનાં વચન આદિ દેવનાં, તેનું નામ છે વેદ;
અવળો ચાલે તે અધમ બને, અંતે થાય ઉછેદ. ધ૦ ૫.
સત્ય દયા તપ શૌચ છે, પગ ધર્મના ચાર;
જેના હૃદયમાં એ રહ્યા, ઊત્તમ તેનો આચાર. ધ૦ ૬.
ચાર ચરણ છે અધર્મના, વેમ મદ ને કુસંગ;
અનૃત પેશી જો અંગમાં, કરે ધર્મનો ભંગ. ધ૦ ૭.
સત્ય વસે જો શરીરમાં, સુઝે સાચો વિચાર;
બુદ્ધિ પ્રકાશ વધે બહુ, ઝાલે કર કરતાર. ધ૦ ૮.
શશિ વિના જેવી શર્વરી, વિના દીપક ધામ;
સત્ય વિના એમ જાણવો, નરદેહ નકામ. ધ૦ ૯.
સત્ય વાળો નર સર્વને, લાગે વાહલો વિશેષ;
પ્રીતિ પ્રતીતિ કરે સહુ, શોભાવે નિજ દેશ. ધ૦ ૧૦.
અતિ મહિમા સારી આબરૂ, પામે સાચા સુજાણ;
જસ બહુ વાધે જગતમાં, કરે વિશ્વ વખાણ. ધ૦ ૧૧.
રાખે ભરૂસો ભૂપતી, ભારે સાંપે ભંડાર;
સાચાને મળવો સેલ છે, પ્રભુ સરજનહાર. ધ૦ ૧૨.
સાચ વસે જો શરીરમાં, પ્રાણી હોય પવિત્ર;
સદગુણ સઘળા સાચમાં, માને માનવ મિત્ર. ધ૦ ૧૩.
જીવ ઉપર દયા જેહને, ટાળે દીનનાં દુઃખ;
તન ધન ને વાણી વડે, આપે સર્વને સુખ. ધ૦ ૧૪.
ઇચ્છે ભલું અંતર વિષે, કરવા સહુનું કલ્યાણ;
અવગુણ ના ધરે ઉર વિષે, દયા તેજ પ્રમાણ. ધ૦ ૧૫.
દેહ ધરી દુનિયાં વિષે, ઇછે પર ઉપકાર;
સફળ જનમ તે જન તણો, તેના સફળ વિચાર. ધ૦ ૧૬.

જપ તપ સાધને શું થયું, દયા જો નવ હોય;
દાનવ જેવો દેવને, પ્રિય લાગે ન કોય. ધ૦ ૧૭
પંથ પ્રપંચી તેહનો, દયા જેમાં ન લેશ;
દંભી ફરે દુનિયાં વિષે, કરે જીવને કલેશ. ધ૦ ૧૮
નિર્મલ દુખી ઘણા નડે, એવા અધમ અપાર;
નરકે પડે નર તે સદા, મારે જમરાઓ માર. ધ૦ ૧૯
કષ્ટ સહે ધર્મ પાળતાં, તપ તેનું છે નામ;
બીજાતો દંભ અનેક છે, તેણે સુધરે ન કામ. ધ૦ ૨૦
તપ કરી તન દઢ જે કરે, જીતે ઇંદ્રીને પ્રાણ;
મન વશ રાખે પોતા તણું, હોય ચતુર સુજાણ. ધ૦ ૨૧
સુખ દુખ સમ કરીને ગણે, સમ હરખને શોક;
ધીરજ ધર્મ ચૂકે નહિ, એવા નર તો કોક. ધ૦ ૨૨
શૌચ ક્રિયા સગળી કરી, રાખે શુદ્ધ શરીર;
મેલ ધુવે પછી મન તણો, જ્ઞાનનીરથી વીર. ધ૦ ૨૩
એવો ધર્મ ઉરમાં ધરે, પ્રાણી તેહ પવિત્ર;
સફળ જીવન આ જગતમાં, ચારૂ તેનાં ચરિત્ર. ધ૦ ૨૪
વેદ વચન થકી ધર્મને, પંથે ચાલશે જેહ;
છોટમ પ્રભુને જે ભજે, તરે ભવજલ તેહ. ધ૦ ૨૫

---

શું કરવું જનમી સંસારમાં, ખોયો દુર્લભ દેહ;
ચારૂં સુખ જેથી મળે, તે તો ના થયું તેહ શું કરવું૦ ૧
સ્વર્ગનાં દ્વાર ઉઘાડવા, સાધી ના શકયો ધર્મ;
નાખે અંતે લેઈ નરકમાં, કીધાં એવાં તેં કર્મ. શું૦ ૨
મૂળ ઉછેદે મોહનાં, એવા ગુરૂ તણું જ્ઞાન;
ઉરમાં ન આવ્યું અભાગ્યથી, ન ધરયું બ્રહ્મનું ધ્યાન. શું૦ ૩

તપમાં તો ધડિયે તપ્યો નહી, તપ્યો ત્રિવિધ તાપ;
પુણ્યનાં સાધન ના કરયાં, કરયાં પૂરણ પાપ. શું૦ ૪
દાન ન દીધાં દીનને, દીધાં દુર્બલને દુઃખ;
કોટિ જન્મ ભજી કામના, તોહે ભાગી ન ભૂખ. શું૦ ૫
ભંગુર ભોગ કાજે ભમ્યો, થયો કાળનો ભોગ;
અક્ષય શુખ આપી સકે, એવો ના સાધ્યો જોગ. શું૦ ૬
તન મન ધનથી દુકૃત કરયાં, સુકૃત ના સરયું કાંય;
મરણ પછી મારૂં શું થશે, એવું નાવ્યું મન માંય. શું૦ ૭
તૃષ્ણા તો જીર્ણ થઇ નહિ, થયું જીર્ણ શરીર;
સ્વાસનું સત્વ ઝરી ગયું, જેવું કુંભનું નીર. શું૦ ૮
કાળ તો કાંય ગયો નહી, ગયો આપે બહુ વાર;
અપરાધ કીધા અનેકના, મળયો જમરાનો માર. શું૦ ૯
વચન ન પાળયાં વેદનાં, ગુરૂ આજ્ઞા આધીન;
વનિતાને વશ થઇ વરતિયો, મન વચન મલીન. શું૦ ૧૦
કષ્ટ સહ્યાં કોટિ ભાત્યનાં, સહ્યા શીતને તાપ;
ધર્મનો શ્રમ તો સહ્યો નહિ, ભૂલ્યો બ્રહ્મનો જાપ. શું૦ ૧૧
નિષ્ફળ કર્મ કરી મુવો, ફળ ના મળ્યું કાંય;
ચપળ આયુષ તો ચાલી ગયું, જેવી વાદળની છાંય. શું૦ ૧૨
એક સો વર્ષનું આઉખું, વિધિયે કરયું નિર્માણ;
અરધું ગમાવ્યું તેં ઊંઘમાં, વહ્યો ફોકટ પ્રાણ. શું૦ ૧૩
બાર વર્ષ ગયાં બાલ્યમાં, વૃદ્ધતા માંહિ વીસ;
શેષ ગયાં સંતાપમાં, ઉધમમાં અહોનીશ. શું૦ ૧૪
વારે વારે વાહ્યો ગયો, કર્તા કર્મના ભોગ;
કોટમ સમઝી હવે કરો, પ્રભુ મલવાનો જોગ. શું૦ ૧૫

---

નારીથી નર ફરે નાસતા, જુવો અબળાનું જોર;
અતુલિત બળિયો એમાં વસે, કોય કંદર્પ ચોર. નારી૦ ૧
વસ્ત્ર વના કરચા કોયને, નાગા ફરતા નિશંક;
કોયને કોપીન ચીંથરાં, અરધાં ઉઘાડાં અંગ. ના૦ ૨
રાખ ચોળી ફરે રાનમાં, મોટા માથાના કેશ;
કોયક કીધા મુંડિયા, જેવો વિધવાનો વેશ. ના૦ ૩
ગેરૂએ રંગેલી ગોદડી, ઓઢે અંચલા અંગ;
વસ્તી થકી રહે વેગળા, તજી તરૂણીનો સંગ. ના૦ ૪
ભીખ માગીને ઉદર ભરે, કરે ફળનો આહાર;
ઈશ્વર એક આરાધવા, છોડી દીધો સંસાર. ના૦ ૫
ભોગ તજ્યા જોગ સાધવા, વળી ભોગ સરાય;
તે નર પામર જાણવા, ઉભે ભ્રષ્ટ તે થાય. ના૦ ૬
જોગ લીધો ને જતી થયા, ઈચ્છે દારાને દામ;
તે નર અધવચથી પડચા, મળ્યો નરકનો ઠામ. ના૦ ૭
પૂર્ણ પુણ્ય હોય પાછલાં, સાધી જાણે તે જોગ;
ઓછા માણસના અંગથી, નટળે માનસ રોગ. ના૦ ૮
નારી સહિત કોઈ નર ભલા, કરે ધર્મ ને ધ્યાન;
પાપ પુંજને પરહરી, આરાધે ભગવાન. ના૦ ૯
જનક સરીખા જગતમાં, રૂષિમુનિ જન જેહ;
સંસારમાં સરસા રહી, પામ્યા પ્રભુ પદ તેહ. ના૦ ૧૦
સદગુરૂ સાચા જેહને, હોય ધર્મ સહાય;
છોટમ એવા સંતને, મોહ મનમાં ન થાય. ના૦ ૧૧

---

જે પ્રેમ અંશ અવતારે પ્રેમરસ તેના ઊરમાં ઠરે એ રાગનાંકી૦ ૫
પૂરા અંશ પ્રભુના હશે, જ્ઞાનતો તેના ઘટમાં જશે. ટેક.

રાજ ચિન્હ હોય જેને અંગે, તે કરિણીને મન વસે,
હજાર જણુની મધ્ય હાથણી, કળશ ઢોળવા જશી. જ્ઞાન૦ ૧
સરખો સૂરજ સગળે છે પણ, નેત્રે જોયો જશી;
પ્રાય પંખિનું બચ્ચું હોય તો, તેજ પાંખ પામશી. જ્ઞાન૦ ૨
સિંહ તણું પયપાન કરે જો, પુત્ર સિંહનો હશે;
જરે નહી બીજી જાતીને, કોય પ્રકારે કશે. જ્ઞાન૦ ૩
પાવક દેખી ડરતા પ્રાણી, સર્વે કોરે ખસે;
ધગ ધગતા અંગારા હોય પણ, ચકોર ખાવા ધસે જ્ઞાન૦ ૪
કહે છોટમ અનુભવિ જન એકજ, કોટિ મનુષમાં વસે;
સૂરજ જેવો સૂરજ નહિ પણ, દીવે દીવો થસે. જ્ઞાન૦ ૫

---

જે કોય હોય હરીના દાસ, તેના ઘટમાં હરિનો વાસ. ટેક.
ગુરૂની દ્રષ્ટે જુવે હરીને, જે પોતાની પાસ;
મન વચ કરમે હરિમાં વરતે, આઠ પહોર અભ્યાસ. જે કો૦ ૧
ગદ ગદ કંઠે ગાય હરીગુણ, પ્રગટે પ્રેમ પ્રકાશ;
ચઊદ લોકમાં ચિત્ત ન ગોહે, કરે ન કોઈની આશ. જે કો૦ ૨
જેવું લોહ ધરે પાવકમાં, લોહમાં પાવકવાસ;
એમ અહોનિશ રહે મળીને, હરિમાં હરિના દાસ. જે કો૦ ૩
હરિ હરિ રટણ નિરંતર તેને, સમરણ સાસ ઉસાસ;
છોટમ હરિથી ન પડે અલગો, જેમ પુષ્પમાં વાસ. જે કો૦ ૪

---

પ્રભુ તજિ પાપ મારગે ચડે, તેહને નેષ્ટ પનોતી નડે. ટેક.
સઘળા ગ્રહ તેને સંતાપે, પૂરણ પીડા પડે;
ભૂત પ્રેત વૈતાલ વીરગણ, અધમ શાકણી અડે. તેહને૦ ૧
પ્રભુના ભજન વિના મહાપાતક, તે નાસે શા વડે;

જમ કિંકર તે પાપી જનશું, વેર કરીને વઢે. તેહને૦ ૨
કરૂણા સિંધુ કર્त्ता ભૂલી, અવર ઠામ આથડે;
સુપનામાં તેને સુખ ન મળે, રાંક થઈને રડે. તેહને૦ ૩
જમના દૂતો તેના તનની, છાલ ઉખાડી છડે;
પ્રભુના ભજન વિના પ્રાણીનો, ઘાટ ઘણા થઈ ઘડે. તેહને૦ ૪
સાસ ઊસાસે પ્રભુને સમરે, અનહદ નોબત ગડે;
જન છોટમ કહે સહુ ઝખ મારે, બ્રહ્મ વિષે જો ભડે. તેહને૦ ૫.

---

રે શું સમજ્યો વૈષ્ણવ. થઈ, અવિદ્યા જો અળગી નવ ગઈ. ટેક.
જ્ઞાન વિરાગ ગમે નહિ ગાતાં રાસ કથાના રસિયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ ખસિયા. રે શું૦ ૧
તન મન ધન દારા ઘર તારૂં, બ્રહ્મ સમર્પણ કીધું;
પાપ કર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું. રે શું૦ ૨
લિંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઈ પરનારી;
લસણ તજે પણ લાંચ ખાયછે, ન તજે ચોરી જારી. રે શું૦ ૩
જરને લોભે જુઠા સોગન, ખાતાં પણ નથી બીહિતા;
જુઠી સાક્ષી જાય પુરાવા, ગટ ઊપાડે ગીતા. રે શું૦ ૪
છાપ તિલક તાણીને અંગે, મંડળિયોમાં મહાલે;
ગુપ્ત વાત અંતરમાં રાખી, ઘણાંકનાં ઘર ઘાલે. રે શું૦ ૫
એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારૂ ફાકે;
ઉપર ચોખા અંતર મેલા, પરધન હરવા તાકે. રે શું૦ ૬
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતીનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવું. રે શું૦ ૭
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તહનો સાચો;
કહે છોટમ પરપંચી મારગ, જાણો સર્વે કાચો. રે શું૦ ૮

કુમતી તે કયમ ટળે, જીવની કુમતી તે કયમ ટળે. ટેક.
પાપ કરે પામર બહુ પેરે, પશુ બરાબર બળે;
પર નિંદા પરપંચ અવિદ્યા, રાત્ય દિવસ એ રળે. જીવની૦ ૧
સત્ય મારગે જે જન ચાલે, તેને જોઈને બળે;
સજ્જન મૂકી નરતા નરના, ટોળામાં જઈ ભળે. જીવની૦ ૨
સદગુરૂની કિંમત નહિ તેને, છટકેલા ગુરૂ છળે;
ભ્રાંતિ વેમની વાતો સુણતાં, અવળે મારગ વળે. જીવની૦ ૩
વાક્ય જાળમાં વીંટાયા તે, અજ્ઞાને આપળે;
જગત ચરાચર જેણે સરજ્યું, તે કર્તા નવ કળે. જીવની૦ ૪
મહા વાક્ય ઉપદેશ ન માને, જે બુડયા ભ્રમ જળે;
અનુભવ નાવ વિના કહે છોટમ, કયમ તરશે નિજ બળે. જીવ૦ ૫

---

બનજા હરિદાસા હરિદાસા એ રાગનાં કી૦ ૪.

અવગુણ આળસમાં આળસમાં, ખાશો ખોટ પડી પરવશમાં. ટેક.
સરજનહારે સૂરજ સરજયો, સહુના ઉદ્યમ સારૂં;
આંખ્ય મીચીને દિવસે ઊંઘે, તેને છે અંધારૂં. અવ૦ ૧
ભણ્યો હોય તે સઘળું ભૂલે, વેપારી તે ડૂલે;
ખેતી કરતાં આળસ રાખે; તે ખેતરમાં શું લે. અવ૦ ૨
રાજ ભ્રષ્ટ હોય તે રાજાનું, પરજા પીડા પામે;
શસ્ત્ર ધરી આળસમાં રહે તે, ના જીતે સંગ્રામે. અવ૦ ૩
સાધનવાળા સિદ્ધ ન થાયે, જોગ ન પામે જોગી;
શારીર વિદ્યા શીખ્યા હોય પણ, વૈદ મરેછે રોગી. અવ૦ ૪
એવા અવગુણ અનેક એમાં, કહેતાં પાર ન આવે;
જન છોટમ કહે આળસ મૂકી, બ્રહ્મ ભજી લ્યો ભાવે. અવ૦ ૫

---

સજજન સાંભળજો સાંભળજો, સદ્ગુરૂને વચને વળજો. સજ્જ. ટેક.
જગ કર્ત્તાને ઓળખવાને, અનુમાન છે એનું;
અવયવ સહિત વિચિત્ર સચેતન, વિશ્વ રચેલું જેનું. સજ૦ ૧
સદ ચિદ આનંદ શ્રોત શબ્દથી, રૂપ નિરૂપણ થાય;
તત્વમસિએ વાકય વિચારે, તો ઇશ્વર ઓળખાય. સજ૦ ૨
કર્તા ભર્તા હર્તા ઇશ્વર, નહિ સમર્થ કોઇ એવો;
દેવ સકળ એના ચાકર છે, નહિ કોઇ એના જેવો. સજ૦ ૩
જડ માયાને ચેતન જીવો, ઇચ્છાથી ઉપજાવે;
શક્તિવંતો દેવ સનાતન, ભક્તોને મન ભાવે. સજ૦ ૪
અણુ રૂપેછે જીવ દેહમાં, તેને અંશ કહેછે;
યોગી તત્વ તણા આ લયમાં, રાતો માતો રહેછે. સજ૦ ૫
અહં દેહ એવી મતિ થઇને, આપ અને પતિ ભૂલ્યો;
ધન જોબન તન સત્ય જાણિને, સદા રહેછે ફુલ્યો. સજ૦ ૬
દેહ ભિન્ન જો આપ જાણિને, જગ કર્ત્તાને જાણે;
કહે છોટમ સે ગુરૂ કરૂણાથી, જીવ ઠરે ઠેકાણે. સજ૦ ૭

---

જીવડા જો જાગી જો જાગી, તારો અવસર જાય અભાગી. ટેક.
ચક્ર કરાળ કાળનું જોને, સહુને શિર છે ભમતું;
જન્મ્યા તેને ઝડપી લેછે, દેહ ધારિને દમતું. જીવ૦ ૧
નિષ્ફળ કર્મ નિરંતર કરતાં, ખોયું ઉત્તમ ટાણું;
ઇશ્વરને ઓળખી નવ લીધા, પાથરતાં વાયુ વાહણું. જીવ૦ ૨
બાળ કુમાર જવાની બગડી, વૃદ્ધપણું વણસાવ્યું;
ચિદાનંદનું ચિતવન તેતો, અંતરમાં નવ આવ્યું. જીવ૦ ૩
સદ આચરણ પ્રભુની સેવા, આદર ન કરયો એવો;
ધિક ધિક નરનો દેહ ધરયો પણ, જીવ જનાવર જેવો. જીવ૦ ૪

નાશવંત સંસારિક સુખને, સત્ય લહીને સૂતો;
પલક એકમાં કાળ પકડશે, હતો થશે નહતો. જીવ૦ ૫
જો ચેતે તો ચેતી લેજે, ભલા સમયમાં ભાઈ;
કહે છોટમ શુદ્ધ ભાવ ધરીને, લેજે હરિગુણ ગાઈ. જીવ૦ ૬

---

સમરણ સોહંકા સોહંકા, જયાં બજે અનાહત ડંકા. સમ૦ ટેક.
આસન બાંધી સુરતી સાંધી, ચતુર દલે ચિત લાયા;
મૂળાધાર પૃથ્વી રંગ પીળા, દેવ ગણપતી ગાયા. સમ૦ ૧
અક્ષર ચાર વિચારો ઇનમે, વંશાષસં વરણા;
ખટસે જાપ અજંપા જપકે, ઉનકું અર્પણ કરણા. સમ૦ ૨
ઉતપત દ્વારા ખટદલ સારા, સ્વેત રંગ જલ જાન્યા;
ચતુરાનનકી જ્યોત જગાઈ, ખટ હજાર દિયા દાના. સમ૦ ૩
ખટ દલમે ખટ અક્ષર દેખો, બંભંમંકા બાસા;
યં રં લં કું લખો લક્ષમે, ખેલ બન્યા હે ખાસા. સમ૦ ૪
નાભિસરોજ દશ દલ ખોજા, તેજ તત્વકા તાપા;
લાલ રંગમે લક્ષ્મી નાયક, ખટ હજાર જાંહાં જાપા. સમ૦ ૫
ડં ઢં ણં તાંહાં અક્ષર દરશા, તં થં દં ધં વાસા;
નં પં ફં કું પ્રિરકર પેખ્યા, કટ્યા કર્મકા પાશા. સમ૦ ૬
રૂદે વિચારા દ્વાદશ આરા, શિવ ભક્તીકા ઠારા;
નીલરંગ મારૂતકા માંડી, ઝગમગ જ્યોતિ ઉજારા. સમ૦ ૭
ખટ હજાર તાંહાં જાપ અરપના, કં ખં ગં ઘં વરણા;
ઙં ચં છં જં જાંહાં નિવાસા, ઝં ઞં ટં ઠં ઠરણા; સમ૦ ૮
કંઠે કંજા ષોડશારંજા, પત્ર કહ્યા પરમાના;
શામરંગ આકાશ તત્વકા, જીવ જ્યોતિકા ધ્યાના. સમ૦ ૯
સહસ્ર જાપ તાંહાં જપો અજંપા, ષોડશ વર્ણ વિચારા;

અં આં ઈં ઈં ઉ ઊ ઋ ૠ ઌ ૡ એ ઐ સારા. સમ૦ ૧૦
ઓ ઔ અં અ: ઉનકે માંહિ, એ સ્વર ખટ દશ કહાવે;
ઈનકા ધ્યાન ધરે નર જેહી, સોભય જલમે નાવે. સમ૦ ૧૧
ભૃકુટી ચક્રે દ્વેદલ પત્રે, વાકે નિર્મલ રંગા;
હં ક્ષં અક્ષર રહે નિરંતર, ચિદ શક્તી કે સંગા. સમ૦ ૧૨
સહસ્ત્ર જાપ તાંહાં કરો નિવેદન, પરમ તૂરી પદ તાંહી;
બાજે અનાહત નાદ નિરંતર, અમૃત બરસે જ્યાંહી. સમ૦ ૧૩
બ્રહ્મ રંધ્રકા ભેદ અપારા, દલ હજાર તાંહાં દરસે;
સહસ્ત્ર જાપ તાંહાં જપો જુગતસે, પરમ જયોતિકું પરસે. સમ૦ ૧૪
સમ અક્ષર અવ્યક્ત રહે તાંહાં, અકલ અનોપમ રંગા;
કોટિક રવિ સસી તેજ કહાવે, પરમ પુરૂષ કે સંગા. સમ૦ ૧૫
ઉનકે આગે લક્ષ અલૌકિક, સદ્ગુરૂ ભેદ બતાયા;
છોટમ શ્રીગુરૂ દેવ પ્રતાપે, અચલ અભય પદ પાયા. સમ૦ ૧૬

---

## હરિ ભજન થકી છોટા હોય તે સહુથી મોટા થાય.
### એ રાગના કી૦ ૧૦.

હો જીવ અજાણ, જો આયુષ નદીના પૂર જેવું જાયછે,
ગણ ગણિત પ્રમાણ, ઘડી દિવસ ને માસ વરસ વહિ જાયછે. ટેક.
પિંડ ચાલે છે જે પ્રાણ વડે, તે ઝાઝે મૂલે કહિ ન જડે,
સીદ પથ્થર ટાંકે પારસ વડે. હો જીવ૦ ૧
તુ ફોકટ શું હિંડે ફરતો, નિત્ય નિંદા ને ચાડી કરતો;
તું દેવ થકી નહિ સે ડરતો. હો જીવ૦ ૨
મળ્યો મનુષ દેહ તુજને મોટો, ખાળતામાં જન્મ કરયો ખોટો,
લાભ ખોયો ને લીધો ટોટો. હો જીવ૦ ૩
તેં પૂંઠ કરી પરમારથમાં, મહાલ્યો સૂકર સુખ જોઇ સ્વારથમાં,

આવો અવસર ખોયો અનરથમાં. હો૦ જીવ૦ ૪
જારે કટક આવશે કાળતણું, તે ધડ ધડ લેશે ઘેરિ ઘણું,
માટે ઇશ્વર ભજને ક્ષણુ ક્ષણુ. હો જીવ. ૫
તું બ્રહ્મ ગણેછે પોતાને, વળિ નાસ્તિક થઇને ના માને;
ત્યારે સુખ દુઃખ દંડ મળે કોને. હો જીવ૦ ૬
મિથ્યા મૂકી દે મત તારો, છે સમરથ ઇશ્વર સૃજનારો,
ભજ છોટમ ભવ ભય હરનારો. હો જીવ૦ ૭

---

તારા તનમાં તપાશ, કયાં છે અંતરજામી સરજન હારો,
થાય સાસ ઊસાસ, અવિનાશી અળગોરે કળ ભરનારો. ટેક.
તે પંચ તત્વની પારજ છે, એ અખિલ તત્વ આધારજ છે;
એ સકલ શિરોમણુી સારજ છે. તારા૦ ૧.
સહુ જીવોને જીવન આપે, નિજ ભક્તતણાં સંકટ કાપે,
જનદોષ મટે એને જાપે. તારા૦ ૨
અજ ભવ સહુ આશ કરે એની, શશી સૂરજમાં સત્તા તેની,
જગ સરજે છે શક્તી જેની. તારા૦ ૩
એ સમરથ સહુનો છે સ્વામી, ગુણુવંતો દેવ ગગનગામી,
બહુનો પાલક છે બહુ નામી. તારા૦ ૪
એ પ્રાણુ જીવન છે પ્રાણુ પતી, ઓલખે જો હોય અગાધ મતી,
મૂરખ નવ જાણે મરમ રતી. તારા૦ ૫
કરૂણા નિધિ દેવ કૃપા કરશે, તે સદ્ગુરૂ શરણ ગ્રહી ઠરશે.
કહે છોટમતો કારજ સરશે. તારા૦ ૬

---

સતસંગ વિના, જીવતણો નવ થાયે કાંય સુધારો,
જયમ નાવ વિના, મહાસમુદ્રનો કોય ન પામે આરો. ટેક.

જળને જયમ શરદ ૠતુ જેવી, જળનો મળ તરત હરે તેવી,
સતસંગતિ છે નરને એવી. સત૦ ૧
લુગડાને સાબુ સરસ અડે, મળ છાંડી ઉજળું તે નિવડે,
શઠ સુધરે એમ સુસંગ વડે. સત૦ ૨
જે હોય ગાંગડું કણ જેવા, જળ પરસે ના પલળે તેવા,
તે કોરા રહે કંકર જેવા. સત૦ ૩
જેનું કોમળ મન કોમળ વાણી, સતસંગ કરે ઉલટ આણી;
કહે છોટમ સુધરે એ પ્રાણી. સત૦ ૪

---

ચિત ચતુર સુજાણ, તરવેણી તીરથરે તારા તનમાં.
માંહિ મજ્જન કરો, મનના મળ ધોવાસે શુધ ચૈતનમાં ટેક.
ત્યાં ગંગા ને જમુના વહેછે, બે સ્વર મધ્યે સરસ્વતી રહે છે,
તેનો ભેદજ વિરલા જન લહેછે. ચિત૦ ૧
પૂરક કુંભક ને રેચકમાં, બ્રહ્મા વિષ્ણુ શિવ છે તેમાં,
પરા શકિત અર્ધ માત્રા એમાં. ચિત૦ ૨
માંહિ અક્ષર દેવ અનેકજ છે, અક્ષર વર્જિત પ્રભુ એકજ છે,
ગુરૂ ગમમાં વસ્તુ વિવેકજ છે. ચિત૦ ૩
ત્યાં ઘન વિના વાદળ ગાજેછે, બહુ વાજાં વિધ વિધ વાજેછે;
ત્યાં રવિ વિના તેજ વિરાજે છે. ચિત૦ ૪
એ તીરથમાં જે જન ન્હાયા, સહુમાં શાણા તે કહેવાયા,
રહી અંગ થકી અળગી માયા. ચિત૦ ૫
જેને ભાવ ભકિત ઉપજે સારી, તે એ તીરથના અધિકારી.
થાય નિર્મલ ન્હાંતાં નરનારી. ચિત૦ ૬
એ તીરથમાં વસિયા વાસે, તેને પરસંતાં પાતક નાસે,
કહે છોટમ પ્રભુ મળશી પાસે. ચિત૦ ૭

હરિ ભજન વિના, રાંક થઈ રોશો રે રાણા રાજા,
અહિં અમલ મળ્યો, સોજો આવે શું માનો છો તાજા. ટેક.
દુર્બલને ત્રાસ ઘણો દોછો, લોકોનું ધન લુટી લોછો,
ભોગ ભયદાયક શું ભોગવો છો. હરિ૦ ૧
અન્યાએ અવળા ચાલો છો, મન માને તેવું મહાલો છો,
સહુને કંટક સરખા સાલો છો. હરિ૦ ૨
કહ્યું વેદ તણું તો નથી કરતા, પ્રભુ કોપ થવાથી નથિ ડરતા.
ભંડાર ઘણા અઘના ભરતા. હરિ૦ ૩.
રઝળ્યા શિર રાવણ જેવાનાં, મ્રમ રાજ રહ્યાં નહિ તેવાનાં,
મૂળ ઉખડિયાં છે એવાનાં. હરિ૦ ૪
આ દુનિયામાં જે દુષ્ટ થયા, તે અવજસ લેઈને અધમ ગયા,
ભંડાર ભરેલા વરચા રહ્યા. હરિ૦ ૫
આ દુર્લભ નરનો દેહ ધરી, સમઝી ચાલ્યા સતસંગ કરી,
કહે છોટમ તે નર બેઠા ઠરી. હરિ૦ ૬

---

ખરી ખેપ કરી, ખેતી કરચ ખાંતેરે વેદ વિધી વડે.
પ્રળ થાય ફરી, વાવ્યાથી વધતાંરે જો જુગતી જડે. ટેક.
કુડાં કર્મ કંટકનું સુડ કરી, ભક્ષી વિદ્યા ખાતર રાખ્યભરી,
વિનયાદિ વૃષા રતુ આવે ખરી. ખરી૦ ૧
ધન સજ્જનના મુખની વાણી, મેઘામહી પ્રકળે તે પાણી.
ખુબ ખેડચ કરો જુગતી જાણી ખરી૦ ૨
શુભ બોધ સુધાન્ય સુખે વાવો, ખળતા ખડ નિત્યે નિંદાવો,
ઊગે ન અવિદ્યા ઊગાવો. ખરી૦ ૩
કરો વાડચ વિચાર વિચારી કશુ, પેસે નહિ એમાં પાપ પશુ,
સત સાચવ્ય આળસ ન કરચ કશુ. ખરી૦ ૪

સતસંગ સરવડાં સરસ પડે, નીતીથી ફળ નિશે નિપડે.
દુર્ગુણ પંખી નિત્ય ટોવો પડે. ખરી૰ ૫
ધર્મ અર્થ કામને મોક્ષ ફળે, તરૂ સિંચાયાં સતસંગ જળે,
બળવંતા હાકયમ હરિને બળે. ખરી૰ ૬
ભકતી કર પ્રભુનો જો ભરિયે, તો આપણ આનંદમાં ફરિયે,
કહે છોટમ ભવ સાગર તરિયે. ખરી૰ ૭

---

બે પંખીડે, તન તરૂવર પર વાસ કરયો છે આવી;
રસ ગગન તણો, ચુગેછે નિજ ચાંચ ભરી ભરી લાવી. ટેક.
જે વૃક્ષતણા ફળનો ભોગી, તે થયો શરીરનો સંજોગી,
ભરમી રઝળે તે ભવરોગી. બે પંખી૰ ૧
ફળ ચાખીને મતિ હીણ થયો, આતમ પરમાતમ ભૂલી ગયો,
તેને જીવ જીવ જગમાંહિ કહ્યો. બે પંખી૰ ૨
જે ન્યારો તે નિર્મલ કહાવ્યો, તેને નિજાનદરસ બહુ ભાવ્યો,
તે માયા બંધનમાં નાવ્યો. બે પંખી૰ ૩
એ બે પંખી ચાલે જોડે, એક એકને પલભર નવ છોડે,
તે પ્રીતિ પરસ્પર નવ તોડે. બે પંખી૰ ૪
એ પંખી જીવને ઇશ્વર છે, પિંડ બ્રહ્માંડ એ બેનાં ઘર છે,
જો સમજે તો સુખ સાગર છે. બે પંખી ૫
એવું વેદ વેદાંત વખાણેછે, જેને ગુરૂ ગમ હોય તે જાણેછે,
કહે છોટમ તે સુખ માણેછે. બે પંખી૰ ૬

---

દેશી હંસો, વાતડલી સાંભળજો આપણા દેશની,
જો આવો તો, પીડા સહુ મટશે રે બહુ પર દેશની. ટેક.
છે ગગનવિષે પ્રભુ વિશ્વપતી, સહુ સરજે તેજ અગાધ ગતી,

ઓળખે જન હોય વિશાલ મતી. દેશી૦ ૧

નવ ભાસે રવિ શશિ અગ્નિ વડે, ગુરૂ સમયથી તેનો માર્ગ જડે.

ત્યાં પોંચે તે પાછો ન પડે. દેશી૦ ૨

ત્યાં જરા મરણ ભય શોક નથી, એમ વેદ વેદાંતે વાતકથી,

તેને જાણો જન સિદ્દ મરો મથી. દેશી૦ ૩

તેનો અવયવકે આકાર નહી, છે ચેતન રૂપી દેવ સહી,

સહુને સંભાળે ગગન રહી. દેશી૦ ૪

એનું અહિં પોષણ આવેછે, માટે જગજીવ કહાવેછે,

એમાં યોગી મન લાવેછે. દેશી૦ ૫

તેને જાણે તેજ ખરા ડાયા, જગમાં વેત્તા જે કહેવાયા,

કહે છોટમ ધન્ય ધરી કાયા. દેશી૦ ૬

---

પાપી નરને, ઇશ્વરનું ચિંતન ઊરમાં નવ આવે.

ભાગ્ય હીણાને, ભકત વછલ પ્રભુની ભકતી ના ભાવે. ટેક.

ધન એળે જાયે ધર્મ વિના, કરે કર્તા પ્રભુના કોટિ ધના,

મદ મોહ ભરેલા મૂઢમના. પાપી૦ ૧

પાપી સહુને પીડાકારી, શીખામણ કાંઇ નગમે સારી,

દુર્ગુણમય એ જન દેહ ધારી, પાપી૦ ૩

શુભ મારગ નવ સૂઝે સારો, જૂઠામાં જાયે જનમારો,

હત્યાનો મેલો હત્યારો. પાપી૦ ૩

નાસ્તિક થઇ સુધરમને નિંદે, અધરમમાં વરતે આનંદે,

ખુવે અવસર ખળ ફોગટ ફંદે. પાપી૦ ૪

અધિકાર મળે અન્યાય કરે, તે દોષથકી મનમાં ન ડરે,

બહુ પાપ તણા ભંડાર ભરે. પાપી૦ ૫

પાપી નર પશુવત પેટ ભરે, પણ સારાં સુકૃત તે ન કરે,

ધર્મ પંથ વિષે પગ આડો ધરે. પાપી૦ ૬
ખોટું ખડ ભાવેછે ખરને, એમ પાપ ગમેછે પામરને,
વિસારી દે વિશ્વંભરને. પાપી૦ ૭
એમ અવળો ચાલે અંધ પશુ, ધૂતાને શબ્દે જાય ધશુ,
સિદ છોટમ તેને કહિયે કશુ. પાપી૦ ૮

---

સંસાર વિષે, પાપ પુણ્યનું પ્રકટ સ્વરૂપ જણાયછે,
મન માંહિવશી, પોત પોતાને પથે જીવ લેઇ જાયછે. ટેક.
જયમ નીચે ઠામે નીર વળે, ત્યમ પાપી પાપવિષેજ ભળે,
સત સંગતિમાં નવ હેત હળે. સંસાર૦ ૧
જયમ ઉર્ધ્વ ગતી છે તેજતણી, એમ પુણ્ય ખેંચે પરબ્રહ્મ ભણી,
પ્રભુ જનની સાથે પ્રીતિ ઘણી. સંસાર૦ ૨
પાપી સહુને પરિતાપ કરે, પરદુખ દેખી દિલમાંહિ ઠરે,
વિષધર જેવા ભવમાં વિચરે. સંસાર૦ ૩
પુણ્યવંતા પ્રાણી હોય એવા, ઇચ્છે સરવેને સુખ દેવા,
ઉત્તમ ગુણ અમૃતના જેવા. સંસાર૦ ૪
પાપી ધન મેળે પાપ કરી, અગણિત અઘના ભંડાર ભરી,
સહે નરક તણાં દુખ મરી મરી. સંસાર૦ ૫
સતસંગથકી પાતક નાસે, જમના ગણ પ્રભુ ભજતાં ત્રાસે,
સારાસાર વિવેક સરસ ભાસે. સંસાર૦ ૬
હરિ કરૂણા હોય ઘણી જયારે, સત સંગ કરી કારજ સારે,
કહે છોટમ ભવજલથી તારે. સંસાર૦ ૭

---

કાફી રાગનાં કી૦ ૧૧.

વાંકા શું ચાલો છોરે, કુબુધી પડશો કંટકમાં,

સાચો મારગ મૂકીરે, પડોછો સિદ સંકટમાં. ટેક.
નિયંતા પ્રભુએ આ, વિશ્વ નિરમ્યું છે તેમાં, પુણ્ય પાપ બે પંથ;
પુણ્યમાં સુખ, અને પાપમાં દુખ, એમ સરજ્યું છે કરતા કંથ;
વેદમાં વખાણ્યું રે, કહ્યું છે દર્શન ખટમાં. વાંકા૦ ૧
જાણી જોઈને જે કોઈ, પાવક ઝાલે તેનું, તન દાઝે તતકાળ;
એમ અઘટતું જે, આચરે પ્રાણી તેને, દેછે જગત સહુ ગાળ;
ચોરી જારી ચાડી રે, કરો રખે છલટમાં. વાંકા૦ ૨
હિંસા કરેછે તેને, કહેછે હત્યારોને, કામીને આવે કલંક;
પરદુખ દાતાને, દુષ્ટજ કહેછે એમાં, રાજા હો કે રંક;
પાપ કર્મ એવું રે, વિચારીને જુવો ઘટમાં. વાંકા૦ ૩
દાન દયાને સત, ઈશ્વર ભકતી તેથી, હિત સહુનું હોય;
મન પવિત્ર નિત્ય, રાખે પોતાનું તેમાં, કલેશ ન ઉપજે કોય;
પરપંચીને સંગેરે, પડે નહિ તેના પટમાં. વાંકા૦ ૪
અંતર જામી પ્રભુ, જેણે ન જાણ્યાને, પશુની પેઠે ભર્યું પેટ;
તન ધન મદ માંહે, મત્ત ફરેછે અને, વહેછે સંસાર કેરી વેઠ;
છોટમ એવા પ્રાણી રે, આવ્યા છે માયા ઓઝટમાં; વાંકા૦ ૫

---

ખોટું શુ ખેલો છોરે, કોપ થશે કરતાનો,
નિયમ જેણે બાંધ્યોરે, નાશ કરે નરતાનો. ટેક.
ખોટું રે ખડ જ્યારે, ઉગે ખેતરમાં તેને, ખોદી નાખેછે તતખેવ;
સારાનું રક્ષણ, સારૂં કરેછે એવી, ધરથી ધરીને ટેવ;
ભુંડું કરવું મૂકોરે, ભય રાખો ભરતાનો. ખોટું૦ ૧
કણ મધ્યેથી જેમ, કાકરા કાઢેને, તુપ મધ્યેથી જ્યમ છાશ;
નઠારાને સહુ, નાખેજ દેછે, એવો છે અવિનાશ;
ખોટાને ખડેછે રે, હિસાબ એવો હરતાનો. ખોટું૦ ૨

આરે જગતમાં જેણે, આપણને સરજ્યા તેમે, ગમેછે જ્ઞાન વિવેક;
દાન દયાને સત, ઈશ્વર ભક્તી એવી, જોઈએ મનુષને ટેક;
શરણાગતને તારે રે, હિસાબ એવો હરતાનો. ખોટું૦ ૩
ચંચલ મન તેને, નિશ્ચલ કરવું ને, ધરવું પ્રભુનું ધ્યાન;
સારાને નરતાનો, શોધ કરેથી, નિપજે નિર્મલ જ્ઞાન;
છોટમ ઠરે ઠામે રે, ફેર મટે ફરતાનો. ખોટું૦ ૪

---

કૃપા હોય હરિની રે, તેથી જન કારજ સરે,
આપ બળ કરતાં રે, માયા આવી આડી ફરે. ટેક.
જપ તપ તીરથ, વ્રત જગનને, દાન પુણ્ય વૈરાગ;
પ્રભુ કૃપા વિન, વચેથી પાડવા, માયા ખોળે છે લાગ;
જોર નહિ જનનું રે, વચે આવી વિઘ્ન કરે. કૃપા૦ ૧
નાકપતીનું પદ, લીધું નહુષે, ઈંદ્રાણી વરવા કાજ;
ગર્વ વધ્યો ત્યારે, માયાએ તેને, કીધો ભુજંગ મરાજ;
કૃપા વિના એવા રે, ઊંચા ચડી નીચા ખરે. કૃપા૦ ૨.
ઉત્તમ કર્મ, અહોનિશ કરવાને, ધરવું નહિ અભિમાન;
ઈશ્વર કરતા, આપણો જાણી, ધરવું નિરંતર ધ્યાન;
ભકિત તેની કરતાં રે, અવિચલ ઠામે ઠરે. કૃપા૦ ૩.
દેહ ઈંદ્રિય મન, આપ્યાં પ્રભુએ, તન ધન કેરૂ જોર;
સુકૃત કરીને જો, હરિને ન સોંપે, તે થાય ધણીનો ચોર;
આપ અભિમાને રે, પાપ કેરો ભાર ભરે. કૃપા૦ ૪.
મારૂ મારૂ કરે, મછરના ભરમાં, ને કૃપા પ્રભુની ચહાય;
ઢુંગ કરી કરી લોકને ધૂતે, તેણે ઈશ્વર કયમ છેતરાય;
છોટમ ભવ સિંધુ રે, સાચ વિન કોય ન તરે. કૃપા૦ ૫

---

કાયા રૂપી નગરીરે, કીધી છે કોય કારીગરે,
મને માની માહરી રે, મિથ્યા અભિમાન ધરે. ટેક.
એક રોમ તારા, અંગમાં જીવડા, તારૂં કરયું નવ થાય.
ધણી થઈને, ધંધો કરે પણ, કર્મ કરી બંધાય;
સિરપર સ્વામી રે, ડરતો નથી તેને ડરે. કાયા૦ ૧
નવે દરવાજે, અમલ મનનો, જાગૃત માંહિ જણાય;
સ્વપ્ન થયું ત્યારે, પરવસ પડિયો, સુખ દુખ સેહેતો જાય;
ભાન નથી રેહેતું રે, નિદ્રા માંહે જારે ઠરે. કાયા૦ ૨
આવું છતાં પણ, આપ ન શોધે ને, કરે ઘણો અહંકાર;
કુકરમ કરી કરી, કષ્ટજ સહે છે, મુવા પછી જમ માર;
વિચાર નથી કરતો રે; હું તે કોણ કેનો ખરે. કાયા૦ ૩
પોતાના ડાહાપણ માંહિ, પામર પૂરો ને, પરધન હરવા પ્રવીણ;
તત્વ વિચાર તારા, ઉરમાં ન આવે, મૂરખ તું મતિ હીણ;
કહેણ નવ માનેરે, કુટિલ મત આગળ કરે. કાયા૦ ૪
જેની સત્તાએ મન, મોજ માણે છે તેની; સત્તા ચઉદે લોક;
તે પ્રભુને નથી, પાસે ઓળખતો, પામે છે હરખને શોક;
વિશ્વરૂપી વાડીરે, રચી છે એવી વિશ્વંભરે. કાયા૦ ૫
સુખાપણું જો મન; તુજને સોંપ્યું ત્યારે, પ્રીત્યે પ્રજાને પાળ;
તને ઠગે છે જે, સેવક તારા, તેને શોધીને ટાળ;
છોટમ સાધન કરી લે રે, તેથી ભવ સિંધુ તરે. કાયા૦ ૬

---

સમજ મન મારા રે, કહું એક વાત ખરી,
નરદેહ જેવો રે, નહિ મળે ફરી ફરી. ટેક.
કર્તારે સગળી, સૃષ્ટી કરી છે તેમાં, જીવની જાતી અનેક;
દેહ મધ્યેથી, આત્મા ઓલખવો, એ માણસમાં છે વિવેક;

આત્મા જેને દરસે રે, તેને દરસાય હરી. સમજ૦ ૧

પશુ પંખી કે બીજા, જે જે પ્રાણી તેમાં, નથી એવું જ્ઞાન;
ઇંદ્રીના સુખ માંહે, ભટકે અહો નિશ, પેટ ભરવાનું ભાન;
અજાણ જડ જંતુરે, જાયા તેવા જાય મરી. સમજ૦ ૨.

દીન દયાલે, દયા કરીને, દીધો જો નરનો દેહ;
પાપ કરમ વડે, પેટ ભરીને; તુચ્છ ગમાવે તેહ.
રજ નથી રહેતો રે, હરિ સાથે હેત કરી. સમજ૦ ૩.

ક્ષણ ભંગુર છે, ખેલ ખલકનો તું, જો ને કરીને વિચાર;
મિથ્યા ભટકવું, મૂકીને મનમાં, સમરી લે સરજનહાર;
છોટમ એમ સમઝીરે, ઘણા ઘણા ગયા તરી. સમજ૦ ૪

---

આત્માને બંધન રે, પ્રબલ પ્રભુ માયાનું,
જોર નવ ચાલે રે, દેવ જેવા ડાયાનું. ટેક.

સ્વભાવ રૂપે, સહુના મનમાં, બેઠી માયા બલવંત;
એને ઓથે સહુ, આવરી મૂકયા, દેહધારી જોને જંત;
ચંદ્રને આચ્છાદન રે, જેવું રાહુ છાયાનું. આત્મા૦ ૧

તપ તીરથ કે, વ્રત કરે પણ, મન થકી કપટ ન જાય;
ચંડાળ દુરગુણ, ચિત્તમાં પેઠા તે, સ્નાનથી શુદ્ધ ન થાય;
મૂઢ માની લેછે રે, કલ્યાણ કરયું કાયાનું. આત્મા૦ ૨.

બંધને મોક્ષ કેરૂ, કારણ મન એમ, કહે શ્રુતીને સંત;
તે મન જો નવ, તજે મલિનતા, તો ન ચઢે હરિ રંગ;
મોક્ષ હોય લાધે રે, વચન તેતો વાહ્યાનું. આત્મા૦ ૩.

આપ બળે તો, કોય ન છુટે જો, કરે કોટી ઉપાય;
નાવ વિનાતો નીર, સાગર કેરૂં, તરીને પાર ન જાય;
છોટમ સાચું શરણું રે, અખિલ જગ રાયાનું. આત્મા૦ ૪.

હરી હરી ભજને રે, હરઘડી હેતે કરી,
અપાર ભવ સાગર રે, તેને તું તો જાશો તરી. ટેક.
દેહ મધ્યે છે, દુરગુણ સગળા, મોહ માયા અહંકાર;
એ સહુ શત્રુ આત્મા કેરા, આપે છે દુઃખ અપાર;
અવિદ્યાને સંગે રે, કોય નવ બેઠા ઠરી. હરી૦ ૧.
મમત કરીને, મિથ્યા ગમાવે, ચિંતામણી નરદેહ;
પાપ કરમ તો, ભોગવવાં પડશે, પછી પસ્તાશે તેહ.
વેદ એમ કહેછે રે, માની લેને વાત ખરી. હરી૦ ૨.
અલ્પ જીવવું ને, આશાયો મોટી, સમઝી ન જોયા સદગ્રંથ;
વમલે પડેલું, વાહણ કવાચું, પામે નહી તે પંથ;
વૃથા શ્રમ સગળારે, કરી કરી જાય મરી. હરી૦ ૩
હરિને આધારે, રહેવું હમેશા, તો સહુ સુધરે કામ;
અનેક વિઘ્નમાંથી, ઇશ્વર રાખે, ફેડે રિપુનો ઠામ;
છોટમ એમ સમજી રે, રહેવું દ્રઢ ધીરજ ધરી. હરી૦ ૪

---

કાયા તારી કીધીરે, કર્તારે ભક્તિ કરવાને,
ઇંદ્રિયો સારી, આપી રે, સુધર્મ આચરવાને. ટેક.
બાલપણેથી તેતો, બુદ્ધી બગાડીને, કરયો ઘણેરો કુસંગ;
મન કંચન માંહિ, વગળ મેળવીને, રૂડો બગાડયો રંગ;
અંગમાં અનીતિ રે, ભરી તે પેટ ભરવાને. કાયા૦ ૧
દોષની દ્રષ્ટિયે તું, અન્યને દેખે, જીભે બોલે અતીશે જૂઠ;
કામ હરામનાં, હાથે કરે છે, પાપ કરતાં ન ભાળે પૂઠ;
પૂલ જે પૂલ છે રે, ખચિત તેતો ખરવાને. કાયા૦ ૨
આંખ્યો અનોપમ, જેણે આપીને, બીજાં અંગ કરયાં છે અમૂલ્ય;
એ ઉપકારીને, અંધ ન જાણે, એવી ભારે છે તુજમાં ભૂલ્ય;

ભૂલ્યાથી ભવ, ભટકે રે, માયામાં બુડી મરવાને. કાયા૦ ૩
આજ લગી તો, એળે અવસર ખોયો, હવે રાખ્ય હઇયામાં હામ;
નીતિની રીતિ સજી, ભજીલે પ્રભુને, સર્વ સુધરશે કામ;
ઠામ સારો મળશે રે, છોટમ કહે ઠરવાને. કાયા૦ ૪

---

મૂરખ મન મિથ્યા રે, ભ્રાંતિમાં તું શાને ભમે,
ખચિત જોતાં ખોળી રે, હોય જેવું હરીને ગમે. ટેક.
ખાંતે કરીને કોય, ખેતી કરે છે, તેને અંતરમાં ઘણી આશ;
સમુ પડે કે, કદી જાય સમૂળું, આવે ધારચું કે થાય ઉદાશ;
શોચ શાંનો તેમાં રે, ગોવિંદને ગમે તે રમે. મૂરખ૦ ૧
વાહણે બેશીને કોય, જાય વિદેશ માંહિ, ભરીને લાવે માલ;
લાભ મળે કે, દેવ કોપથી બૂડે, એવો કર્ત્તાનો અટપટો ખ્યાલ;
દુખ સુખ એવું રે, કોયને આવે કોયક સમે. મૂરખ. ૨
જે જે કરમ તું, જીવ કરે છે, તેમાં ઈશ્વર ફળ દાતાર;
ભલું થાયતે, ઈશ કૃપાએ માણી, ગર્વ કરે તે ગમાર;
અહંતા જેને આવેરે, તેને સહુ દોષ દમે. મૂરખ૦ ૩.
જાગતો ધણી, શિર ઉપર જાણી, સમ દ્રષ્ટી સુજનને હોય;
દુર્જનને મદ, વાધેછે સુખમાં, દુખમાં દીન થઈ રોય;
તે માટે તપાસીરે, ત્રિલોકીમાં જો જો તમે. મૂરખ૦ ૪
તૃષ્ણાને લોભ ઘણું, તાણેછે તુજને, તેમાંથી ઊપજે તાપ;
ભોગને માટે બહુ ફરે ભટકતો, પુણ્ય ન જાણે કે પાપ;
દેવ ડેરે જાચેરે, કોય ન બોલે કયમે. મૂરખ૦ ૫
અખિલ જગત કેરો, એક નિયંતા, હવે કરચ તેની શાથે હેત;
સારી શીખામણચે, સાચા ગુરૂની સાંભળી, ચેતી શકાય તો ચેત;
છોટમ કામ સુધરે રે, નિરંતર પ્રભુને નમે. મૂરખ૦ ૬

કારીગર કરતારે રે, ગોઠવણી કીધી ધણી;
અપાર ડાપણુ એનું રે, જુક્તિ જોતાં જંત્રો તણી. ટેક.
પાણી પવનને, પાવક જોગે રચ્યા, પિંડ અનેક પ્રકાર;
ચૈતન રૂપે જીવ, હોય તો જોઇએ, એને ઉદકને આહાર;
વિચાર મન વાણીરે, ભિન્ન ભિન્ન ભાતિ બની. કારી૦ ૧
કોય પગે ને કોય, પાંખે ઊડેછે, કોય ચાલે પેટે વિન પાચ;
કોયક જલમાં ને, કોયક સ્થલમાં, થાવર જંગમ થાય;
જણાય રંગ જૂદારે, ગણુતિ નવ જાય ગણી. કારી૦ ૨
પંચ વિષય સહુ, પ્રાણીમાં સરજયા, ઇંદ્રી એકાદશ જોગ;
પોષણ કરી નિજ, પિંડને પાળે, ભોગવે સુખ દુખ ભોગ;
સંજોગ નારી નરનો રે, વધારે જાતી જણી જણી કારી૦ ૩
અદૃષ્ટ રહી રચે, અંતર જામી વળી, સહુની રાખે સંભાળ;
મેઘ મોકલી મહી, મંડલ પોષે, જેમ માતા ઉછેરે બાળ;
કાળ કરે કોઇ દિન રે, ધારે તેવું રમે ધણી. કારી૦ ૪
જલચર થલચર, નભચર માંહે, માનવ મોટો ગણાય;
એવો પામીને, જે કોઇ ઇશ્વરને ન ભજે, તે પાપી પામર કહેવાય;
નરદેહ જેવો રે, ખોયો જેણે મોંઘો મણી. કારી૦ ૫
ઉત્તમ દેહ તેનો, જાણો આ જગમાં, જો ભાવે ભજે ભગવંત;
સારી વિદ્યાને સહુ, આચાર સારો, તેતો શિરોમણી સંત;
છોટમ વૃતી જેનીરે, નિરંતર બ્રહ્મ ભણી. કારી૦ ૬

---

વિચાર કરી જોવું રે, વિશાળ બુદ્ધીવાળાને,
ભાવ ધરી ભજવું રે, કર્તાર કૃપાલાને. ટેક.
એક ઘડી પણ, આખા દિવસમાં કરવો, સજજન કેરો સંગ;
નીતિની રીતિ પ્રીતિ, કરીને પાળવી, ઉલટ ધરી ધરી અંગ;

ભંગ કરે ભ્રાંતી રે, ત્રોડે અજ્ઞાન તાળાને. વિચાર૦ ૧
દેહ દારાકે સુત, વનિતા દુખથી, કરેછે મનમાં કલેશ;
ત્રિવિધ તાપ શમે, જેને રે શબ્દે, એ સુણવો ઉપદેશ;
શેષ ન રહે સંશય રે, સમાવે ઝેર ઝાળાને. વિચાર૦ ૨
સંસાર માંહિ અતી, આ સક્તિ છાંડી રહેવું, પંકજ પાણી ન્યાય;
સ્વપ્ન સમાન સુખ, દુઃખ સમજવું, થનાર હોય તે થાય;
કર જોડી કરગરવુ રે, કરતાર દયાળાને. વિચાર૦ ૩
પૈસો મળે તો પુણ્ય, મારગે ખરચે જેથી, સહુ જનને સુખ થાય;
વિદ્યા વધે ને જીવ, રહે વિશ્રામે, કીર્તિ ભલી કહેવાય;
પરોપકાર કરવો રે, નવાણ ધર્મશાળા ને. વિચાર૦ ૪
મંદ મતી તો મધ, માખીની પેરે મરે, મોહમાં રાખીને માન;
પાપ આચરતાં નવ, થાય ઓસારો, નિર્લજ નર નાદાન;
ચતુર હોય ચેતેરે, શમાવે ચિત ચાળાને. વિચાર૦ ૫
નીતિ અનીતિનો, નિશ્ચય કરી બુદ્ધિ, ઠરાવી રહેવું ઠામ;
સર્વ સિદ્ધાંત કેરો, સાર સમજવો, લેવું પ્રભુનું નામ;
છોટમ નવ ભૂલીશ રે, બ્રહ્મ મંત્ર માલાને. વિચાર૦ ૬

---

બેહાગ રાગનાં કી. ૨

જીવતા નર ભૂત, ભજન વિના, જીવતા નર ભૂત. ટેક.
શૂન્યમાં જાયને, થાય પાછા, દંડે મારે જમ દૂત;
ભુવ મધ્યે ઘણું, ફરે ભટકતા, પીડે પ્રાણીને અનાહુત. ભજન ૧
નિર્દય નિરંકુશ, અતિ નકારા, કપટી કુટિલ કપૂત;
ધર્મહીન, મલીન મૂરખ, કામ ક્રોધ સંજુત. ભજન. ૨
સરજનહાર, અપાર સમરથ, નિર્મલ અકલ અચ્યુત;
તેને તજીને, અવર ઉપાસે, તે મિથ્યા કરે વુત. ભજન. ૩

વ્યાપક ઈશ્વર રહ્યો સકલમાં, તત્વ વિષે અનુસ્યુત;
તેને તજીને ભૌતિક ભજતાં, કાળે ગટ્યા કાલ ભુત. ભજન. ૪
સદગુરૂ સાચા, કહાડ શોધી, જો તું હોય સપૂત;
તત્વ મસિનો, લક્ષ લખાવે, છોટમ તે નિત્ય પૂત. ભજન. ૫

---

ભકિતહીણાનો ભાર ભૂમિપર, ભકિતહીણાનો ભાર. ટેક.
મનુષ દેહ તે, મિથ્યા તેનો, જો ન ભજે કર્તાર;
જે ડુંડે અંગારો ઉપનો, તે જાર થઈ ગઈ છાર. ભૂમિપર. ૧
માત પિતા ગુરૂ સંતની સેવા, ના કરે પરઉપકાર;
વિદ્યા વિનય વિવેક ન આવે, તે મતિ મંદ ગમાર. ભૂમિપર ૨
અંતર કપટ અવિદ્યા ન તજે, ઉપર રાખે આચાર;
દાન દયા ને સત્ય, શીલન સાધે, તે પશુનો અવતાર. ભૂમિપર. ૩
સૃજનહારના, ગુણ ન ઉચારે, ને બીજું બકેછે અપાર;
છોટમ તે નર, ખર થકી ખોટા, નહિ અડવા અધિકાર. ભૂમિપર. ૪

---

સામેરી મેવાડો અને પંચમ એ ત્રણ રાગમાં ગાવાનાં. કી. ૬
કિંચિત કુસંગે રે, બોધ બગડે ઘણો રે, પરતક્ષ તેનું છે પરમાણ;
મણ દૂધમાંહે રે, છાંટો પડે છાશનોરે, વળતી તેનાં બીજાં થાય
વખાણ. કિં. ૧
અલ્પ અનાચારે રે, નળને કળી નડયો રે, દ્યુતે દીધો પાંડવને વનવાસ.
અસાધુને સંગે રે, આવી પડે આપદા રે, વિષ જેમ કરે વપુનો
વિનાશ, કિં. ૨
ગંગાજલના ઘટનેરે, મૂકે મદીરા વિષેરે, પછી તેને કોય ન માને પવિત્ર;
પુશ્ચલીની સંગેરે, પળે જો પતિવ્રતારે, ચારૂ તેનાં કોય ન ગાય
ચરિત્ર. કિં. ૩

સારો કોય સજ્જનરે, ચાલે સંગે ચોરનેરે, પાપીને પ્રસંગે પકડયો જાય;
ગાય સારી કોઈ દિન રે, હરાયા સાથે હળેરે, બચારીને ગળે ડેરો
બંધાય. કિં૰ ૪
બ્રહ્મચારી ભૂલેરે, ભેટે કોય ભામિનીરે, નિયમ તેનો સઘળો નિષ્ફળ થાય;
સન્યાસી ને સોનું રે, અડે જ્યારે અંગમાં રે, વૃથા વેશધારી સમો
કહેવાય. કિં. ૫
વૈરાગી વનિતામાં રે, જઈ ભેળો વસે રે, બાવાની તો બુદ્ધિનો
થાય બગાડ;
ભ્રષ્ટ થાય જોગી રે, ભોગી ભેળો જો ભળે રે, કેરે જેમ જાય સ-
મૂળુ ઝાડ; કિં. ૬
બુદ્ધિને બગાડે રે, નિંદા ચાલે લોકમાં રે, કહેવાય તેનું નામ કુસંગ;
અફીણ પીએ બેદીરે, ઝોકાં ખાય જાગતારે, રહે નહિ સારો શા-
રીરનો રંગ. કિં. ૭
તે માટે તપાસીરે, તન મનથી તજો રે, ભજો એક ભકતવછલ ભગવંત;
છોટમ સંગ કરિયે રે, સાચા સુજન તણારે, જે મળે જ્ઞાની ઘણા
ગુણવંત. કિં. ૮

---

વાત સુણી લેજ્યો રે, એક વિવેકનીરે, સમજીને સાધન કરિયે સર્વ;
રાજમાનરૂડું રે, સારી થાયસંતતીરે, ઘણું, ધન મળે ન કરવો ગર્વ. વા. ૧
સારા નર કેરી રે, કરિયે સંગતીરે, અસાધુને સંગે હોય અકાજ;
જ્યારે સંગ કીધો રે, રૂડા રામચંદ્રનો રે, લંકા કેરું પામ્યો વિ-
ભીષણ રાજ. વા. ૨
દુખ ઘણું દેખીરે, ડગિયે ન ધર્મથી રે, દુખે નથી ડગ્યો હરિચંદ્ર રાય;
સાચાનો છે સંગીરે, પ્રેમી પરમાતમારે, સદા પ્રભુ સેવક જનનો
સહાય. વા. ૩

ધન કેરે લોભે રે, સાચ ન ચુકવું રે, સાચ થકી રીઝે સર્વ સુરેશ;
સાચ જરા ચુકયેરે, લોભને કારણેરે, યુધિષ્ઠિરે દીઠો નરકનો કલેશ. વા. ૪
ભાવે ભકિત કરિયેરે, માત પિતા તણી રે, કોય દિન કરાવિયે નહિ કોપ;
માતા કેરે શાપેરે, નાશ થયો નાગનોરે, નાગસત્રમાંહિ થયો કુલ લોપ. વા. ૫
સરવેથી નીચી રે, જનમાં છે જાચના રે, મોટમ કેરૂં મોડે માન;
વિષ્ણુએ વિચારી રે, જાચ્યો બળી રાયને રે, ભાવે પામ્યા લઘુતા
તે ભગવાન. વા. ૬
કોમલને શીતલરે, વચન ઊચારવુંરે, જે માંહિ જરા ન હોયે દ્વેષ;
દ્વેષ કેરે રોષેરે, કુલ ખોયું કૌરવે રે, પાંડવો તો તે થકી પામ્યા
કલેશ. વા. ૭
પોતે ગુણ પોતાનારે, વળી ન વખાણિયેરે, જે થકી નીચપણું કહેવાય;
પોતાને વખાણેરે, સદ્ય પડયો સ્વર્ગથી રે, અપજસ પામ્યો યયા-
તિ રાય. વા૦ ૮
લોકાયત વાદેરે, પ્રભુને ન લોપિયેરે, નાસ્તિક થવું નહિ નિરધાર;
હિરણ્યકશિપુ હારયોરે, લોપ કરયો હરિ તણો રે, સ્તંભમાંથી પ્રકટી
માર્યો તે ઠાર. વા. ૯
અધિકાર આવેરે, મોટું પદ જો મળેરે, પુજ્ય કેરૂં કરવું નહિ અપમાન
રૂષીના અપમાનેરે, નહુશ અજગર થયોરે, ઈંદ્ર પદ થકી પડયો નિ-
દાન. વા. ૧૦
કોય આવીને રે, આપણને કહેરે, આપણા જો હિત તણો ઉપદેશ;
માની લેવો મનમાંરે, અતિ આદર વડેરે, ન માન્યાથી કૌરવને થ
યો કલેશ. વા. ૧૧
દોષ દુર કરિયેરે, મનને વશ કરીરે, અતિશે ન કરવું કાયા કષ્ટ;
કાયા કષ્ટે પામ્યોરે, કુંભકર્ણ ઉંઘનેરે, સહુએ સમજીલેવું સ્પષ્ટ. વા. ૧૨
વિદ્યા વિનય સારૂંરે, ગુરૂને આરાધિયેરે, રામચંદ્રે આરાધ્યા વિશ્વામિત્ર

અસ્ત્ર શસ્ત્ર આપ્યાંરે, રૂદયામાં રીઝિયારે, એથી અતિ કરયાં ઉદાર
ચરિત્ર. વા. ૧૩
સર્વ કળાઓરે, શ્રમ કરી શીખીએરે, કષ્ટ વેળાએ આવે કામ;
નાટક વિદ્યારે, શીખીહતી અર્જુનેરે, ધારયો વેશ વૈરાટ કેરે ધા.
મ. વા. ૧૪
એક બીજાને રે, બાધ કરે નહીરે, એવા જે ધર્મ અર્થ ને કામ;
ત્રિવરગ એવું રે, નામછે તેહનું રે, સાધી ગયા સગરાદિક બ્રહ્મ
ધામ. વા. ૧૫
એવા ગુણ ઉત્તમરે, ઊરમાંહિ સખિયેરે, વારે વારે કરી ચીત્ત વિચાર;
ભાવે ભજો છોટમરે, પુરણ બ્રહ્મનેરે, સમરથ સહુનો સરજન
હાર. વા. ૧૬

---

સમજીને જોતાંરે, સદા ગુરૂ જ્ઞાનમાંરે, અનુભવે અંતર દરસે આપ;
દ્રઢ થઇ જોતાંરે, ત્રિકુટિયે ધ્યાનમાંરે, સેજે થાય સોહં સોહં
જાપ. સ. ૧
ઘણાં ઘણાં વાજાંરે, ગગનમાં ગરગડેરે, શંખ ધુની શરણાઇયો
ના સાદ;
સુરતની સીડીરે, ચતુર પુરૂષ ચડેરે, મુરલીનો વાજે મનોહર નાદ. સ. ૨
ઘન વિના ગાજેરે, વાદલ વિના વીજળીરે, અરણુવ ઉછળે આઠે પોર;
જલહળ દીસેરે, જયોતિ અતી નિર્મળીરે, રવિ ચંદ ઠરી રહે એક
ઠોર. સ. ૩
જોગ કરી જોવોરે, ઓલખવા આપનેરે, નિજ રૂપ વિના સરવનો નાશ;
આપ વડે દીસેરે, સરવે અતી ભલુંરે, જાણો સહુ તત્વ તણો પર
કાશ. સ. ૪
દેવસ મધ્યેરે, જેમ દીપક બળેરે, હદનું તિમિર ટાળે તેહ;

અખિલ અંધારૂંરે, ત્રિભુવનનું ટળેરે, સુરજને તેજે નહિ સંદેહ. સ. ૫
કર્તા ભર્તા હર્તારે, ઇશ્વર એક છેરે, તેને કોઇ જાણે સદગુરૂ બાળ;
અવર ઉપાસેરે, એવાતો અનેક છેરે, તેને નહિ બ્રહ્મ પ્રભુની
ભાળ. સ. ૬
કુડાં કામ મૂકીરે, ભજો કરતારનેરે, ભક્તિ ભાવે સેવો સારાં કર્મ;
સર્વ સમરપોરે, સરજનહારનેરે, છોટમ ભકત તણો એ ધર્મ. સ. ૭

---

છપી છપી છાનારે, કેમ રેશો કેશવારે? જાણ્યા છોજી જીવન જગદાધાર;
કરૂણાના સિંધુરે, વલ્લભ ભકતનારે, કરો કૃપા કરાણીના કર્તા
રે. છ. ૧
જીવ કેરા જીવનરે, પ્રાણ છોજી પ્રાણનારે, મનના તો સાક્ષી છો
મહારાજ;
અવગુણી જાણીરે, રખે અલગા થતારે, અંતરજામી સુધારો કા
જ. છ. ૨
અધમ ઉદ્ધારણરે, અશરણ શરણ છોરે, ભકત વછલ ભય ભંજનહાર
પતિતને પાવનરે, કરતા પૂર્ણ છોરે, દયાનિધી દેવ ગુણી દાતાર છ. ૩
અરજ અમારીરે, પ્રભુ ઉરમાં ધરોરે, પળે પળે પ્રભુજી રહેજો પાસ;
મનન તમારૂંરે, હજો મને મહાવજીરે; છોટમ સમરે શ્વાસો
શ્વાસ. છ. ૪

---

અરજ અમારીરે, સાંભળવાને સાંમળારે, કરૂણાના સાગર ધરજો કાન;
સાધનતો સગળાંરે, મુજથી સધે નહીરે, નથી થતાં તીરથ વ્રતકે
દાન. અ. ૧
જોગને સમાધીરે, સાધી હું તો ના સકુંરે, ન કરૂં કાશી ને કેદાર;
વનમાં વસીનેરે, કષ્ઠ કરૂં નહીરે, ન રહેવાય જળ ફળ પત્રાધાર. અ. ૨

સકલ સામગ્રીરે, સરજેલી તમ તણીરે, શું લેઇ સેવું શામ શરીર
એમ જાણીનેરે, અરપુંછું એટલુંરે, નિરમલ મન સરૂપી નીર. અ. ૩
ચિતવન ચંદનરે, પાવીતો પ્રેમનીરે, ધરાવુંછું ધ્યાન સરૂપી ધૂપ;
જ્ઞાન રૂપી દીવોરે, ઘટમાં પ્રકાશિયોરે, પ્રણવનો જાપ થાયછે અ
નૂપ. અ. ૪
એવું માની લેજોરે, અભેપદ આપજોરે, જન પ્રતિપાલક જગદાધાર;
ભકિતતો તમારીરે, પ્રભુ ભલી આપજોરે, છોટમને સુખના દાતા
ર. અ. ૫

---

મનુવો મુસાફરરે, ફરે બહુ મારગેરે, ઠરી નવ બેસે પોતાને ઠામ;
દુર્બળ થઇનેરે, ફરે બહુ દેશમાંરે, ગયો ભૂલી મૂળ પોતાનુ ગામ. મ. ૧
વિષયમાં વહ્યું ઘોરે, લંપટ લાલચુરે, ઈંદ્રિય સુખ સારૂં અથડાય;
પ્રભુની સામગ્રીરે, માને છે પોતા તણીરે, શિર લેછે શ્વાન શકટ
ને ન્યાય. મ. ૨
પ્રવૃત્તીને સંગેરે, પડે ભવ પાશમાંરે, વારે વારે જાયછે જમને હાથ;
પ્રીતિ કરેછેરે, જુઠા પ્રપંચમાં રે, હેત ન ઉપજે હરિગુરૂ સાથ. મ. ૩
સાસ ઉસાસેરે સમરણ જે કરેરે, પવન ઠરેતો મન સ્થિર થાય;
છોટમ રહિયેરે, સેજ સ્વરૂપમાંરે, એ મન નિગ્રહનો ઉપાય મ. ૪

---

પ્રેમ મગનમાં રાજી પ્રભુજી મારો પ્રેમ મગનમાં રાજી.
એ રાગનાં કીર્ત ૩.

ભકતી ભગવતને વાહલી, સરવ થકી ભકતી ભગવંતને વાહલી; ટેક.
ભકતી વિના તો સર્વ ભાંડ કેરી સંધ્યા, ખેલ દેખાડવાને ખાલી,
નિશ્ચય નિશાન વિના ચોટ નવ વાગે, ગોળી ઉડી જાય ઠાલી. સ. ૧
વરને નારાયણ ભેળા રમે છે, ગુરૂ ગમથી જો ન્યાળી;

સાસ ઊસાસથી તેને સમરતાં, પાપને નાખે પ્રજાળી. સ. ૨
ભકતીનું રૂપ તેવું રૂપછે બ્રહ્મનું, ભલી પેરે જુવો ભાળી;
શાંમા ને શા બે સંગે રમે છે, લેછે પરસ્પર તાળી. સ૦ ૩
સરજન હારમાં સુરત રાખિયે, દેહાભિમાનને ટાળી;
જન છોટમ એમ ભજો પ્રભુને, વશ થાશે વનમાળી. સ. ૪

---

જૂઠામાં જન્મ ગમાયોરે, જીવડા તેં જૂઠામાં જન્મ ગમાયો; ટેક.
કૂડાં કર્મની કરણી કરીને, દુર્મતિ દામ કમાયો;
જગત ચરાચર જેણે રચ્યું છે, તે પ્રભુ ગુણ ના ગાયો. જી. ૧
વિષય વિકારમાં મન કરચું મેલું, મોહ માયાએ વાહ્યો;
આનંદ કંદનું રૂપ રૂદેમાં, ધ્યાન કરીને ન ધ્યાયો. જી. ૨
મનુષ દેહ મહા મોઘો સર્વથી, પૂરણ પુણ્યે પાયો;
એવો અધમ તેં ખોયો ખોટામાં, કાળને હાથે ખપાયો. જી. ૩
નીતી ને જ્ઞાનની નિર્મલ ગંગમાં, સંત સંગે જે ન્હાયો;
કહે છોટમ જેણે પાતક ધોયાં, તે તો સવે થકી ડાયો. જી. ૪

---

જીવતાં આપ ન જાણ્યું, મુરખ તે જીવતાં આપ ન જાણ્યું ટેક.
મુવા પછી તો થાશે અંધારૂં, પતિ પદ રેહેશે અજાણ્યું;
ભવમાંહે તું રેહેશે ભટકતો, શ્રુતિ મત તેં ન પ્રમાણ્યું મુર. ૧
હું હું કરે તે કોણ તું કેને, પ્રભુપદ તેં ન પિછાણ્યું;
અવિનાશી ઈશ્વરને ભૂલી, નાશી સુખ બહુ માણ્યું, મુર. ૨
વેદ ધર્મથી વિછડો પડીને, પંથીનું માન વખાણ્યું;
કપટી ગુરૂની કેણી સુણીને, ખોટું મત તેં તાણ્યું. મુર. ૩
ચૈતન રૂપ તું પોતાનું ભૂલ્યો, જડનું અહં પદ આણ્યું;
ગુરૂનું જ્ઞાન તારે હૃદયે ન આવ્યું, હરિ ધનને નવ નાણ્યું. મુર. ૪

જે ચેત્યા તે ઘરથી ચેત્યા, ગુરૂથી શ્રુતિ મત જાણ્યું;
કહે છોટમ જગ કર્તા જાણી, મહા મુક્તિ સુખ માણ્યું  મુર. ૫

---

કોણ એ સમાના કામિની, એ રાગ તથા વેળાવળ રાગનાં. કી૦ ૫

જોને જગત કરતારને, નથી એ પ્રભુ અલગો;
વેલો જોતાં વિશ્વનો, જઈ મૂળને વળગો.  જોને. ૧
ભાસ જેવો ભાનું તણો, ત્રણે લોકમાં પડિયો
ચંદ્ર તારા ચળકી રહ્યા, દેખે સહુની આંખડિયો.  જોને. ૨
વ્યાપક સગળા વિશ્વમાં, એ છે અંતરજામી;
જીવ સકળ રહે જીવતા, એની સત્તા પામી.  જોને ૩
ઇશ્વરની સત્તા વડે, વદે વિધ વિધ વાણી;
ઓકાંર રૂપે એ હરી, જપે જીવતે જાણી.  જોને. ૪
જલ જંતુ જલમાં ઘણા, ઉપજે જલ જોગે:
તે જીવે તેના વડે, મરે તરત વિજોગે.  જોને. ૫
એમ પ્રભુને આશરે, જીવે સહુ પ્રાણી:
ઉપજાવે આપે વળી પાળે, પ્રિય જાણી.  જોને. ૬
સુરતા શરજનહારની, સહુ ઠામે સરખી;
પરમ શકિત પ્રભુને વિષે, પ્રાણી જોને પરખી.  જોને. ૭
ભૂલી પ્રભુને જે ભમે, તે અધમ અભાગી;
જન છોટમ જગદીશને, ભજરે ભ્રમ ત્યાગી.  જોને. ૮

---

નથી રે અજાણ્યું નાથનું, જેછે અંતરજામી;
તું નથી લહેતો તેહને, એતો તુજમાં ખામી.  નથી. ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, જોને શકતી છે જેની;
અણુએ અજાણ્યું નવ રહે, અદભુત ગતિ એની.  નથી. ૨

વીજળી કેરા તારમાં, વાત જાયછે વહેલી;
જાણુ શક્તિ જગદીશને, જણવે કરવા પહેલી. નથી. ૩
જીવનદોરી જીવની, જગદીશને હાથે;
પ્રાણી માત્રના પિંડની, જાણ્ય સઘળી સાથે. નથી. ૪
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સહુના મનનું શ્રીહરી, પરખે એજ પ્રમાણે. નથી. ૫
જ્ઞાન ઈંદ્રી અને મન વડે, કૃત્ય જેજે કરવું;
માઠું કરતાં મન વિષે, ઇશ્વરથી ડરવું. નથી. ૬
પ્રાંણી તણા પુણ્ય પાપનું, જેના હાથમાં પાનું:
સાક્ષી સરવે કર્મનો, તેથી કયમ રહે છાનું. નથી. ૭
હુકમ હરીનો શિર ધરી, કામ સઘળાં કરિયેં;
છોટમ તેની કૃપા થકી, ભવસાગર તરિયે. નથી ૮

---

માનવક્રોધ માને નહીં, એવી વાત અનેરી;
હોય ગુરૂગમ જેહને, તે જો જો હેરી. માન. ૧
જળ વિના સિંધુ અગાધ છે, સઘળે તે ભરિયો;
પ્રૌઢ પવન મોજા વિના, દીસે અદભૂત દરિયો. માન. ૨
એ દરિયાના પેટમાં, તરૂ એક વિજાતી;
શાખાઓછે જુજવી, ફળની બીજી ભાતી. માન ૩.
અદભુત પખી અરૂપીયા, એ વૃક્ષે વીસયા;
ભેળા રહીને ફળ ભખે, સહુ સ્વાદના રસીયા. માન. ૪
અકળ અનોપમ પંખીયો, કરે તરૂપર માળા;
રૂપ રંગ દીસે નહી, કરે શબ્દ રસાળા. માન. ૫.
પત્ર પુષ્પ ફળ સહુ ખરે, ન ખરે તરૂ આદી;
છોટમ એવા વૃક્ષને, જાણે બ્રહ્મવાદી. માન. ૬

ઓ અણુસમજુ જંતુઓ, ભરમે ક્યાં ભટકો;
અવિનાશીને ઓળખો, શું નાશીમાં અટકો. ઓ. ૧
દિવ્ય પિતા જે આપણો, કરતા સુખકારી;
એ પ્રભુ દીન દયાળને, કયમ મૂકયો વિસારી. ઓ. ૨
દેહ અમૂલક તાહરો, જેને પાણીનો કરિયો;
એવો કારીગર કોણ છે, ભલો પવનને ભરિયો. ઓ. ૩
પંચ વિષય પ્રભુએ રચ્ય, છઠ્ઠી મન વરતી;
તેનો ભોગી આતમા, આણુ તેની પરતી. ઓ. ૪
શબ્દ આવે છે બાહરથી, કર્ણ ભેરીમાં વાગે;
એ કર્त्તાની અકળ કળા, ઉંઘેલા જાગે. ઓ. ૫
સ્પર્શ વિષય જાણે ત્વચા, તે અંગે તારે;
એ કરણી કરતારને તુ, કયમ ન સંભારે. ઓ. ૬
નેત્ર કરયાં અતિ નિર્મલાં, રૂપ જોવાને જેણે;
તેના રક્ષણ કારણે, કરી પાંપણયો તેણે. ઓ. ૭
જીભમાંહે જુગતી ઘણી, કરી સરજન શાણે;
સ્વાદ જણાવે સર્વના, બોલ બાહર આણે. ઓ. ૮
પરિમલ સર્વે પરખવા, કરી નાસા કેવી;
સાસ ઉસાસની કળ ભરી, કાને આવડે એવી. ઓ. ૯
બુદ્ધિ રચી બહુ જાણવા, તેનું પરિમળ મોટું;
શીખે કળાઓ તે વડે, ચાલે નહિ ખોટું. ઓ. ૧૦
એવું અચરજ અતિઘણું, સહુ દેહમાં કીધુ;
પટ પટ મૂર્ખા માનવો, તેનું નામ ન લીધું. ઓ. ૧૧
સુખદાતા સર્વેશ જે, કરૂણામય કહાવે;
કહે છોટમ માટે સહુ, ભજો પ્રભુને ભાવે. ઓ. ૧૨

---

ઓ ભૂલેલા ભાવિકજનો, સાચા પ્રભુને સંભારો;
નરત કુટિલ મારગ તજી, ઝાલો મારગ સારો. ઓ ભૂ. ૧
અખિલ જગત કરતારની, જુગતી નવ જાણી;
વિષયી જનના વિહારની, બહુ વાતો વખાણી. ઓ ભૂ. ૨
અગણિત અંડ જેણે રચી, નિરાધારજ રાખ્યાં,
તે પ્રભુને જાણ્યો નહી, ચાવેલાં ચાખ્યાં. ઓ ભૂ. ૩
પવન તેજ પેદા કર્યું, પૃથ્વી ને પાણી:
સકલ પદારથ સરજિયાં, એવી વેદની વાણી. ઓ ભૂ. ૪
અદભુત સંકેત કલ્પના, કૌશલ પણું જેનું;
કોટી કવી ન કરી સકે, વડું વર્ણન તેનું. ઓ ભૂ. ૫
જ્ઞાન અપાર જણાવિયું, સૃષ્ટિને જન જાતી;
એક થકી અન્ય ઉપજે, ભલી દેખાય ભાતી. ઓ ભૂ. ૬
એક એક જાતીમાં જુવો, સંકેત છે એવો;
અંડજ કેરા અંડથી, પ્રાણી નીપજે કેવો. ઓ ભૂ. ૭
ચાંચ ચરણ પરપિંડના, રંગ દેખાય ન્યારા;
ચાલે તે ચેતન થઇ, ધન્ય જગ કરનારા. ઓ ભૂ. ૮
સ્થિર ચર જાતીમાં ઘણી, અદભુતતા ભાસે;
યથા યોગ્ય કરતા કરે, તેનું ઠાણે થાશે. ઓ ભૂ. ૯
રવિ શશિ જલધર સરજિયા, સહુને સુખ દેવા;
ભક્ષ્ય રચ્યાં જેણ ભૂમિમાં, કરો તેની સેવા ઓ ભૂ. ૧૦
રક્ષણ કરવા દેહનું, શક્તિ સહુને આપી;
દેવ દયાળ આકાશમાં, રહ્યા પૂરણ વ્યાપી ઓ ભૂ. ૧૧
કોટિક પાપ પ્રલય કરે, એવા નામનો નામી;
તે ઇશ્વરને ઓળખો, સચરાચર સ્વામી. ઓ ભૂ. ૧૨
સદચિદ આનંદનો નિધિ, અજ ને અવિનાશી;

જન છોટમ શુદ્ધ ભાવથી, થાઓ તેના ઉપાસી. સો જૂ. ૧૩

---

ચાબખા રાગ. કો૦ ૪.

ખલકમાં ખોટા ગુરૂ થઈ ફરે, અવિદ્યા સેવકની કયમ હરે. ટેક.
વેદ વિરૂદ્ધ વચન બહુ બોલે, દોષ થકી નવ ડરે;
કલ્પિત કર્મ કરાવે સહુને, અવગુણ અદકા ભરે. ખલક. ૧
તન મન ધન સેવકનાં હરવા, કપટ નિરંતર કરે;
ઉપનિષદનો અર્થ ન જાણે, મત તાણીને મરે. ખલક. ૨
ચોરી જારી જૂઠય અનીતી, અધમ કર્મ આચરે;
પરમારથનો પંથ તજે તે, ભવ જલમાં કયમ તરે. ખલક. ૩
કર્તા પ્રભુને કોય ન માને, ધ્યાન પ્રેતનું ધરે;
કહે છોટમ એવા ગુરૂ ભજતાં, અર્થ કશો ના સરે. ખલક. ૪

---

ધરા પર ધર્મ ગુરૂ એવારે, કપટથી ફંદ રચે કેવારે. ટેક.
શ્રુતી તણો સિદ્ધાંત ન ભાખે, વિષય કથા વાંચે;
જાર ભાવમાં મગન થઈને, પાપ કર્મ સાંચેરે. ધરા. ૧
મહારાજોમાં મુખ્ય મનાવા, ઢુંગ કરે મોટા;
મંત્ર જંત્ર મોહન વિદ્યાના, ખેલ કરે ખોટારે. ધરા. ૨
કંઠી બાંધી કુકરમ તજવાં. એવું ના ભાખે;
પશુ સમા માનવને ધૂતી. ફટ ફંદે નાખેરે. ધરા. ૩
સેવકને શિક્ષાની નીતી, કોય નથી કેહતા;
નિંદા ખોરા કરી નકારા. મૂકેછે વેહેતારે. ધરા. ૪
સધન સેવકી સારી જોઈને, કર્મ કરે છાનું;
કહે છોટમ એવા ગુરૂઓથી. કાજ સરે કાનુંરે. ધરા. ૫

પૃથ્વી પાખંડે ખાધીરે, સત્યની શોધ નથી લાધીરે. ટેક.
મહા અભિમાન મટે નહિ મનથી, માને હું મોટો;
પરપંચે પરધન હરવાનો, ખેલ કરે ખોટોરે. પૃથ્વી. ૧
ધર્મ બ્રહ્મની વાત ન માને, ગુરૂ થઈને ગાજે;
ઓથે રહિને અનરથ કરતાં, લંપટ નવ લાજેરે. પૃથ્વી. ૨
પ્રભુનું નામ ધરીને કહે છે, હું ઇશ્વર આપે;
એક રોમ નિપજે નહિ એથી, દુખ કેહનાં કાપે. પૃથ્વી. ૩
વેદ શાસ્ત્રની વાત ન જાણે, કહે મોટા જ્ઞાની;
કહે છોટમ ઠગ ગુરૂથી થઈછે, ધર્મ તણી હાનીરે. પૃથ્વી. ૪

---

કહ્યા છે ગુરૂ કરવા કેવારે, તરે ને તારે છે તેવા. ટેક.
તુછ કર્મનો ત્યાગ કરાવે, તેમાં નહિ કાચું:
મનો વિકાર મટાડે શિખને, તત્વ કહી સાચું. કહ્યા. ૧
પર બ્રહ્મનો પંથ બતાવે, મહા દુર્ગુણ ટાળે;
સાચો બોધ શિષ્યને આપી, પ્રભુ સન્મુખ વાળે. ક૦ ૨
સત્ય દયા ને શીલ નિરંતર, પ્રેમ થકી પાળે;
જમપુરમાં જાનારા જનને, તે પાછાવાળેરે. ક૦ ૩
વેદ શાસ્ત્રનું જ્ઞાન શિષ્યને, કહે ઘણું સારૂં;
કહે છોટમ એવા ગુરૂ કરતાં, કામ સરે સરૂં રે. ક૦ ૪

---

હુલાગી રાગનાં. કી૦ ૪.

એક ઘડી જો કોઇ, આખા દીવસમાંરે, કરશે સત સંગ જોને સારો જી;
ગુણનો નિધાન થઇ, તે નર ગાજશેરે, સાંભરશે સરજનહારો હો. એક.૧
સત્સંગ ન કરે તો, સૂઝ ન આપેરે, ભ્રાંતી ને ભૂધ્ય નવ ભાગેજી;
અનેક જનમનો જેણે ઘેલ પ્રાણીયોરે.સંતના શબ્દસણી જાગેહો.એ.૨

મોહ મદિરા કેરા, પાનથી પાપીરે. જીવે ખરા પણ શબના જેવાજી;
અંધ અચેત તણી, આંખ્ય ન ઉઘડેરે; આયુષ એળે ખુવે એવા
હો. એક. ૩

છ્હ આહાર ભય; મૈથુન ઈચ્છારે, એતો સરખાં છે નરને ખરમાંજી;
ઈશ્વરનું જ્ઞાન હોય, સતસંગ કરતાંરે. અધિક વિચાર એછે નરમાં
હો. એક. ૪

પૂરણ પુણ્યવાળા, અંશ ઈશ્વરનારે, તેને સતસંગ કરવા સૂઝે જી;
છોટમ સતગુરૂ. શરણ ગ્રહીનેરે, પૂરણ બ્રહ્મને તે બુઝે હો. એક. ૫

---

બ્રહ્મ ઉપાસન તમે, કરો મારા દેશિયેરે, અન્ય ઉપાસે અલગા પડશોજી;
અન્ય ઉપાશન કાંઈ, કામ ન આવેરે, ચાકરના ચાકર થઈ રડવડશો
હો. બ્રહ્મ. ૧

સરમાં મળેલું નીર, સાગરમાં ના મળેરે, સૂરજને કિરણે સૂકાશેજી;
નદમાં મળેલું કોઈ દિન, સાગરમાં જાશેરે, સાગરમાં પડિયું સાગર
થાશે હો. બ્ર૦ ૨

ભૂત ઉપાસે તેતો, બ્રહ્મ ન પામેરે, દેવ ઉપાસે કલ્પે પામે જી;
બ્રહ્મ ઉપાસે તેતો, બ્રહ્મને પામેરે, જન્મ મરણ દુખ વામે હો. બ્ર૦ ૩
ચાલે કૂપંથે તેને, ગામ ન આવેરે, વાંકે પંથે તો કોઈ દિન આવેજી;
સરલ પંથે તો ગામ, સહજ આવેરે, સફળ શ્રમે તો સારૂં પાવે
હો. બ્ર૦ ૪

બ્રહ્મ ન જાણ્યું તેથી, બંધન પામ્યોરે, ભૂત દેવો શું મુકત કરશેજી;
સરશે કારજ જો જન, સદગુરૂ સેવશેરે, બ્રહ્મ ભજવાથી ભવ તરશે
હો. બ્ર૦ ૫

વેદ ને શાસ્ત્ર સગળાં, એવુંજ ભાખે રે, મુનિજન સહુ એમ કહેછેજી;
છોટમ દેવનો જે, દેવ વિરાજે રે, તેતો અક્ષય સુખ દેછે હો. બ્ર૦ ૭

નિશ્ચે નિશાનપર, મન રહે જેનું રે, અવર ઠામે તે નથી ભમતુંજી;
જીવ અનેકનું જે, જીવન ઓળખેરે, તેની સગાથે રહે રમતું હો. નિ. ૧
નાવના થંભપર, વાયસ બેઠોરે, ઉડે ખરો પણ આવે ઠામે જી;
એમ આનંદ કેરો, અર્ણવ દેખીરે, મન તણી વાસના વિરામે હો. નિ. ૨
દાટેલું ધન જ્યારે, નજરેથી દેખે રે, વળતા તે ઠામ કયમ ભુલેજી;
દરિદ્રતા તો તેને, મનમાં ન આવેરે, પ્રેમ મગન થઇ ફૂલે હો. નિ. ૩
સદગુરૂના શબ્દ સુણી, અનુભવ જાગેરે, તેથી સંતોષ હોય સારોજી;
ઇાટમ શાણાવર, લક્ષ ન ચૂકેરે, જેવો નાવિકને ધ્રુનો તારો હો. નિ ૪

---

આરે જગતમાં કોઇ, હરિજન હોય તેરે, આવો અમૃત રસ પીવા જી;
અમૃત પીએ તેને, અનુભવ વાધેરે, ઘટમાં દેખાય ઘણા દીવા હો. આ. ૧
કો કહે અમૃત, આર્ણવ માંહિ રહે છે રે, કો કહે ચંદ્રમાદ્રવે છે જી;
કો કહે કામિનીને, વદને વિરાજે રે, કોયક અહિમુખે કહેછે હો. આ. ૨
કોય સ્વરગમાંહિ, અમૃત બતાવેરે, એમ અનેક તો વદેછે જી;
એતો અલપ મતિ, સમજેછે અવળું રે, ખોટામાં સર્વે ખદેછે હો. આ. ૩
સાગરમાં હોય તોએ, નવ થાય ખારોરે, સ્વર્ગ પામેલો ન પડે પાછોજી;
ચંદ્રમાં હોય તોએ, ક્ષય નવ પામેરે, નારીનો નાથ ન મરે આછો હો. આ. ૪
સર્પમાં હોય તોએ, વિષ નવ વ્યાપેરે, ચતુરો સહુ ચિત્તમાં વિચારોજી,
શબ્દ સાગરમાંહિ, અમૃત શોધેરે, સંતો પીવાનોછે આરો હો. આ. ૫
સદગુરૂ શબ્દ સુધા, પિયો જન પ્યારારે, રોમ રોમમાં રંગ લાગેજી;
અંગે અંગે તે પ્રકટે, અખંડ ખુમારીરે, અજ્ઞાન ઉંઘમાંથી જાગે હો.
આ. ૬
પુરણ પુણ્ય જેને, જાગે પૂરવનાંરે, સદગુરૂ મળે તેને આવી જી;
કોટિ કલ્યાણ ફળ, પામે પલકમાંરે, સુધાનો સાગર દે બતાવી
હો. આ. ૭

તે રસ પીતાંતો, તન મન પાલટે રે, જીવ મટીને બ્રહ્મ થાયેજી;
ત્રણ ભુવનમાં તે. જન તરેને તારેરે, છોટમ તેના જસ ગાવે
હો. આ. ૮

---

કરના કુસંગી, કયા દલગીરી, સદા મગનમે રેહેનાજી.
એ રાગના કીર્તન ૪.

અશરણ શરણ, હરણ ભવ સંકટ, દીનાનાથ દયાળાજી;
બહુલ શક્તિ બહુ, નામ નિરંજન, જગદીશ્વર જનપાળાજી. અ૦ ૧
સદ ચિદ આનંદ, રૂપ સનાતન, અજ અવ્યક્ત અનંતાજી;
સત્ય જ્ઞાન મય, દીવ્ય દેહ પ્રભુ, સર્વાધીશ મહંતાજી. અ૦ ૨
તું અગાધ ગુણ, અલ્પમતી હું, વચને ન શકું વરણીજી;
દૃઢ થઇ ધ્યાન, ધારણા ન બને, જોગ જુગતની કરણીજી. અ૦ ૩
ઉપમા જેવું, અન્ય ન દીસે, કહુ ઊપમા હું કેવીજી;
જે વાણી, તમને પ્રિય લાગે, બોલી ન શકું તેવીજી. અ૦ ૪
શું લેઈ સેવા, કરિયે દેવા, સહુ સરજેલ તમારૂંજી;
મેહેર કરીને, માની લેજો, અરપુ તનમન મારૂંજી. અ૦ ૫
સેવક શરણે, આવ્યો જાણી, નાથ નભાવી લેજોજી;
જન છોટમ, પોતાનો જાણી, દાન પરમ પદ દેજયોજી. અ૦ ૬

---

ચટપટ ચેત, હેત કર હરિશું, મરણ ભમે છે માથેજી;
ધામ ધરા ધન, સુત ધણિયાણી, સેવક નાવે સાથેજી. ચટ૦ ૧
હોય લાખ તે, રાખ બરાબર, તેમાં નહિ કાંઈ તારૂંજી;
ધન સાંચ્યું પણ, ધર્મ ન સાંચ્યો, કાં જનમારો હારૂંજી. ચટ૦ ૨
કૂડાં કર્મ, કરયાં કહિં કોટી, દુર્મતિ દમડી માટેજી;
પાપ પોટલાં, પાસે લેઇને, જાશો વસમિ વાટેજી. ચટ૦ ૨

મોટપણાનું, માન ભરાયું. માટે કાંઈ ન સૂઝેજી;
જમના કિંકર, જોગે ત્યારે, થરથર કાયા ધ્રૂજેજી. ચ૦ ૪
કર સત સંગ, અંગ હોય નિર્મલ, રંગ રૂદેમાં લાગેજી;
કહે છોટમ, ભગવંત ભજી લે, તો ભવનો ભય ભાગેજી. ચ૦ ૫

---

અલખ નામ ધુન, લાગી ગગનમે, મગન ભયા મન મેરાજી;
આસન મારી, સુરત દ્રઢ ધારી, દિયા અગમ ઘર ડેરાજી. અલ૦ ૧
ઈંગલા પિંગલા, દોનું છાંડકે, સુક્ષ્માણા મધ્યે ધારાજી;
તરવેણીમે, તાર મેલાઈ, અજપા નામ ઉચારાજી. અલ૦ ૨
જંત્ર અનાહત, બજે અહોનિશ, હોત નાદ ઝનકારાજી,
ઘન બિન અદભુત, હોત ગર્જના, બરસે અમૃત ધારાજી. અલ૦ ૩
કોટિ કોટિ રવિ, સસીકી શોભા, ઝગમગ જ્યોતિ ઉજારાજી;
જન છોટમ, સદગુરૂ પરતાપે, દરશ્યા અલખ દેદારાજી. અલ૦ ૪

---

બ્રહ્મ ભક્તિ તું, કર ને પ્રાણી, સફળ થાય મન વાણીજી;
આ સંસાર, કાળની બાજી, તેને સ્થિર તેં જાણીજી. બ્ર૦ ૧
કાયા માયા, જાણ્ય કારમી, જ્યમ ઝાકળનું પાણીજી;
ક્ષણ ભંગુર સહુ, ખેલ ખલકનો, તું ઝટ લેને જાણીજી. બ્ર૦ ૨
જે જાયું તે, સરવ જવાનું, રંક રાય ને રાણીજી;
અવિનાશી પ્રભુ, એક અખંડિત, ગુણાતીત ગુણ ખાણીજી. બ્ર૦ ૩
સોહં શબ્દ, વિચાર કરી લે, નિરાલંબ નિર્વાણીજી;
કહે છોટમ, ચિંતામણી પરખે, જો હોય બુદ્ધી શાણીજી. બ્ર૦ ૪

---

તેરે ઘટમે સરજનહાર ખોજમન કાયા નગરી એ રાગનાં કી૦ ૨.
જાકે સિરપર સરજન હાર, સોહી નર કાયસે ડરે;

જેસા કેસરી કેરા કુમાર, અભય મન બનમે ફિરે. ટેક.
બાલકકું વૈતાલ ડરાવે, જબલગ સમઝત નાંહી;
બડા હુવા સો બીક ન માને, મરમ લહે મન માંહી. સોહી૦ ૧
ઈંડાકું બહુ ડર ભૂચરકા, જબલગ પડદે પડિયા;
ગુરૂ ગમ જ્ઞાને પડદા ફૂટયા, જાઈ ગગન ઘર અડિયા. સોહી૦ ૨
લોક લાજ ડર બ્રહ્મ ભજનમે, નાહક નરકું આવે;
સૂરા પૂરા કોયક વિરલા, ગુન પતિકે ગુન ગાવે. સોહી૦ ૩
સ્વાંગ સતીકા જબહી પહેરા, તન મન પતિકું દીના;
છોટમ સદા રહી સેવામે, ત્રિભુવનમે જસ લીના. સોહી૦ ૪

---

તેરા સરજન હાલ હજૂર, દેખો ગુરૂ જ્ઞાન ગૃહી;
દુર ભાગી કહતહે દૂર, જાકું ગુરૂ જ્ઞાન નહી. ટેક.
બ્રહ્મા આયુષ જાય પથમે, તોહુ ઠોર ન પાવે;
સો સદગુરૂ એક સહજ સાનમે, નિકટ નાથ દરસાવે દેખો૦ ૧
આપ બળે તપ તીરથ સાધન, જોગ જગન જપ કરહી;
બ્રહ્મ લોકમે જાઈ ભોગવે, પીછા પુનર્ભવ ફરહી. દેખો૦ ૨
ત્રણકી ઓટે ગિરિ અવરાયા, કહત લોકમે બાની;
આપા ઓટ રહત મહરાજા, સો ગુરૂ કહત નિશાની. દેખો૦ ૩
આંડપિંડકા પોખન હારા, ચિદઘન ચતુર સુજાના;
જન છોટમ સતગુરૂ પરતાપે, સોકરતા સત માના. દેખો૦ ૪

---

## લાવણી. કી૦ ૨.

પરમ તત્વના, લહ્યા જીવ સમ, જાત મોહમે વહ્યા. ટેક.
એક અકલ, ઓંકારહિ જાંહી; અક્ષર બિંદુ, નહી તા માંહી;
સૂક્ષ્મ સ્થૂલ, નહિ હે વાંહી; ત્રિગુન રહિત એ તત્વ મસિ પદ,

સોહી વેદમે કહ્યા. જીવ૦ ૧
ઇચ્છા ક્રિયા, જ્ઞાન હે જેહી; શક્તી તીન, પ્રણવકી એહી;
સ્થૂલ સુક્ષ્મ ભઇ, કારણ દેહી; અસ્વર ઉસ્વર મકાર માત્રા,
ત્રિગુન દેવ ત્રય ભયા. જીવ૦ ૨
અકાર જાગૃત, કર્ત્તા બ્રહ્મા; વિષ્ણુ ઉપકાર, સ્વપ્ન કો કર્મા;
મકાર તામસ, હર કો ધર્મા; તીન રૂપ ઓંકાર પસારા,
તીન લોકમે રહ્યા. જીવ૦ ૩
એસા તત્વ, વિચારહિ કરના; નિજ કર્તાકા, ધ્યાનહિ ધરના;
તાતે મિટે, જન્મ અરૂ મરના; જન છોટમ સદગુરૂ બતાયા,
મૂલ સકલકા ગૂહ્યા. જીવ૦ ૪

---

અનાહદ ડંકા બજા, દેખલો શુન્ય મંડલકી મઝા. ટેક.
ધિમિ ધિમિ ધિમિ ધિમિ, નોબત બાજે; ધડુડુડુ ગગન ઘોરઘન ગાજે;
મોહર નાદ, મનોહર રાજે; પંચરંગકી પ્રસિદ્ધ ફરકે,
સત્ય નામ પર ધજા. દેખ. ૧
વેણુરવાજ, શંખ શરણાઇ; ઝાંઝ મૃદંગ, ભેરી સુખદાઇ;
ઓર રાગ કછુ, કહી ન જાઇ, એક ચિત્તસે, સુનલ્યો પ્યારે,
ગગન રહત હે ગજા. દેખ. ૨
બાદલ બિના, બીજ ચમકારા; બરસે મેઘ, સુધારસ સારા;
કોટિ કોટિ, સૂરજ ઉજિયારા; એસી શોભા, નિરખ નિરંતર,
ઓર તુછ સખ તજા. દેખ. ૩
એ સુખ મુખસે, કહ્યા ન જાવે; દેખે સોઇ, પરમ પદ પાવે;
જીવ શીવ, એકહિ હો જાવે; જન છોટમ જંજાલ છાંડકે,
એસા સાધન સજા. દેખ. ૪

---

જો વિચારી જીવ તારો શીવલે થશે એ રાગના કી૦ ૪.

હેત ગુરૂનું જ્ઞાન તારા રૂદેમાં રહ્યું, ત્યારે તો અવિદ્યા મૂળ કયમ નથી દહ્યું. ટેક.

મોહ દંભ દ્વેષ કલેશ જો નથી ટળ્યા, ત્યારે શું જણાય તને સદગુરૂ મળ્યા. જો ૧

મલિન વાસનાજ તારી જો નથી જતી, ત્યારે તારી શાથી થશે એ તે સદગતી. જો. ૨

અર્ક ને અંધાર એક ઠામ ના મળે, થાય જ્ઞાન તો અનીતિ વેગળી પળે. જો. ૩

માહામાન માટ સુણે ગ્રંથની કથા, જ્ઞાન ને વિરાગ વિના તે સહુ વૃથા. જો. ૪

નીતિ પંથે ચાલતાંજ સત્ય ના ચળે, છોટમ એવા સાધુનેજ શ્રીપ્રભુ મળે. જો. ૫

---

કરી બાંધે વંઠી અકલ શુદ્ધ ના કરી, ધર્મ ધારણ કર્તાં પૂંજી પાપની ભરી. ટેક.

શુદ્ધ થવા સ્નાન શૌચ આચરે ખરો, ક્રોધ છે ચંડાળ તે તો ના થયો પરો. કં. ૧

શપથ ખાય ધર્મના તું કંઠી કર ગ્રહી, આચરે અનીતિ ઓથે ધર્મને રહી. ૨

પંથનો તું વાદ કરે અન્ય શું વડે, તું તો તારૂ ભૂલ્યો ભાન તેહ ના જડે. કં. ૩

ચોરી જારી કપટ દંભ કુબ્ટતા ભણી, ભાલ તિલક તાણી બેહો સાધુશી બણી. કં. ૪.

કપટ પ્રેત ભેખ કરી કાળમાં ઘણા, છોટમ જેવા ગુરૂ તેવા શિષ્ય
તે તણા. કં. ૫

---

હામ ન હારિયે ભલાજી હામ ન હારિયે, કષ્ટ પડે તે સમે પ્રભુ સં-
ભારિયે. ટેક.
તારો દેહ જોને તારા હાથમાં નથી, તો વૃથા તું શોચ કરી શુંમરે
મથી. હા. ૧
પ્રકટ જેણે કરયો તને તેજ પાળશે, તેનું રટણ રાખ્ય દુઃખ તેજ
ટાળશે. હા. ૨
જાળવેછે જનની જથા આપ બાળને, જગતમાંહિ ભકત એમ પ્રિય
દયાળને. હા. ૩
ધરી પ્રભુ ધ્યાન બ્રહ્મ આશરે રહ્યા, છોટમ એવા ભકત જગતમાં
સુખી થયા. હા. ૪

---

હરિકરે તે હોય નિશ્ચે હરિ કરે તે હોય, નાથનું નિરમેલું ના
નિવારી સકે કોય. ટેક.
હરિ વિના ન હાલે પાન અન્ય કો થકી, પ્રકૃતિ પુરૂષ ઉભયઈશ
આશરે નકી. હ. ૧
ચોવી તત્વ મળી દેહ પ્રકૃતિના બના, પુરૂષ જ્ઞાન રૂપ દેહ માંહિ
ચેતના. હ. ૨
જીવ કરે કર્મ તે વિચિત્ર જાતિનાં, આચરે આશાએ કામ ભોગ્ય
ભાત્યનાં. હ. ૩
આપે ફળો ઈશ દેવ જો કૃપા કરે, વિન કૃપાએ જારચમાં અંગા-
રો કરિભરે. હ. ૪

નિપજવાનું નિશ્ચે જીવ હાથમાં નથી, છોટમ સર્વ ગ્રંથ ખોળી જોયું છે મથી. હ. ૫

---

સજ્જન સગળાએ કેફીનો સંગ ન કરવો, એ રાગનાં કી૦ ૫
રંગ રસિયા સાથે, રમે સુમતિ શુદ્ધ નારી,
મંદમતી તે શું જાણે બિચારી રે. રંગ૦ ટેક.
એક પલક પતિને, નવ ભૂલે, લૈ ત્રિકમ શું તાળી;
ઉરથી હરિને, ન કરે અળગા, તે તો તારૂણી ટેક વાળી રે. રંગ. ૧
સ્વામીને તે, વાહાલી વનિતા, વનિતાને પ્રિય સ્વામી;
અરસ પરસ એક એક શું પૂરણ, પ્રીતિ અતીશે જામીર રંગ૦ ૨
અજાણ પણમાં, એ સુખ ન લહે, ભામિની તેજ અભાગી;
પ્રાણ પતી પાસેથી ન લીધા, ઢીંગલાં પૂજવા ને લાગી રે. રંગ૦ ૩
જડ જેવી થઇ જડમાં રમતી, ન રમે સ્વામી સંગે;
દુખ દલદર તો ન ટળે તેનાં, એવે એને ઢંગેરે. રંગ૦ ૪
સદગુરૂજી જેને સમજાવી, હાથ ઝલાવે હાથે;
છોટમ પાકી તેજ પ્રેમદા, રમેછે નિજપતિ સાથે રે. રંગ૦ ૫

---

કોઇ મન મેળાપી, હોયતો મન કેરી કહિયે,
ખેદલ જીવ શું મૌન ગૃહી રહિયે રે. કોઇ. ટેક.
મન મેલાપી મનથી ન મૂકે; એક ટેક હોય તેને;
ગુરૂનું જ્ઞાન ટકે અંતરમાં, ભાવ ભરૂસો દૃઢ જેને રે. કો૦ ૧.
મરતાં સુધી મનથી ન મૂકે, તે કહિયે મન મેળુ;
હેત પ્રીતિ હળમળ હરિ રસમાં, દૂધને સાકર જેવુ રે. કો૦ ૨
ખેદલ જન તે હોય અદખળ્યા, સાંભળિને શઠ થાય;
મતલબ સુધી મળતા રહે પણ, અવગુણ ઉલટા ગાયરે. કો૦ ૩

જે મરનું બોલે તે બેદલ, ભાવે નભજે કેને;
આપણું લઈને કહે અન્યને, કપટ કુટિલપણું જેને રે. કો૦ ૪
દાગ તણા કુટુંબી હોય તે, જનનાં ચાંદાં જુવે;
ખરની આગળ ખાંડ ધરે પણ, ટેવ એ ખરની ન મૂકેરે. કો૦ ૫
પરથમ પ્રેમ પરીક્ષા લઈને, હરિનું હારદ કહિયે;
છોટમ ફળ્યા વૃક્ષને કાપી, બાવળ ઝીંટવા ન જઈએ રે. કો૦ ૬

---

શું શોધે સુજની, અંતર જોને ઉઘાડી. તને શું સમજાવે, દાડી દાડી
રે. શું૦ ટેક.

ગુરુ ગમ કુંચી કરમાં લેઈને, ઉઘેડ અજ્ઞાન તાળું;
આજ્ઞા ચક્રની ઉપર જોતાં, ત્યાં થારો અજવાળું રે. શું૦ ૧
નિર્મલ નૂર નિરંતર વરસે, મહામનોહર મોતી;
અનહદ નાદ અહોનિશ બાજે, જળ હળ દરસે જ્યોતીરે. શું૦ ૨
ઓહંકાર ધુનિ ઉઠે સહજે, ચિદાનંદ નિધિમાંથી;
સોહં પ્રકાશ કરે રગ રગમાં, ગુરૂવિના એ ગમ ક્યાંથીરે. શું૦ ૩
તે પ્રકાશથી તુજને જડશે, સુંદર સ્વરૂપ તારૂં;
છોટમ તેનો કર્તા જાણે, તો ઉપજે સુખ સારૂ રે. શું૦ ૪

---

કોઈ પ્રેમ સનેહી, પ્રેમ અમીરસ ભોગી.
બીજા શું જાણે વિમુખ, વિજોગી રે. કો૦ ટેક.
પ્રેમ પંથ અદ્ભુત અજરાલય, મહા મુક્ત જન મહાલે;
અંતરનું સુખ મુખે ન આવે, સાકર ખાધી જેમ કાલે રે. કો૦ ૧
રોમરોમ આનંદ ઉજાગર, હરિ શું તાર ન ત્રૂટે;
મહારસ માંહે મગ્ન રેહેતો, ત્રવીધ કર્મ ગ્રંથી છુટે રે. કો૦ ૨
જપતપ જોગ કરે કોણ તેને, એવો લક્ષ્ય જો આવે;

ત્રણ લોક સુખ ત્રણ વત દેખે, અવર ઉપાસના ન ભાવેરે. ઠો૦ ૩
એવા જનના ઉરનો આશય, એવા હોય તે જાણે;
શુક નારદ ને શંકર સરખા, અહોનિશ એ સુખ માણેરે. ઠો૦ ૪
અખિલ લોક કર્તા પ્રભુજીને, પ્રેમ પુષ્પથી પૂજે;
જન છોટમ તેના ઘટ માંહે, ભુવન ચતુર્દશ સુજે. ઠો૦ ૫

---

આજોને એની પ્રાણ પતી રમે પાસે, તેને સાચી લે, સાર ઉસા-
સેરે. આ૦ ટેક.

સહુના સામો છે સામળિયો, જો ગુરૂ દષ્ટે જુવે;
તેહ તજીને અવર ભરાંસે, શા સારૂ અવસર ખુવે. આ૦ ૧
દૂર તજીને ગ્રહે કુશાકા, તેણે કાજ ન થાય;
ચેતન છોડી જડને ભજતાં, જન્મ મરણ નહિ જાયરે. આ૦ ૨
માખણ મૂકી તક્ર ગ્રહે તે, જોને શાનો ડાહ્યો;
પ્રભુ તજીને પ્રપંચ પૂજે, તે જન જાય વહાયોરે. આ૦ ૩
અંતર જામી આનંદ સિંધુ, ભજિયે પૂરણ ભાવે;
જન છોટમ માનુષ તનુ જેવો, ફરી ફરી નહિ આવે. આ૦ ૪

---

## ખમાયચી રામનાં કી૦ ૨.

મૂરખ માનવી રે, તું તો મસ્ત થઈ શું માણે. મૂ૦ ટેક.
મસ્ત થયો પણ અસ્ત થવાનો, માથે મરણ ભમે છે;
મીન જાળમાં જેમ મળીને, રંગ વિલાસ રમે છે. મૂરખ૦ ૧
ધામ દામ ને કામ તણું સુખ, સ્થિર છે એવું માને;
અંધ કૂપમાં કરે અનીતી, ગર્વે ન ગણે કાને. મૂરખ૦ ૨
પરને સુખિયો દેખી તું શઠ, અંતર ઈર્ષ્યા આણે;

તે પાપે તુજને જમ કિંકર, વૈતરણીમાં તાણે. મૂરખ૦ ૩
ઊચો થઈને આપ વખાણે, બહુ નિંદે બીજાને;
માતો શ્વાન સર્વને મારે, એમ ભસે અજ્ઞાને. મૂરખ૦ ૪
સજ્જન સાથે વેર કરેને, શઠની સાથે સંપે;
જુઠ અનીતી તારી જોઈને, કોઈ દિન ધરતી કંપે. મૂરખ૦ ૫
અહન ઘણું અભિમાન કરે ને, વાંકી ચાલે ચાલે;
ચોરે ચકલે ફરે ચાડિયો, કોયકનાં ઘર ઘાલે. મૂરખ૦ ૬
સારી કથા સાંભળે કોઈ દિન, અંતરમાં ન ઉતારે;
દિલમાંથી નવ તજે દુષ્ટતા, ઘણાં ગપોડાં મારે. મૂરખ૦ ૭
પરના દોષ જુવે બહુ પાપી, દયા દીનપર નાવે;
આપે પૈસો રળે ખરો પણ, ભલુ પુણ્ય ના ભાવે. મૂરખ૦ ૮
પાખંડીને પંથે પેસી, ટીલાં મોટાં તાણે;
કુકરમ કરતાં ઈશ્વરનો ડર, અંતરમાં નવ આણે. મૂરખ૦ ૯
દીન દયાળે દયા કરીને; દેહ તનેં જો દીધો.
સારાં સુકૃત સાધાને કાંઈ, ઊત્તમ લાવ ન લીધો. મૂરખ. ૧૦
શમણા વત સુખ શમી જશે તે, રેશે સગળાં રોતાં;
પલક માત્રમાં કાળ પકડશે, જન સર્વેના જોતાં. મૂરખ૦ ૧૧
આ શીખામણ ઉરમાં આણી, ભકત વછલને ભજિયે;
કહે છોટમ અવગુણ હોય એવા, તુછ કરીને તજિયે. મૂરખ૦ ૧૨

---

ભૂલ્યો ભૂલ્યો રે, ભ્રાંતિમાં જીવ અભાગિયા રે. ભૂ. ટેક.
ફોગટ જન્મ ગમાવ્યો ફરિ ફરિ, કરિ કરિ કુકરમ કોટી.
અંતરમાંહિ અવિદ્યા ભરિ ભરિ, ખેલ્યો બાજી ખોટી. ભૂલ્યો૦ ૧
સુંદગાર જમના ખાતો મરિ મરિ, જરિ જરિ જોયુ ન જાગી;
ડરિ ડરિ દેવ થકી નવ આવ્યો, તુછ ટેવના ત્યાગી. ભૂલ્યો૦ ૨

હેત કરીને ન ભજયો હરિ હરિ, નરિ નરિ કરિ પરનિંદા;
જેથી જન્મ જાય તું તરિ તરિ, તે પ્રભુને નવ વંદા. ભૂલ્યો૦ ૩
ઘરિ ઘરિ કાલ જાયછે ચટચટ, ખટ રતુ રૂપી હાથે;
ઝટ ઝટ જાણ્ય જાયછે અવસર, સમઝી લે મન સાથે. ભૂલ્યો૦ ૪
આત્મ આત્મના પંથ ભમાવે, વેમ તણી કહી વાતો;
ખરા બ્રહ્મની ખોળ્ય ન કીધી, ધાયો ધક્કા ખાતો. ભૂલ્યો૦ ૫
જેણે જગત કરયું છે આવું, તેને લેને જાણી;
જન છોટમ તેના જસ ગાજે, ન કથીરા બીજી વાણી. ભૂલ્યો. ૬

---

ચાલ વેડુલી અલબેલી પ્યારી ગાવે. એ રાગનાં કી૦ ૨
બ્રહ્મ નામ મુખે એક લે ઉચારી, જાણ્ય મૂળમંત્ર એજ મોક્ષકારી;
જડને ચેતન કરે, પુરાતન પાપ હરે, ભજે ભવસિંધુ તરે, એ પ્રતાપ ભારી ભારી કે લે ઉચારી. ટેક.
શંકર શેષ એ ઉપદેશ હૃદે રાખે, પ્રેમે નામ સુધા સદા તે તો ચાખે વદન વડે વારંવાર ભલું ભાખે; પૂરણ પ્રેમ, ધરે નેમ, ભૂલે કેમ, તજી વેમ, જપે જેમ, કુશળ ખેમ, તરે તેમ, સાધે એમ, એવા ધન્ય દેહ ધારી ધારી કે લે ઉચારી. બ્રહ્મ. ૧
નામ બળે હરે જુઓ ઝેર પીધું, પ્રલ્હાદે સ્મરયું ત્યારે નૃસિંહ રૂપ લીધું, નામ જપે ધ્રુને અચળ ધામ દીધું; વળી અપાર, નામ આધાર, પામ્યા પાર, અતિ ઉદાર, સૂજન હાર, છે દાતાર, હરે વિકાર, તરિ સંસાર, ગયા કોટિ નરને નારી નારી કે લે ઉચારી. બ્ર૦. ૨
ગુણાતીત ગુણાધીશ બ્રહ્મ કહેછે, તેનું બોધક રૂપ પ્રણવ નામ લે છે, વેદ એક એવી વાત તો વદેછે; વિના નામ, ન સરે કામ, દક્ષિણ વામ, સર્વ ઠામ, પૂર્ણ ધામ, તે મુકામ, મળે રામ, પોકે હામ, જ્યારે સૂઝ હોય સારી સારી કે લે ઉચારી. બ્ર૦ ૩

જડ ને ચેતન ઉભય નામને આધારે, અક્ષર વડે નામ સર્વને શિર
ધારે, પરાએ પોષે પછી વૈખરી ઉચારે; એમ સદાય, વાણિ વદાય,
ચાલું જાય, વેદ ગાય, જપ જપાય કારજ થાય; હોય સહાય, અ
ખિલ રાય, મટે કષ્ટ તેથી મારી ભારી કે લે ઉચારી. પ્ર૦ ૪
સકલ સૃષ્ટિ કેરૂં કારણ નામ જાણો, દેવી દેવ માંહિ દૈવત એમ
માણો, નામ નામી સહિત અંતર લક્ષ્ય આણો; એક વાર, કરે
ઉચાર, ફળ અપાર, લાગે તાર, માયા પાર, સોહંકાર, સુખ અપા
ર, છોટમ સમજ સાર, પાપ તાપ હારી હારો કે લે ઉચારી. પ્ર૦ ૫

---

સ્વપ્ન તુલ્ય છે સંસાર જોને જાગી, મૂકય મોહ ભક્તિ બ્રહ્મની લે
માગી; ટળે દુખ સર્વ તારાં, ફળે નિજ કર્મ સારાં, ન કરીશ અઘ
નકારાં; તુછ ટેવ ત્યાગી ત્યાગી કે જોને જાગી. ટેક.
ચેત ચડપ ઝડપ લેને જ્ઞાન ઝાલી, ખોટા ખેલમાં ખરાબ થાય ખા
લી, જ્ઞાન નેત્રે પૂર્ણ બ્રહ્મ લે નિહાળી; રાખ્ય હામ, લે વિષ્ણુ નામ,
આઠ જામ, સારે કામ, ખરચ દામ, મન વિરામ, બ્રહ્મ ધામ, ઠીક
ઠામ, પામે પ્રાણિ તે કહેવાય પરમ ભાગી ભાગી કે જોને જાગી. સ્વ. ૧
મરે તેને મારૂ માની કાં રડે છે, ગળે કાળ તેની ભાળ કયાં જડે છે,
અંતે પિંડ પલક એકમાં પડે છે, શ્વાસ જાય, નબે અપાય, વપુ વેરાય,
અરૂપ થાય, કરિ વિદાય, સર્વ ન્હાય, રોતા જાય, થાય સહાય, તેને
કોણ સંગે લાગી લાગી કે જોને જાગી. સ્વપ્ન૦ ૨.
કહું આચરણું આ લોકમાં તેં આવી, ખોટા ભોગને વિલાસ વાત
ફાવી, ભક્તિ જગત તાતની તને ન ભાવી; કુડા સંગ; કેરો રંગ,
ચડયો અંગ, અમૂલ્ય નંગ, બન્યું બંગ, ધીક ઢંગ, ધર્મ ભંગ, જ્ઞાન
ગંગ, તજી કર્મ નાશા રંગી રાગી કે જોને જાગી. સ્વપ્ન૦ ૩.
કહ્યું માન, ધરજે કાન, ધીરજ ધારી; હાથે બાજી છેતો જાય રખે હારી,

સંતસંગ કરી જન્મ લે સુધારી, મુક્ય માન, સમજ સાન, ગુરૂ જ્ઞાન, સુધાપાન, પુણ્ય દાન, શૌચ સ્નાન, ધર્મ ધ્યાન, એ વિધાન, વેદ નીતિ રીતિ સમજને સોહાગી લાગી કે જેને જાગી. સ્વપ્ન૦ ૪

કરિ વિવેક દેવ એક લે ઉપાસી, અનંત શક્તિવંત પરમ છે પ્રકાસી, જેના નામથી વિકાર જાય નાશી; એ વિચાર, વારંવાર, અંતરધાર, પડે પાર, નર ને નાર, ઠરે ઠાર, મોહ માર, કામનહાર, છોટમ કહે મહંત બ્રહ્મ યાગ યાગી યાગી કે જેને જાગી. સ્વપ્ન૦ ૫

---

## રાગ ગોડીનું કી૦ ૧.

એક દેવ અવિનાશી, સંતોભાઈ એક દેવ અવિનાશી,
પ્રભુ સદચિત આનંદ રાશી, સંતોભાઈ એક દેવ અવિનાશી. ટેક.
બ્રહ્મા વિષ્ણુ દેવ મહેશ્વર, માયા કે ગુન કહાવે;
દેહ ધારી દુનિયામે આવત, સો નિજ ધામમે જાવે. સં૦ ૧
તેત્રીસ કોટી દેવ સ્વર્ગમે, કશ્યપકા પરિવારા;
મનુકે પુત્ર ભયે સો માનવ, ચાર વર્ણ વિસ્તારા. સં૦ ૨
દેવ પૂજ્ય માનવ જાતીકું; ઈશ દિયા અધિકારા;
જો કર્તાકી ભક્તિ ન જાને, સો બૂડે સંસારા. સં૦ ૩
વેદ પુરાન ગ્રંથ સબ ગાવે, પુનિ કહે સંત પોકારી;
કહે છોટમ ભગવંત ભજનસે, મુક્ત હોય નર નારી. સં૦ ૪

---

## સેઠ સગાળશા સાધુને સેવે. એ રાગનું કી૦ ૧

સચ્ચિદ રૂપ સનાતન ઈશ્વર, કર્તા સર્વનો એક;
સ્થાવર જંગમ જગત રચ્યું છે, ધન્ય એ વિભુનો વિવેક;
અતિ અદભુત ચતુરાઈરે, શકે કોણ એને ગાઈરે. ૧

અચરજ મોટું માખ્યની આંખ્યે, ડોળા આઠ હજાર;
સૂક્ષમ દર્શક યંત્રમાં જોઈને, કોઈએ કરયો નિર્ધાર;
ભંગુરાની આંખ્યમાં જાણમારે, પચીસ હજાર પ્રમાણમારે. ૨
કાંબળાકેરી કાયામાંથી, છબ્રકીટ થઈ જાય;
તેરે કીટમાંથી પાંખ્યો વાળી, પોપટી પરગટ થાય;
જુવો એ રચના કેવીરે, સહજ કયમ નિપજે એવીરે. ૩
લક્કડખોદને લાકડા માંહે, આહાર કરયો અવિનાશ;
તેરે લેવાને ચાંચમાં તેવી, રચના કરી પરકાશ;
હાથીને હાથથી સારીરે, કરી સૂંડ આનંદ કારીરે. ૪
મધની માખ્યના રક્ષણ માટે, કાંટો કરયો કર્તાર;
પશુ પંખી કોઈ પાસ ન આવે તે, સમજીને સરજન હાર;
ભક્ષણ ને રક્ષણ કાજે રે, યથાયોગ્ય કીધું રાજેરે. ૫
ટોળી મછ એક સાગર માંહે, નાકથી મારે નિશાન;
બંધુકની પેરે પાણી ઉડાડે તે, સામાના લે પ્રાણ;
ચમત્કારી જુવોને એનીરે, કહો એ કરેલી કેનીરે. ૬
વિદ્યુત બામ માછલામાંથી, વિદ્યુત પરગટ થાય;
એને અંગે જે કોઈ અડકે તે, તતક્ષણ મારયો જાય;
ખેલ એ કોણે કરેલો રે, મછમાંહિ અગ્ની ભરેલો રે. ૭
નાસ્તિક મતના લોક નઠારા, કહે સહુ સહજે થાય;
અદભુત રચના ઈશ્વર કેરી, તે નવ જાણે જરાય;
અધમ અપરાધી પ્રાણીરે, પ્રભુની જુગતી ન જાણીરે. ૮
માણુસ દેહ સર્વથી મોટો, તે માંહિ રચના અપાર;
કર્તા વિના એ કયમ હોય સહજે, તે નથી જોતા ગમાર;
મુરખ જે પ્રભુને ન માનેરે, ચાલે અવળા અજ્ઞાનેરે. ૯
જગત ચરાચર જેણે રચ્યું છે, તે સમરથ કર્તાર;

છોટમ તેને ભાવે ભજતાં, મનના મટશી વિકાર;
પાપ સહુ પ્રલે જાશે રે, સદા સુખ તેને થાશી રે. ૧૦

રસિક કી૦ ૪.

પ્રેમી આવો રે, પ્રેમ સુધારસ પીવા. ટેક.
અગાધ જળમાં મોતી માટે જયમ પેસે મરજીવા;
જળહળ જયોતી પ્રકટ પ્રભુ દરસે, રોમરોમમાં દીવા. પ્રે૦ ૧
અંતરજામી સહુમાં વ્યાપક, અંતરમાં ઓળખાશી;
જડતા જાળ જન્મની જાશે, પાતક પ્રલે થાશે. પ્રે૦ ૨
રાગાદિક જે દોષ હોય તે, ભક્તિ ભાવથી ભાગે;
ઇશ્વરની રચના દેખીને, ઉગ્ર જ્ઞાન ગુણ જાગે. પ્રે૦ ૩
જપ તપ જોગ જાગ વ્રત તીરથ, પંચ દેવની સેવા;
તેણે તો કાંઇ પ્રભૂ ન રીઝે, પ્રેમ લક્ષણા જેવા. પ્રે૦ ૪
સહુ સંગાર સુંદરી પહેરે, હોય કુલક્ષણ જેને;
સાચા સ્નેહ વિના કો કાળે, કંથ નહી વશ તેને. પ્રે૦ ૫
અંતર લક્ષ પ્રેમ પ્રભુ સાથે, એક પલક નવ ભૂલે;
જન છોટમ તે સાચી વનિતા, સ્વામી સંગે ઝૂલે. પ્રે૦ ૬

રસિયા હોય તે રે, રસની રીતી જાણે. ટેક.
વણ જાણે તે કરે ઉદાસી, દેહ દમી મત તાણે;
મનની સાથે મથતાં મથતાં, કોયક ઠરે ઠેકાણે. રસિ૦ ૧
રસિક શિરોમણિ જગનો નાયક, પ્રેમ રસે બહુ રીઝે;
આનંદ મગન અહોનિશ રમતાં, ભક્તિ ભાવથી ભીજે. રસિ૦ ૨
અક્ષર ઘરથી વેગે આવે, આનંદ અર્ણવ લહરી;

રોમરોમ ને કરે ઉજાગર, ચડે ખુમારી ઘેરી. રસિ૦ ૩
અણુ મેળું મન રહે મળીને, જો ગુરૂ લક્ષ્યે લાગે;
આભવ માંહિ નહી સુખ એવું, એને સોમે ભાગે. રસિ૦ ૪
આનંદ રૂપ તે પરબ્રહ્મનું, એમ વેદમાં કહેછે;
તે આનંદ ચરાચર માંહે, અગમ અગોચર રહેછે. રસિ૦ ૫
શોક દુઃખ જડ રૂપે માયા; આનંદી અવિનાશી;
જન છોટમ વિરલા જન જાણે, જે ગુરૂ ચરણ ઉપાસી. રસી૦ ૪

---

સદગુરૂ મળિયા રે, તેનું કારજ સરિયું; ટેક.
આત્મ તત્વ ઓળખાવ્યું જેણે, તે જોઇને ચિત ઠરિયું.
પિંડ બ્રહ્માંડ પાર પરમેશ્વર, ત્યાં જઈને ઘર કરિયું. સ૦ ૧
લક્ષણ વંતા લક્ષ્યે પૂરા, તે ગુરૂ પાર ઉતારે;
લક્ષ્યવિનાને લક્ષણ હોય તો, જનનું કામ ન સારે. સ૦ ૨
લક્ષ્ય રૂપિયાં લોચન નાહ તે; ગુરૂનો કર જે સહાય;
અંધે અંધ રહે અથડાતા, બને ગોથાં ખાય. સ૦ ૩
જીવવિના જયમ દેહ વૃથા ત્યમ, લક્ષ્ય વિના ગુરૂ એવા;
વંધ્યા ગાય દુધ નવ આપે, તે કરવાની સેવા. સ૦ ૪
વંદલ ને વનિતાયો વરિયો; સંતતિ સુખ નહિ કાંને;
જગત ભગત કહી માને તેતો, પરમેશ્વરને ખાને. સ૦ ૫
તે માટે સાચા ગુરૂ સેવો, આત્મ લક્ષ્ય જે આપે;
કોટિ જન્મનું બંધન તેતો, પલક એકમાં કાપે. સ૦ ૬
દુલભ વસ્તુ તણા જે દાતા, તે ગુરૂ ભજિયે આવે;
જન છોટમ માણુસ તન જેવો, ફરી ફરી નહિ આવે. સ૦ ૭

---

સંશય શમિયારે, જ્ઞાન પામિયો જ્યારે. ટેક.

સદગુરૂ સમરથ પર ઉપકારી, સાન કરી સમજાવ્યું;
અજાણપણમાં દૂર દેખાતુ, તે પાસે પરખાવ્યું. સં० ૧
સર્વે પદારથ જડ છે તેથી, ચેતન ભિન્ન કહાવે;
આઠે આવરણરહિત અગમ પર, પૂરા ગુરૂથી પાવે. સં० ૨
જનક સનક શિવ શેષ સમાજન. જેનો જાપ જપેછે;
કોટિ અંડ ઉપજેલાં અંતે, જેમાં જાઈ શમે છે. સં० ૩
પોતાને કંઠે મણિ પોતે, ભૂલીને જયમ શોધે;
જાણ્યું જ્યારે થયું જથારથ, સદગુરૂ કેરે બોધે. સં० ૪
ભૂપ સ્વપ્નમાં થયો ભિખારી, ઘરઘર હિંડે ભમતો;
જાગ્યો ત્યારે ગઈ આપદા, નિજાનંદમાં રમતો. સં० ૫
ઈશ્વરને જાણે સુખ એવું, બંધન સઘળું જાય;
જન છોટમ સદ્ગુરૂ કરૂણાએ, જો સુધું સમજાય. સં० ૬



## ઝીલલડીરે તને હરિગુણ ગાતાં આવડું આળસ કયાંથી રે એ રાગ તથા કેદારા રાગનાં કી० ૮

લોચન તું ભવમોચન પ્રભુને, ભાવથકી જોને ભાળીરે;
દુર્જનનાં મુખ છે દુખ દાયદ, તેને તું મૂંકયને ટાળીરે. લો० ૧
ઇંદુ અર્કને પાવક વિદ્યુત, જેને પ્રકાશે પ્રકાશ્યાં રે;
તેજ પ્રકાશાવડે વળી તુજને, ભલાં પદારથ ભાસ્યાં રે. લો० ૨
જતનકરી તમને જેણે સરજ્યાં, અદભુત શક્તી એની રે;
ઉત્તમ દ્દષ્ટે એ ના જોયો, શોધ કરી નહિ તેનીરે. લો० ૩
પાંપિણયો કરિયો પ્રભુજીએ, તેથકી રક્ષણ તારૂં રે;
એ ઊપકારીને જો નવ જોયો, સાધન શું સજ્યું સારૂં રે. લો० ૪
પ્રેમનાં આંસુવે જો નવ પલળ્યાં, હરિજન જોઈ નવ હરખ્યાં રે;

સ્વારથ સારૂ રાંક થઇ રોયો, નિંદિત કારજ નિરખ્યાં રે. લો૦ ૫
પરમારથનો પંથ ન જોયો, પાપ જોઇ થયાં પાપી રે;
એ લોચનને ઉપમા કહિયે, મોર પિછની આપી રે. લો૦ ૬
નીતિ મારગ જોઇ ચાલવા, ભલિ ભલિ વિદ્યા ભણવા રે;
સરજન હારે તમને સરજયાં, ગુણ ઇશ્વરના ગણવા રે. લો૦ ૭
આનંદ સાગર બ્રહ્મ ઓળખ્યો, એ ઉપદેશ અમારો રે;
કહે છોટમ માની લ્યો નિશ્ચય, સફળ થાય જનમારો રે. લો૦ ૮

---

હે રસના જસ ગાને હરીના, સફળ કરી લેને વાણી રે;
વિદ્યા વિનય વિવેક વિચારી, વિશ્વંભર લે વખાણી રે. હેર૦ ૧
અમથી શું અપશબ્દ ઉચારે, લૂખી સગળી લત્તરી રે;
નેક વની પરનિંદા કરતાં, તું નથી રહેતી નવરી રે. હેર૦ ૨
જૂઠા જનને સંગે જઈને, કૂડી કથની કાઢે રે;
પરનાં છિદ્ર પ્રકાશ કરીને, વેર વધારી વરાઢે રે. હેર૦ ૩
સારો મારગ સત્ય ધર્મનો, આડું બોલી ઉછેદે રે;
તે રસના તરવાર તુલ્ય છે, કીર્તિ કવચને ભેદે રે. હેર૦ ૪
પાપ તાપ સંતાપ શમાવે, તન મન શીતલ કરતી રે;
ધન્ય જીભ તો તેને કહિયે, વાણિ વિમલ ઉચરતી રે. હેર૦ ૫
દીન દયાળ દયા નિધિ કેરા, જે જીભ્યા ગુણ ગાશે રે;
કહે છોટમ કુળ કોટિક તેનાં, પ્રીત્યે પાવન થાશે રે. હેર૦ ૬

---

હે કર કર્મ ઘણું સરવેથી, તુજને સરજ્યું કરવાનું;
એવાં ઉત્તમ કર્મ આચરે, તેથી થશે ભવ તરવાનું. હેકર૦ ૧
સર્વ અંગ સાચવવાં તારે, ઉદ્યમે ઉદર ભરવાનું;
સેવાથી સૃજનાર રીઝવે, ફરી ન પડે ભવ ફરવાનું. હેકર૦ ૨

પ્રીતિવડે પરમારથ કરજે, અંતે એજ ઊગરવાનું;
પાણી તરસ્યા જનને પાજે, દેજે ચર્વણ ચરવાનું. હેકર૦ ૩
દીન દેખિને દાન આપજે, ખરૂં પુણ્ય નહિ ખરવાનું;
કહે છોટમ બહુ પુણ્ય કરે તો, ઠામ મળે શુભ ઠરવાનું, હેકર૦ ૪

---

કાન કથામૃત પાન કરી લે, અર્થ વિચારિને એનો રે;
જે જે શબ્દ આવે તુજ માંહી, તોલ કરી જોને તેનો રે. કાન૦ ૧
વેદ તણું શ્રુતિ નામ વદેછે, તેજ નામ છે તારૂં રે;
શ્રીપ્રભુના ગુણ ગ્રામ સાંભળી, જો તુને લાગે સારૂં રે. કાન૦ ૨
આતમ હિત નવ હોયે જેમાં, તેવી તજવી વાણી રે;
શું થયું મેઘ ઘણેરો ગરજે, પામિયે નહિ કાંઇ પાણી રે. કાન૦ ૩
ધર્મ બ્રહ્મની વાતો સુણતાં, ઉત્તમ ગુણ બહુ આવેરે,
અંતરનું અંધારૂં નાસે, ચિદાનંદ ચિત્ત આવે રે. કાન૦ ૪
કથા સુણંતાં કલ્પા કેરી, પાપ પુંજ સહુ નાસે રે;
કહે છોટમ સુવિવેક કરેતો, બ્રહ્મ સર્વદા ભાસે રે. કાન૦ ૫

---

પ્રભુનો મારગ સહુથી સેલો, એક અટપટું એમાં રે;
નિર્મલ મન પોતાનું કરવું, જ્યોતિ પ્રકાસે જેમાં રે. પ્રભુનો૦ ૧
ધનુર્વેદિના જેવિ ધારણા, અધરી જાણો એમાં રે;
હેઠે તાકે ઉપર વેધે, ખરી ચાતુરી તેમાં રે. પ્રભુનો૦ ૨
ભૂમિ ઊપર તો ભૂચર ચાલે, એમાં વિઘ્ન અનંત રે;
બ્રહ્મ પંથ તો છે ખેચરનો, ચાલિ સકે કોઇ સંતરે. પ્રભુનો૦ ૩
અનુભવ આંખ્ય સુરતની સીડી, સદગુરૂ હોય સહાયરે;
કહે છોટમ જો સાધક સાચો, બ્રહ્મ ધામમાં જાયરે. પ્રભુનો૦ ૪

---

જીવ બ્રહ્મને જાય જાણવા, ઓલખાણુ નહિ એને રે;
ઓળખાણુ તો ત્યારે થાયે, ઓલખાણ્ય જડે જેનેરે. જીવ૦ ૧
અક્ષર ખાણ્ય પ્રણુવ છે નરમાં, તેથી ઉપજે વાણી રે;
અવિરલધાર પાર રહી પોષ્યે, તેની વાત અજાણી રે. જીવ૦ ૨
પશુ પંખી જે વાણી વદે છે, અક્ષર બે કે ચાર રે,
બાવન અક્ષર બોલી જાણે, એ નરનો અવતાર રે. જીવ૦ ૩
સ્થાવર જંગમ જંતુ જાતી, સરજે સદા મહેશરે;
માનવ મૂર્ત્તી મોટી જાણી, બુદ્ધી આપી બેશ રે. જીવ૦ ૪
અંતર જામીને આધ રે, જીવે છે સહુ જંત રે,
વિશ્વ માંહિ વ્યાપક તે ઇશ્વર, સત્ય જ્ઞાન અનંત રે, જીવ૦ ૫
સર્વે વસ્તુમાં પૂર્ણ રહ્યો તે, પૂર્ણ બ્રહ્મ કહેવાય રે;
જન છોટમ તેને જે જાણે, આવા ગમન ન થાય રે. જીવ૦ ૬

---

જે ઉપજે તે પ્રભુથી ઉપજે; કાંઈ ન ઉપજે જીવેરે;
સૂર્ય સદા જળ પોષ્યે શોષ્યે, તે નવ થાયે દીવેરે. જે ઉ૦ ૧
પ્રભુએ સરજ્યાં સર્વ પદારથ, પૃથ્વી પાવક પાણી રે;
ચાર ખાણ્ય જીવોની જાતી, કહો એ ક્યાંથી આણીરે. જે ઉ૦ ૨
હરિનાં કરેલાં હાલે ચાલે, એકનાં હોય અનેક રે;
જીવે કરેલાં જડરૂપ સગળાં, રહે છે એકનાં એક રે. જે ઉ૦ ૩
કોય મનુષ બહુ બુદ્ધી બળથી, કહે હું હરિ અવતાર રે;
આ અવનીનું એક પદારથ, તેણે ન થાય લગારરે. જે ઉ૦ ૪
જ્ઞાન બતાવા ગુરૂઓ સરજ્યા, તેજ ધણી થઈ બેઠા રે;
કહે છોટમ આ કળિજુગ માંહે, એવા ઠગ બહુ દીઠા રે. જે ઉ૦ ૫

---

સામળિયો છે સહુની સામો, પામર તે નવ પ્રીછેરે;

આંખ્ય ઉઘાડી એને ન નિરખે, મન મળવાને ઇચ્છે રે. સા૦ ૧
ગંગા જમુનાં સરસ્વતી વહે છે, તરવેણીની તીર રે;
ત્યાં રહી મોહન વેણુ વજાડે, હલધરજીનો વીર રે. સા૦ ૨
ભાત ભાતના ખેલ કરેછે, જમુનાંજીને આરેરે;
આહીરને આનંદ પમાડે, ગિરિધારી ગઉ ચારેરે. સામ૦ ૩
વ્રજ વનિતા સંગ કેલિ કરેછે, મહિ માખણ લે માગી રે;
એવા પ્રભુને જે જન પ્રીછે, તે પ્રાણી બડભાગી રે. સામ૦ ૪
બ્રહ્મા જેનું રૂપ વખાણે, શંકર ધારે ધ્યાને રે;
કહે છોટમ એ કૃષ્ણ ઓળખ્યો, સદગુરૂ કેરી સાને રે. સા૦ ૫

---

## આજ સખી શ્રીવૃંદા વનમાં એ કાલેરા રાગનાં કી૦ ૩.

આજ અનોપમ સાન ઉપનું, ભલી ભલી રચના ભાળી;
અદ્ભુત ખેલ અખિલ કરતાનો, મેં નજરે જોયો ન્યાળી આ. ૧
ઉંચું જોઉંતો અવની જેવા, અગણિત અધર ફરે ગોળા;
કોયક તાતા કોયક શીળા, ભેદ ન જાણે જન ભોળા. આ. ૨
ભૂતળ ઉપર ભાતિ ભાતિની, અગણિત જીવતણી જાતી;
નર નારીનાં રૂપ અવનવાં, નામ જુજવાં બહુ ભાતી આ. ૩
ચર્મ પૂતળાં ચૈતન દોરી, ખેલણ હારને હાથ ખરી;
જેમ નચાવે તેમ સહુ નાચે, કળ ત્રુટે તે જાય મરી. આ. ૪
સૃજનહારને જાય શોધવા, ઘટમાં જેને બુદ્ધિ ઘણી;
પોત પોતાનું કલ્પી કહે છે, ભાત ભાતની વાત ભણી, આ. ૫
એક પૂતળું એમ વદે છે, સહજ થાયછે સૃષ્ટી સહુ;
અળગો કોય નથી કરનારો, ઉપજે આપો આપ બહુ. આ. ૬
એક કહે સહુ રૂપે સ્વામી, આપ ઇચ્છાએ જીવ થયો;

સ્વર્ગ નરકમાં પોતે વિલસ્યો, અરૂપ હતો તે રૂપ થયો. આ. ૭
એક કહે સહુ કર્મે ઉપજે, જેનાં કર્મ હશે જેવાં;
નીચ ઊંચ ને સ્થાવર જંગમ, તે કર્મે બનિયાં તેવાં આ ૮
કોય કહે સહુ કામ ઇશનાં, માયા સંગે મોજ રમે;
માયામાંથી રૂપ બનાવે, અંતે માયા માંહિ રામે. આ. ૯
એમ અનેક મતો જગમાંહી, કલ્પી વાત કહે કાચી;
ઉપનિષદનો અર્થ વિચારે, તે જન વાત લહે સાચી. આ. ૧૦
નિજ ઇચ્છાએ સૃષ્ટિ સરજે, નિજ ઇચ્છાએ નાશ કરે;
આદ્ય અન્ત પ્રભુ એક બિરાજે, છોટમ એ સિદ્ધાંત ધરે. આ. ૧૧

---

જોને જાગી જીવ અભાગી, શું નિદ્રામાં ઘોરે છે;
ષટ શત્રુ છે તારી સાથે, ધર્મ રૂપી ધન ચોરે છે. જોને૦ ૧
ઊંઘેલાને સુપન અવનવાં, શોક મોહ સંતાપ ઘણો;
જાગેલાને જન્મ ન ધરવો, ભક્ત તેહ ભગવંત તણો. જોને૦ ૨
ઊંઘેલાની આંખ્ય ન ઉઘડે, ઘેરી લે છે ઘેન ઘણું;
અખિલ લોકમાં ઉદય અર્કનો, તેજ ન દેખે તેજ તણું. જોને૦
નિદ્રા નાગણય સહુને ડસવા, અંતર માંહિ પ્રવેશ કરે; ૩
સદગુરૂ લક્ષે જે જન જાગે, તત્ક્ષણ તેનું ઝેર ઉતરે. જોને૦ ૪
નિદ્રા કાળ તણી છે દાસી, દેહધારી સહુને દમતી;
છોટમ જેને ધ્યાન ધણીનું, તેથી રહે આઘી ભમતી. જોને૦ ૫

---

કાળ તણા ભયથી સહુ કંપે, નર કહીં જાશે નાશીને;
અખિલ લોકપર અમલ એહનો, ભય બ્રહ્માંડ નિવાસીને. કાળ૦ ૧
સંસાર વૃક્ષ વેદમાં વખાણ્યું, અવ્યક્ત મૂળ કહ્યું એનું;
ત્રણ અંકુરને ત્રિગુણી શાખા, જગત સકળ પ્રસર્યું જેનું. કાળ૦ ૨

ચોદ માળમાં ડાળ એહનાં, પત્ર પુષ્પ ફળ નિત્ય ફળે;
તે સર્વે છે ભક્ષ્ય કાળનું, સર્વ સમૂળું તરત ગળે. કાળ૦ ૩
લોક સમેત લોક પતિ કંપે, અવર જીવને કોણ ગણે;
નામ રૂપ ગુણ જ્યાં લગ દીસે, તે સર્વેને કાળ હણે. કાળ૦ ૪
સદ્ગુરૂ સાચા જેને મળસે, અચળ અભય પદ એ આપે;
કહે છોટમ જ્યાં કાળ ન પોચે, તે પ્રભુપદમાં તે થાપે. કાળ૦ ૫

---

## ગરબો ૧.

સમરૂ સૃષ્ટિનો સૃજનાર, સાર એ છે સદગ્રંથનો જો;
સાન એનું ઉદાર, પાર પામિયે ભવ પંથનો જો. ૧
વઇશ શક્તિયો અનંત, સંત કેછે સહુકો કથી જો;
વદે જેને વેદાંત, જંત લેશ લેતા નથી જો, ૨
કપિલ શેષને કણાદ, વાદ સારા વિદ્યા તણા જો;
જૈમિનિ વ્યાસનો પ્રસાદ, સ્વાદ ગૌતમે લીધા ઘણા જો, ૩
સરસ સર્વનું સિદ્ધાંત, શાંત થઇએ સમજી કરી જો;
કર્મ બ્રહ્મ કેરો બોધ, શોધ વાત ભાખો ખરી જો. ૪
કૃપા સિંધુ કરતાર, વાર વાર એ વિચારિયે જો;
અખિલ લોકનો આધાર, નિરાધાર બ્રહ્મ ધારિયે જો. ૫
કરયાં કોટિ ઘણાં અંડ, પિંડ સર્વે પ્રાણી તણા જો;
ભૂમી સોતાં બ્રહ્માંડ, ખંડ દેશ માં દીસે ઘણા જો. ૬
સારાં સૃજી કરી સધર, અધર ધરિયાં આકાશમાં જો;
નદી નદો સિંધુ સુંદર, મધુર મેઘ મહાકાશમાં જો. ૭
ભલાં રચ્યાં પંચભૂત, દૂત દેવો રચ્યા ભલા જો;
શકિત સગળે અનુસ્યૂત, નિત્ય પૂત રમે એકલો જો. ૮

ઇશ આપે સ્વતંત્ર, જંત્ર જીવો રાખ્યા જડી જો;
દુઃખ સહે થઇ દીન, હીન કર્મે વ્યાધી નડી જો. ૯
જીવ કર્મ કરે જેહ, તેહ જાણે સાક્ષી રહ્યા જો;
શુભા શુભનો સદૈવ, દૈવ ફળનો દાતા કહ્યો જો. ૧૦
પિતા પુત્ર કેરી રીત્ય, પ્રીય રાખી પાળે સહી જો;
હિતાહિતનો કેનાર, સાર વેદ વાતો કહી જો. ૧૧
હિતે હોય કામ સર્વ, ગર્વ ખોતાં ગતી મળે જો;
અહિત આચરે જો એક, છેક તેને જમરા છળે જો. ૧૨
સુણે શ્રવણે જે વેદ, ભેદ જાણે તે ના ભમે જો;
મોહ પામે ઉછેદ, છેદ માંહે નાવે કયમે જો. ૧૩
આશા કીધી અવિનાશ, વાસ આકાશ આસને જો;
પૂર્ણ બ્રહ્મ છે પ્રકાશ, દાસ સેવે સાચે મને જો. ૧૪
સદાનંદ સ્વરૂપ, ભૂપ કોટી બ્રહ્માંડનો જો;
ઘડે ઘાટો અનેક, એક સ્વામી સહુ ખંડનો જો. ૧૫
નાથ કર્તા નિદાન, પાન હાલે આશા વડે જો;
અતિ ઉગ્ર શકિતવાન, જ્ઞાન વેદો માંહે જડે જો. ૧૬
વૃદ્ધ યુવા નહી બાળ, કાળ કેરો એ કાળ છે જો;
રાખે સહુની સંભાળ, બાળ કેરા પ્રતિપાળ છે જો. ૧૭
રચે ઇચ્છાથી રૂપ, ભૂપ કોરેથી કળ ભરે જો;
સારી શકિતયો અનૂપ, ચૂપ થઇને કારજ કરે જો. ૧૮
ઇશ આપે અદ્વૈત, દ્વૈત થાયે ધારણા વડે જો;
એવી રચવાની રીત્ય, નિત્ય શ્રમ તો કાંઇ ના પડે જો. ૧૯
કર્તા હર્તા મહેશ, શેષ સહુને શિર છે ધણી જો;
દેહ દીસે ન વેશ, લેશ બાળે માયા ભણી જો ૨૦
નામ એનું ઓંકાર, પાર કોએ પામે નહી જો;

નહી વસ્તુમાં વિકાર, સાર શ્રૌત તણો સહી જો. ૨૧
પામે નહિ તે પરિણામ, ઠામ એક રહ્યા ઠરી જો;
દ્વૈતા તીતં એવું ધામ, શામ સઘળે રહ્યા ભરી જો ૨૨
વિના કાન સુણે વાણ્ય, જાણ્ય નેન વિના વ્યક્તની જો;
ગ્રહણ કરે વિના પાણ્ય, માણ્ય મોટી અવ્યક્તની જો. ૨૩
ચાંપે ચાલે વિના ચરણ, ભરણ પોષણ કરે ઘણું જો;
એવા અશરણનો શરણ, હરણ દુઃખ દીનો તણું જો. ૨૪
ઘણું ગરબામાં જ્ઞાન, ધ્યાન રાખો હૃદે ધરી જો;
ભકિત આપે ભગવાન, માન માયા મૂકો પરી જો. ૨૫
ચેતી રાખો રૂડા ચાલ, ખ્યાલ ગાજે ખાંતે કરી જો;
છોટા લાલ, થશો ન્યાલ, હેત રાખી સેવો હરી જો. ૨૬

---

અલબેલીરે અંબેમાત જોવાને જઇએ. એ રાગની ગરબી. ૨

માનવનું સુધરે મંન, જો સત સંગ મળે, જાણીને કરજો જતંન,
તનના તાપ ટળે. ટેક.
તાપટળેને પાપ બળેછે, લહે ધર્મનો મર્મરે, વિદ્યા વિનય વિવેક વધારે;
કરતાં ઉત્તમ કર્મ. જો સતસંગ મળે. ૧
પારસનો ગુણ કહેછે પ્રાણી, લોહનું કંચન થાય રે, તે તો સારા
જનની સંગે; પશુ બુદ્ધિ પલટાય, જો સતસંગ મળે. ૨
કામ ધેનુ કોઇ જુગમાં કેવી, પૂરણ કરતી કામ રે, દેવ ગાય એ
દુનિયા માંહે; ગુરૂ વિદ્યાનુ નામ. જો સતસંગ મળે. ૩
કલ્પ વૃક્ષ ચિંતામણિ કહિએ, આગળ હતાં એહરે, એવા ગુણ છે

ગુરૂ વિદ્યામાં;તમે સમજજો તેહ. જો સતસંગ મળે. ૪
બાવન અક્ષર બાવના ચંદન, નહિ બીજું નિર્ધારરે, અક્ષર પ્રભુ
સર્વેની આદ્યે; તે જાણો ઓંકાર. જો સતસંગ મળે. ૫
આંખ્યો છે બે અંતઃકરણને, વિદ્યા અને વિવેકરે, વચન પ્રકાશ વડે જો
ઉઘડે; ઉપજે સૂઝ અનેક. જો સતસંગ મળે. ૬
કાગતણાં કુકર્મ તજાવે, હંસ તણો ગુણ હોયરે, સર્વ સાર પય પા
ન કરીલે; તુછ તજે જમ તોય. જો સતસંગ મળે. ૭
શીલવંત સતધર્મ આચરે, સ્વર્ગતણા તે વાસીરે,એવા નરની સેવા સારૂ;
કરિયે તીરથ કાશી. જો સતસંગ મળે. ૮
સારાં લક્ષણ જેમાં સગળાં, તે સાધુ કહેવાયરે, એવા નરને માને બીજા
ઢુંગી ધૂતી ખાય. જો સતસંગ મળે. ૯
પામરને નવ હોય પરીક્ષા, છળથી તે છેતરાયરે, અંધો અંધતણો;
કર ઝાલે; તે બંને અથડાય. જો સતસંગ મળે. ૧૦
પેટ કાજ પાખંડી સગળા,લે સાધુનો વેશરે, કાગ કોકિલા સરખાં રંગે;
લક્ષણ ન મળે લેશ. જો સતસંગ મળે. ૧૧
પ્રથમ પરીક્ષા પ્રીત્યે કરિયે, વળતી કરિયે સંગરે, કહે છોટમ સ
જ્જનને મળિયે; ભેલટ આણી અંગ. જો સતસંગ મળે. ૧૨

---

ચેતીને ચાલો રાજ, કહું તે કાન ધરો, આ અવસર આવ્યો આજ;
કાંઈ વિચાર કરો. ટેક
પગ નાચેની રજના જેવું, એવું જાણો ધનરે,ઉડી જાતાં વાર ન લાગે;
માનો સાચું મન. કહું તે કાન ધરો. ૧
ડુંગરમાંથી નદી નીકળતી, તેનો વેગ વિશેષરે, એમ જવાની જાતી રહેશે;
કાળા નહિરે કેશ. કહું તે કાન ધરો. ૨
આયુશ ચપળ અતિશે એવું, જળ બિંદુ સમ જોયોરે, જીવિત દીન

સરિખુ જાણો; એમાં સ્થિર નહિ કોય કહું તે કાન ધરો. ૩
માટે શાણા સમજી લેજો, મહા વિદ્યાનો મર્મરે, સ્વર્ગદ્વારઉઘાડો આપે;
સેવો એવો ધર્મ. કહું તે કાન ધરો. ૪
અજાણ થઈ આળસમાં રેહેશો, ખાશો મોટી ખોટરે, જરા આવિને
વિટાઈ વળશે; કાળ ચલાવશે ચોટ. કહું તે કાન ધરો. ૫
પાછળથી પસ્તાવો કરશો, વાત જશે સહુ વ્યર્થરે, ઘર લાગ્યું ને કુપ
ખોદાવો; એમ સરે નહી અર્થ. કહું તે કાન ધરો. ૬
જાં લગી દેહ બન્યો છે સારો, મરણ તણો છે વારરે, ત્યાં સુધી દૃઢ
ધારો ધર્મને; કર ઝાલે કરતાર. કહું તે કાન ધરો. ૭
પ્રાણ ગયા પાછળ શું થાશે, ઘસતા રહેશો હાથરે, આ સંસાર તણાં
જે સ્નેહી; કોય ન આવે પાસ. કહું તે કાન ધરો. ૮
આગળ ઘણા કહી ગયા એવું, મોટા મુની મહંતરે, જે સમજયા તે
મુખમાં ઝીલ્યા; સારા કહવ્યા સંત. કહું તે કાન ધરો ૯
મોટો ધર્મ સર્વ માણસને, સાર તણું છે સારરે, જન છોટમ શુદ્ધ
ભાવ ધરીને; ભજવો સરજનહાર. કહું તે કાન ધરો. ૧૦

---

શરણ પડ્યો છું રે શ્રી હરી. એ રાગની ગરબિઓ. ૫

સમજણ સાધનરે, સાર છે, અણ સમજયાથી બહુ અથડાય;
જળ જમ ભાસેરે, ઝાંઝુવાં, પશૂ અજાણયાં પીવા જાય. સમજ. ૧
વચન વિચારીરે, ખોળિયે, પરથમ ઉત્તમ સાધન એહ.
તેથી જે ભ્રાંતીરે, થાય છે, વચને મટે સર્વ સંદેહ. સમજ. ૨
કુવચન અસત્યનુંરે, મૂળછે, કુવચન કલેશ તણો ભંડાર;
કુવચનથીરે, જોહવો, નિપજયો જાદવનો સંહાર. સમજ. ૩
વચને ઝાળારે, ઉપજે, વચને શીતળ થાયે અંગ;
વચને વાહ્લારે, જાયછે, વચને ભાસે વસ્તુ અભગ. સમજ. ૪

વચને વૈરીરે, વીસમે, વચને સજ્જન શત્રુ થાય;
વચને બંધનરે, પામશે, વચને જીવ મોક્ષમાં જાય. સમજ. ૫
છોટમ સાધનરે, એ ખરૂં, બીજાં સર્વે એની હેઠ;
શબ્દ નિસરણીરે, સરગની, ચડતાં ઠરી બેસશો કેઠ. સમજ. ૬

---

સાચો બેલીરે, શ્રીહરી, સ્વારથ સુધી સહુ સંસાર;
અંતે જાવું રે, એકલાં, પાસે નહિ આવે પરિવાર. સાચો.
પ્રભુને ભૂલીરે, જે ભમે, કરશે કૂડ કપટ પાખંડ;
દુખ તે પામેરે, દોહલાં, દેશે જમના કિંકર દંડ. સાચો. ૨
વસમી વાટેરે, તે ચડે, જેણે કીધાં પાપ અઘોર;
દારૂણ દુખમાંરે, તે પડે, જે હોય જગદીશ્વરનો ચોર. સાચો. ૩
પુણ્યને પંથેરે, જે પળે, સતસંગ સાધન સત્ય વિચાર,
ભાવે પ્રભુનેરે, જે ભજે, તેને દુખ ના હોય લગાર. સાચો. ૪
અંત વેળાએરે, આપણો, પ્રિયતમ પ્રાણ તણો આધાર;
છોટમ સંગીરે, સર્વદા, નહિ કાંઈ અલગો એક લગાર. સાચો. ૫

---

સગપણ સાચું રે, શામનું, સદા સર્વદા સંગી એહ;
બીજું નહિ કોયરે, કામનું, જેણે દીધો ઉત્તમ દેહ. સગ ૧
જઠરા મધ્યેરે, જાળવ્યો, માત પયોધરમાં પય પાન;
પ્રગટ કરીનેરે, પાળિયો, દીધું બુદ્ધિ તત્વનું દાન સગ. ૨
હસ્ત ચરણનેરે, નાસિકા, રસના દંત નેત્ર ને કાન;
વાણી આપીરે, બોલવા, સમજયો સકળ વિષયનું જ્ઞાન. સગ. ૩
ભોજન છાદનરે, બહુ ભલાં, સરજ્યાં સગલાં સરજનહાર;
જડ બુદ્ધિનોરે, જીવડો, ભૂલ્યો એ પ્રભુનો ઉપકાર. સગ. ૪
સુરજ સરજયોરે, ઈશ્વરે, વાયુ અવનીને વરસાત;

પાલણ પોષણરે, પ્રીત્યથી, કરે છે ત્રણ ભુવનનો તાર  સગ. ૫
એવો કર્તારે, ના લહે, પામર જીવ ભજે પાખંડ.
જમને હાથેરે, તે જશે, સહશે પાપ કર્મના દંડ.  સગ. ૬
વચન વિચારીરે, વેદનાં, કરશે સોહં શબ્દ વિચાર;
છોટમ બંધનરે, છુટશે, થાશે ઇશ્વર શું એક તાર.  સગ. ૭

---

મહિમા મોટોરે, નામનો, કલમષ કોટિ જન્મનાં જાય;
પતિત પાવનરે, છે સદા, જેને નિગમ નિરંતર ગાય.  મહિ. ૧
જગત ચરાચરરે, જે વડે, અંબર રહ્યાંછે અગણિત અંડ;
રવિ શશિ તારારે, તે વડે, પ્રાણી માત્ર તણા છે પિંડ, મહિ. ૨
તારક કહિયેરે, તેહને, સમરે શંકર અજ ને શેશ;
વશકે વિષ્ણુરે, તે વડે, હરદમ સમરે નામ હમેશ.  મહિ. ૩
નામ સરૂપીરે, તાંતણે, બાંધ્યા રૂષિ મુનિ દેવ સમેત;
બીજ સર્વનું રે, એજછે, હઇએ ધરિયે આણી હેત.  મહિ. ૪
લક્ષ લગાવોરે, નામનો, મૂકી સર્વ કપટ જંજાળ;
છોટમ સાધનરે, એ ખરૂં, જયારે રીઝે બ્રહ્મ દયાળ.  મહિ. ૫

---

દર્શન દેજયોરે, દયા કરી, કરૂણા સિંધુ શ્રીજગદીશ;
સચ્ચિદ રૂપીરે, આપ છો, એવું બોલેછે શ્રુતિ શીશ.  દર્શન. ૧
એકે કાળેરે, અનંતનાં, નેત્ર વિના નિરખોછો રૂપ;
લોક ચરાચરરે, જંતને, હાથ વિના સરજો છો ભુપ.  દર્શન. ૨
શ્રોત્ર વિહુણારે, સર્વનાં, વચન સુણો છો શ્રીજગનાથ;
સરજો પાળોરે, સંહરો, સર્વે કામ કરોછો સાથ.  દર્શન. ૩
દર્શન આદિકરે, શકિતયો, સઘળીછે તમમાં મહારાજ;
અરજ સૂણીનેરે, ભકતની, તેનાં સર્વ સુધારો કાજ.  દર્શન. ૪

ચૈતન રૂપીરે, આપછો, નિજ શકિત પણ ચૈતન રૂપ;
જયમ સાકરનારે, વૃક્ષના, અવયવ સાકર રૂપ અનુપ. દર્શન. ૫
માયા ગુણ નહિરે, આપમાં, માટે નિર્ગુણ કહેછે વેદ
નિજગુણ સારારે, છે ઘણા, માટે સગુણ સ્વરૂપ અછેદ. દર્શન. ૬
સગળે વ્યાપકરે, છો સદા, અગણિત ગુણ માયાના ઇશ;
જન છોટમનીરે, આપદા, કૃપા કરી હરજયો જગદીશ. દર્શન. ૭

---

ઓરો આવને સલુણા પ્રભુ સામળા જો. એ રાગની ગરબિયો ૪

પ્રથમ પિંડને બ્રહ્માંડ એમ ઉપનું જો, થયા પૂંડે ઠરાવ્યું નામ રૂપનુંજો; પ્ર. ૧
આદિ દેવની ઇચ્છા તે શકિત જાણિયે જો, રજો તમો સત્વ રૂપ એ પ્રમાણિયે જો; પ્ર. ૨
તમો થકી શુન્ય શબ્દ જે આકાશ છે જો, શબ્દ થકી સ્પશ પવન તે પ્રકાશ છે જો; પ્ર. ૩
પવને પ્રસવ્યો અગ્નિ તે રૂપ જાણિયે જો, અગ્નિ થકી તોય રસ જે વખાણિયે જો; પ્ર. ૪
તોય થકી થઇ ધરા ગંધ રૂપિણી જો, એમ પંચભૂત માત્રની ઊપજ બણી જો; પ્ર. ૫
પંચભૂત પંચ માતરા એ તામસી જો, દશે ઈંદ્રિયો કપિલ કહે રાજસી જો; પ્ર. ૬
સત્વ થકી દશે દેવ ઈંદ્રિયો તણા જો, શબ્દઆદિક વિષયને ગ્રહે ઘણા જો; પ્ર. ૭
કર્ણ ગૃહે શબ્દ દિગપાલ સેવતા જો, ત્વચા ગ્રહે સ્પર્શ પવન તેનો દેવતા જો; પ્ર. ૮
ગ્રહે નેત્ર રૂપ સૂય દેવ સાર છે જો, જીભ જાણે ખટ રસોના

પ્રકાર છે જો; પ્ર. ૯

નાસા ગંધ ગ્રહે અશ્વિનો છે દેવના જો, જ્ઞાન ઈંદ્રિ એમ પંચ દેવ સેવતા જો; પ્ર. ૧૦

વદન ઈંદ્રિ વડે શબ્દ વન્હિ ત્યાં રહે જો, હસ્ત ઈંદ્રિ વડે ગ્રહણ ઈંદ્રનુ કહે જો; પ્ર. ૧૧

પગે વિષ્ણુ દેવ ગમન કામને કરે જો, ગુદા વડે મૃત્યુ દેવ સર્વ મલ હરે જો; પ્ર. ૧૨

ઉપસ્થે રહી પ્રજાપતી પ્રજા સૃજે જો, એમ દશે ઈંદ્રી દેવ વિષયને ભજે જો; પ્ર. ૧૩

રહી અંતરાત્મા ઈંદ્રિ ચાર સત્વથી જો, વિષય સહિત દેવ તેહના કહુ કથી જો; પ્ર. ૧૪

પ્રથમ મનન મન ઈંદ્ર વિષે માનવું જો, ચંદ્ર દેવતાથી ક્ષીણ પુષ્ટ જાણવું જો; પ્ર. ૧૫

બુદ્ધિ બોધ વિષય તણો કરે વિધિવડે જો, ચિત્ત ચિંતન તે ક્ષેત્રજ્ઞથી નીપડે જો; પ્ર. ૧૬

અહંકાર અહંકૃતિ ૨૫ જેહમાં જો, રહે રૂદ્ર દેવ વાસ સદા તેહમાં જો; પ્ર. ૧૭

કરે પદાર્થ વિચાર એ ચારે મળી જો, દેવ વિષ્ણુ સત્વગુણીની સત્તા ભળી જો; પ્ર. ૧૮

એમ પ્રપંચ અપાર પ્રકૃતિ તણો જો, ઘાટઘાટથી પિંડ બ્રહ્માંડ વિષે ઘણો જો પ્ર. ૧૯

મહા મોહની કરાળ ઝાળ ઘોર છે જો, કીટ આદે બ્રહ્મા લગે એહ જોરછે જો; પ્ર. ૨૦

એક અંશ અવિનાશ માંહિ આવિયો જો, કર્યો જીવ ભવ ફેરમાં ભમાવિયો જો; પ્ર. ૨૧

કર્યો અંધ મોહ અજ્ઞાનમાં આવર્યો જો, હુતો રાજા પણ રંક સ
રખ્યો કર્યો જો; પ્ર. ૨૨
મળે મહા વાક્ય જ્ઞાન ગુરૂ પાસથી જો, જીવ બને બ્રહ્મ કીટ ભ્ર
મર ન્યાયથી જો પ્ર. ૨૩
માયા જાણવી વિચિત્ર બ્રહ્મ બલવડે જો, માયા અસ્ત થાય બ્રહ્મ
જ્ઞાન જો જડે જો; પ્ર. ૨૪
તેને બ્રહ્મ વિના અન્ય તો ભાસે નહિ જો, જોતાં સર્વે બ્રહ્મ રૂપતો દી
સે સહી; જો પ્ર. ૨૫
જેના હૃદય માંહિ એવું જ્ઞાન થાયછે જો, જીવન્મુક્ત દોષ રહિત બની
જાયછે જો; પ્ર. ૨૬
પુરૂષોતમ આચારજ જયારે મળ્યા જો, સર્વ છોટમકેરા સંશયો ત્યા
રે ટળ્યા જો, પ્ર. ૨૭
વેદ વાક્ય કહી બોધ શુદ્ધ આપિયો જો, બ્રહ્માનંદ વિષે મને સ્થિ
ર સ્થાપિયો જો; પ્ર. ૨૮

---

પ્રભુ ભજન વિના પલક જાયછે વૃથા જો, માનો માળીડાનો મેઘ જા-
યછે જથા જો; પ્ર. ૧
કામ ધામના કલેશમાં કળી રહ્યો જો, આઠે પોર માયા મોહમાં
મળી રહ્યો જો. પ્ર. ૨
સ્વરૂપ વિચાર્યું નહિ સચ્ચિદાનંદનું જો, ગુણાતીત ધ્યાન ના ક-
ર્યું ગોવિંદનું જો. પ્ર. ૩
જેના નામથી અનેક પાપ જાયછે જો; એવા નામીને ભજેતો સુખ
થાયછે જો. પ્ર. ૪
પરા ભક્તિ પ્રેમ લક્ષણા આવ્યા વિના જો, મૂળ મનથી ન જાય
દુષ્ટ વાસના જો. પ્ર. ૫

પ્રેમ થાય પ્રીછ હોય ગુરૂ સાનનીજો, વિના પ્રીછ વૃત્તિ ના રહે દ્રઢ
ધ્યાનની જો. પ્ર. ૬
સમજો એમ નાચે ખુંદે ના મળે હરી જો, એક ઠામ ચિત્ત રાખિને
જૂવો ઠરી જો. પ્ર. ૭
પૂર્ણ બ્રહ્મમાં સનેહ રહે જેહનો જો. કહે છોટમ ધન્ય ધરયો દેહ
તેહનો જો. પ્ર. ૮

ભેદ જાણ્યા વિના ભમે શું હ્રદયમાં જો, માનું વૈષ્ણવનું ધરીને
તું હૃદયમાં જો. ભે. ૧
કંઠી બાંધી તને મંત્ર કહ્યો કાનમાં જો, પણ સમજયો નહિ સદગુ-
રૂની સાનમાં જો. ભે. ૨
ગુંજા અગ્નિ જેમ માની રહ્યા માંકડાં જો, મત બાંધી રહ્યો જીવ
એમ રાંકડાં જો. ભે. ૩
તું તે કોણ છે ને દેહ તે કેણે કરયો જો, એવા કરણી કરતારને
શું વીસર્યો જો. ભે. ૪
તત્વ મસ કહ્યું વેદમાં તું તેહનો જો, અખિલ લોકમાં પ્રકાશ રહે
જેહનો જો. ભે. ૫
જેહું તેહું કરી બોલે હરિ તુજ કનેજો, તેને સમરય શુદ્ધ ભાવથી
સાચે મને જો. ભે. ૬
એમ જાણી ભજો તજો અન્ય આશરો જો, પ્રભુ પ્રકટ થશે પા-
સથી ખરેખરો જો ભે. ૭
મહા બ્રહ્મકેરૂં જ્ઞાન જે કો જાણશે, જો, છોટમ સદગુરૂ કૃપાએ સુખ
માણશે જો. ભે. ૮

---

બારે રાશિએ બાંધ્યા છે જીવ જંત્રમાં જો, માટે ધ્યાન રાખી જોને

મૂળ મંત્રમાં જો. બા. ૧

મેષ જાયછે નિમેષ કર્મ કલેશમાં જો, ચિત્ત ધારચ નિત્ય ધર્મ વૃષભ વેશમાં જો. બા. ૨

મિથુન ભાવમાં સંતોષ શું માની રહ્યો જો, કર્ક શત્વબાધે સુખ માનીને સહયો જો બા. ૩

સિંહ કાળ છે કરાળ સવને ગળે જો, કન્યા આદિ દાન કોટિ કરે ના ટળે જો. બા. ૪

તોલાદાન કરે સ્વર્ણ આદિભેદનાજો, ભવ વૃશ્ચિકકેરી ટળે નહી વેદના જો. બા. ૫

ધનુષ સત્ય ધર્મ જ્ઞાન બાણ ધારિયે જો, ભક્તિ સાધન કરી જન્મ મકર મારિયે જો. બા. ૬

કુંભમાં પડેલા મીનની જેવી ગતીજો, એવી છે સંસારમાંહિ આપદા અતીજો. બા. ૭

એમ જો વિચારી તારી લેતું જીવનેજો, છોટમ સત્ય જાણી સમર સાચા શીવનેજો. બા. ૮

---

રસિયા આવજોરે રાતે. એ રાગની ગરબી. ૨

મહાપદ લાધુરે જેને, બીજાં સાધન ન રહયો તેને. ૧
સહજ સમાધીરે લાગી, અનુભવ જયોતિ નિરંતર જાગી. ૨
અનહદ વાજાંરે વાજે, પરણવ અરણવ લહેરે ગાજે. ૩
ગંગા જમનારે વહેછે, તરવેણીમાં તાલ મળેછે. ૪
જન ત્યાં આવેરે ઝાઝા, ત્યાં છે સકલ તીરથનો રાજા. ૫
દેવ મુનીનોરે મેળો, ભાવિક સંઘ થાયછે ભેળો. ૬
અક્ષય વટ છેરે એમાં, વિશ્વ પતિનો વાસો તેમાં ૭
તે તીરથમાંરે ન્હાશો, કાગ મટીને હંસા થાશો. ૮

પિંડજ તેમાંરે વરશે, એકોત્તર શત કુળ તો તરશે. ૯
નિર્મલ થાશેરે કાયા, પ્રેમ પ્રગાયવિષે જે ન્હાયા. ૧૦
સત્પુરૂષોનીરે સંગે, છોટમ ન્હાયો પરમ ઉમંગે. ૧૧

---

સમરથ સદગુરૂ રે દાતા, સેવે શંકર વિષ્ણુ વિધાતા. ૧
મુનિ જન મહિમારે જાણે, જસ બહુ વેદ પુરાણ વખાણે. ૨
અનુભવ ઝાઝોરે જેનો, શબ્દ અતોલ અમૂલ્યક એનો. ૩
દેવી જીવોરે જાગે, ભવ બ્રહ્માનો સંશય ભાગે.
મહા મતિમંતારે માણે, મંદમતી તે મરમ ન જાણે. ૪
જૂઠા જગમાંરે હેરા, ખલ જ્ઞાની એ જીવ ભંભેરા. ૬
આલ પંપાલેરે વલગા, નિજ કરતાથી કીધા અલગા ૭
તે શું પ્રીછેરે પ્રાણી, ગુરૂની ગમ જેણે નવ જાણી. ૮
અનુભવી કેરીરે વાણી, આગમ નિગમ તે પરમાણી. ૯
તે નવ પરખેરે પાપી, કલ્પિત બોલે મનથી થાપી. ૧૦
સદગુરૂ કહિયેરે તેને, જ્ઞાન નયન મોટું છે જેને. ૧૧
જ્ઞાન બ્રહ્મનું રે આપે, જન છોટમ મહાપદમાં થાપે. ૧૨

---

**નારાયણ નામ લેને તું પ્રાણીરે. એ રાગની ગરબી. ૧**

સદા પ્રભુ પ્રેમનોછે સંગીરે, નવધા ભક્તિ તણો એ રંગી. સદા. ટેક.
આકાશનો ઇશ્વર વાસીરે, રહ્યો અગણિત અંડ પ્રકાશીરે;
પ્રેમે ભક્તને આવ્યો ભાશી. સદા પ્રભુ. ૧
રવિ કિરણથી કમલ વિકાસેરે, એમ પ્રેમે લહે પ્રભુ પાસેરે;
ભવ રોગ સમૂળો નાસે. સદા પ્રભુ. ૨
લોહ ચુંબકનો ગુણ પામીરે, એની સુ તીરે ઉત્તર સાંમીરે;
જીવને જણવેછે અંતરજામી. સદા. ૩

દુરદર્શક યંત્ર સહાયરે, છેટે હોય તે પાસ જણાયરે;
એમ પ્રેમે પ્રભુ નિરખાય. સદા. ૪
નેત્રે જોયામાં જે નવ આવેરે, સુક્ષ્મદરશક તે દરસાવેરે;
એમ પ્રેમ ઈશ ઓળખાવે. સદા. ૫
વીજળી તારમાં જણવે વાતરે, પ્રેમે લક્ષ લાગે પ્રભુ સાથરે;
હરિને મેળવે હાથોહાથ. સદા. ૬
કહે છોટમ સાધન અન્યરે, નવ આવે પ્રેમ સમાનરે;
આઠે પોર એથી રહે ધ્યાન. સદા. ૭

---

અવસર જાયછેરે મનુષા દેહનો મોઘો. એ રાગનો ગરબિયો. ૪

પ્રાણી પામ્યોરે, દુર્લભ માણસ દેહી, સે ન સંભારેરે, સરજનહાર સનેહી. ૧
મિથ્યા બાજીરે, જગત તણી છે જુઠી, અંતે જાવુંરે, એક પલકમાં ઊઠી. ૨
સે ન વિચારેરે, પાપી પામર પ્રાણી, ખોળે ખોટું રે, લેછે સાચું જાણી. ૩
કલ્પન કરતાંરે, કલ્પ ગયા છે કોટિ, મોહ પમાડેરે, હરિની માયા મોટી. ૪
કરમ ભરમની રે, ગ્રંથીમાં ગુંચાયો, ફેરા ફરતાંરે, એકે આરો નાયો. ૫
ઉંચનીચમાંરે, પશુ પંખી નરનારી, શ્વાન સુયર ખરરે, કીટ કાગ મંજારી. ૬
આગળ ધરિયારે,દેહ અંશીચી એવા,નરદેહ પામીરે, કર પ્રભુજીનીસેવા
ભાવ ધરીનેરે,ભક્તિ કરને પ્રાણી, પરમેશ્વરનોરે, મહિમા મનેજાણી.૮
જે હરિ ભજશેરે, તેનો ફેરો ટળશે, જન છોટમનોરે, સ્વામી સહજે મળશે. ૯

રસિયા જનનેરે, એ રસ ઉરમાં આવે, નિજ કર્ત્તાનીરે, સાથે સ્નેહ
લગાવે. ૧
ઉર અંતરમાંરે, રટણુ નિરંતર લાગે, અખંડ ખુમારીરે, ઉગ્ર અ
નુભવ જાગે. ૨
આવરણ ભેદીરે, અકલ પુરૂષને પેખે, દિવ્ય સ્વરૂપનેરે, દિવ્ય દૃ-
ષ્ટિયે દેખે. ૩
પલક ન ભૂલેરે, પ્રેમ સનેહી પ્યારો, પ્રભુને જાણેરે, જે સહુથી છે ન્યારો. ૪
રચના દેખીરે, રચનારાને જાણે, છોટમ તે જનરે, મહાનંદને માણે. ૫

---

નિજ કર્તાનોરે, જોગ કરે તે જોગી, મહા જ્ઞાન રસરે, માણે ભા
વિક ભોગી. ૧
શુક સનકાદિકરે, નારદ સરખા માણે, દત્તરૂષભસુતરે, જોગી જનક
વખાણે. ૨
એ રસ ઉભર્યોરે, વ્યાસ તણા મુખમાંથી, જેણે ઝીલ્યોરે, મુક્ત
થયા તે ત્યાંથી. ૩
કપિલ કણાદેરે, શંકર શેષે ગાયો, પરમ હંસનેરે; એ રસ પ્રીત્યે
પાયો. ૪
અખંડ ખુમારીરે, એ રસ પીતાં આવે, ચિદનભમાંહેરે, સહજે સુ
રત સમાવે. ૫
તાળી લાગેરે, તાર ન ત્રૂટે જેને, આપ્તને તોલેરે, જગત ન દીસે
જેને. ૬
અદ્વૈત પદને રે, જે સમજ્યા તે એવા, દ્વૈત છતાં તોરે, સાચી કર
વી સેવા. ૭
ઇષ્ટ ઉપાસનરે, પૂરણ પ્રેમે કરવું, છોટમ તેનેરે, સહજે ભવજળ
તરવું. ૮

હરિ કરણ મારે, શું કાચુ છે તારે, આ દેહ આપ્યોરે, ભવસાગરને આરે ૧

નેત્ર નિરખવારે, તુજને આપ્યાં નાથે, પ્રકાશ કરવારે, સૂર્ય કર્યો તે સાથે. ૨

સુણવા સારૂરે, કર્ણ કર્યા કર્તારે, સુગંધ લેવારે, નાક કરયાં તે વારે. ૩

હાથો હરિયેરે, આપ્યા કારજ કરવા, પેટ કરયું છેરે, આહાર પાણી ભરવા. ૬

ચરણ ચાલવારે, દયા કરીને દીધા; મુખના સારૂરે, સ્વાદો ખટરસ કીધા. ૬

વસ્ત્ર આભૂષણરે, વાહન સરજયાં ભાઇ, અન્ન ઓષધીરે, મેવાનેમીઠાઇ. ૭

સ્વાદ સર્વનારે, સરજયા તારે કાજે, પોષણ કર્તારે, ઈશ્વર એક વિરાજે. ૮

પ્રભુના સરખોરે, કોય નથી ઉપકારી, અમર પ્રભુને રે, તે મેલ્યે વિસારી ૯

કરયું કરતારેરે, તેં માન્યુંછે તારૂં, જમ ને દ્વારેરે, દુખ સરજયાં તે સારૂ. ૧૦

તૃષ્ણા લહેરેરે, તુજને તાણ્યો કામી, હરિને ભૂલ્યોરે, લંપટ લુણ હરામી. ૧૧

ધુનો ઘણોછેરે, વિશ્વાધાર વિસારયો, હરી નવ જાંણ્યારે, તે અવસર તું હારયો. ૧૨

જો'મન જાશેરે, જરા આવશે દોડી, અંતે થાશેરે, આ તનની રાખોડી. ૧૩

વાડી વણસતાંરે, ઉડી જાશે ભમરો, સાસ ઉસાસેરે, છોટમ પ્રભુને સમરો. ૧૪

---

ગરબિઓ. ૨

સાંભળરે મન, સાર તણું કહું સારજો, માણસતનુ તોછે મુક્તીનું સારજો.
તે માટે તું કરને, તત્વ વિચારજો, આવરદા તારોરે, એળે જાયછે. ૧
જોબન તારું, જેવો રંગ પતંગજો, ઉડી જાશે, નહિરે આવો ઢંગજો.
જો જાણુ તો, કર સદગુરૂનો સંગજો, શા માટે ખોટામાં ખોટી થાય છે. ૨
કોણ દેહને, તું તે કાનો અંશજો, સાંખ્ય યોગથી જાણી લેને વંશજો.
કાગ મટીન થઈરે હરિનો હંસજો, ક્ષીર નીરનો નીવેડો ત્યારે થશે. ૩
પ્રથમ વિચારી, જોને તારૂ તનજો, રજવીરજથી, થયું છે રતંનજો;
જઠરામાંહે, હરિયે કરયું જતનજો, તે પ્રભુને ભજતાં રે દુખ સર્વે જશે.
દેહ કરી, તુજને દીધો કરતાર જો, પંચ ભૂત દશ, ઈંદ્રીનો નવદ્વારજો.
સુખને કાજે, કર્મ કરે અપારજો, મરવું ને અવતરવું ફરવું ફરી ફરી. ૫
પુણ્ય પાપના, ફળથી સુખ દુખ થાય જો, તે ભોગવવા સ્વર્ગે નરકે જાયજો
ઉંચ નીચનો, દેહ ધરી અફસાય જો, કો કાલે તું ખેદ નહીરે ઠરી ઠરી. ૬.
માન મૂકીને, સત ગુરૂ શરણે જાશે જો, સાચો મારગ મનતન વચને સહારીજો.
ધ્યાન કરીને, નિજકર્તાને ધ્યાશે જો, મહા વિદ્યાથી કર્મ ભરમ સહજે શમે. ૭
પ્રથમ વિચારી, જુવો પોતાનું આપજો, કર્તા પ્રભુનો રાખ્યા શિરપર થાપજો.
પૂરણ પ્રેમે, જપશો ચૈતન જાપજો, જન છોટમ તે જગજીવન માંહે રમે. ૮

———

કાયા કુંજ ગલી. છે વ્રંદાવન જો, ગુણની ગ્રંથી તે ગિરિ ગોવર્દ્ધન જો;
ચોવીસ તત્વ પ્રકૃતી ગોપી જન જો, પ્રાણ વાયુ તે જમનાં લેહેરે
જાયછે. ૧

નવે દ્વારમાં દેવ રહ્યા નવ નંદજો, જીભ જશોદા ઘેર રમે ગોવિંદજો;
સકલસાથને ઉપજાવે આનંદજો, નિત્ય નુતન લીલારે વ્રજમાં થાયછે. ૨

પ્રથમ પ્રભુએ પાપ પૂતના મારીજો, ઘણા અસુરથી જન લીધા
ઉગારી જો;
બ્રહ્મા ઈંદ્ર રહ્યા, હરિ આગળ હારીજો, કામ ક્રોધ મદ અઘમક ધે-
નુક મારિયા. ૩

શોલ સહજ શુભલક્ષણ ગોકુલ ગાયજો, તે સર્વે શ્રીકૃષ્ણ ચરાવા જાયજો;
જાગૃત સપનું, ભાંડિર વડની છાયજો, વિષય વાસનાકાલી દુખથી
નિવારિયા. ૪.

ત્રિવિધ તાપ દુખ દાવાનળ શમાવ્યોજો, ભકિત શરદ, નિશા પુનમ
દિન આવ્યોજો,
તે સર્વે ગોપી જનને મન ભાવ્યોજો, મોહને વજાડીરે મધુરી મોરલી. ૫

તે મોરલિયે, સરવેનુ મન મોહ્યુંજો, સુરત રાધિકાએ સુણવા ચિત
પ્રોયુંજો,
ભામિનિયોએ ભવ વૈભવ સુખ ખોયુંજો, ચતુરાઓ ચાલીરે સહુ ટોળે
મળી. ૬

ગગન મંડળમાં વાજે અનહદ નાદજો, માનનિયો ચાલી મૂકી મરજાદજો;
રસિયા સાથે કીધા રસનો વાદજો, સામળિયા સંગેરે સહુ રંગે રમી.

પરાપાર પરમેશ્વરનોછે વાસજો, ત્યાં જઈ કીધો રાધાજીએ રાસજો;
પ્રેમ પ્રગટ્યા, કોટી સુર્ય પ્રકાશજો. જન છોટમ ગોપી તે ગોવીંદ-
ને ગમી. ૮

---

ઉભારો અલબેલા ક્ષણુ સંજોગ, એ રાગની ગરબી ૩.

શ્રુત શાસ્ત્રમાં કહ્યા સનાતન ધર્મ, પ્રાણી પ્રીત્ય કરીને પાળજોજો;
કોય પ્રકારે કરવાં નહિ કુકર્મ, ટેવ નકારી સર્વે ટાળજોજો. ૧
મુવા પછી મડદાને લેઈ મશાણ, બાંધવ જન બાંધીને બાળશેજો;
જીવ તણો તે સહાય થાશે કોણ, તે વેળાનાં દુખ કુણ ટાળશેજો ૨
માટે ચેતી ચાલો મારા મિત્ર, ધીરજ રાખી ગ્રહજો ધર્મને જો;
પ્રભુનું ભજન કરીને થાઓ પવિત્ર, સમજો મોટા જનના મર્મને જો ૩
શ્રવણ કરીને કરિયે શુદ્ધ વિચાર, ઉજવલ એમ થશે મન આપણું જો
છોટમભજિયે સમરથસરજનહાર, સેવા કરતાં સુખ આપે ઘણું જો. ૪

---

આનંદ સાગર અખિલ ભુવનનાતાત, પાવન રૂપ પ્રભુ પરમાતમાજો;
સદાચિદ રૂપ સનાતન છો સાક્ષાત, મારા કોટિ ઘુના કરજો ક્ષમાજો.૧
પ્રભુ વિસારી બન્યા ઘણા પરપંચ, જગજીવન કર્તા જાણ્યા નહીજો;
સમજી ન શકે બુદ્ધી મારી રંચ, કલ્પિત મત માંહે ભમતી કહીજો;૨
ગુણના સાગર હાવે ગ્રહજો બાંહ, ત્રૈવિધ દુખથી મુજને તારજોજો;
રાખી લેજો ચરણ કમલની છાંહ, પતિત પાવન પાપ નિવારજોજો. ૩
પરમ દયાળુ અક્ષય સુખદાતાર, અનંત શકતી મહિમા અતિ ઘણોજો;
છોટમના પ્રભુ સર્વેના આધાર, બાહર જરા જેનો સોહામણોજો. ૪

---

માથે મોટું મરણ તણું છે સાલ, ન્હાનાં મોટાં સર્વેને નડેજો,
ઘણાં ઘણાં લેઇ કાલ ભરે છે ગાલ, ખાતાં કરતાં ક્ષણુએ ના ખડેજો.૧
રહી શકે નહિં રાજા રાણા રંક, એની આગળ કોય ન ઉગરેજો;
સમરથ શુરા કોયની ન ધરે શંક, અડર અતુલ બલથી એ ના ડરેજો.
જોતાં જોતાં ઝડપ ઝપેટી જાય, જનની જઠરે આવ્યા જેટલા જો,
રોકી તેને કોઇથી કેમ રખાય, તાકીને લઇ જાયે તેટલા જો. ૩

વિજળીના થી જેનો વેગ વિશેષ, સગળે સરખો તે પોચી શકે જો:
વ્યાપક સરખો દીસે દેશ વિદેશ, આ રોગ સહુને એકે તકે જો. ૪
અગણિત અંડ સરવ છે એનો આહાર, મુખમાં ભરે પદારથ માત્રનેજો;
અતિ ભયંકર કહાવે દ્વાર અપાર, નિર્દય ન ગણે પાત્ર કુપાત્રનેજો૫
એવો શત્રુ અધરાયો અદભુત, શઠ અહંકારીને સૂજે નહીજો;
દુખદાયક છે દેવ તણો એ દુત, બહુમદવાળા નર બુજે નહીજો. ૬
કામ વિનાને ન પડે તેની ફાળ, અનેક અધરમથી નવ ઓસરે જો,
વરણાગીમાં મરડે મુછના વાળ, દોષ કોષને ભરતાં ના ડરે જો ૭
લડકે મટકે ચાલે મછર માંહી, ધન જોબન અમલના જોરમાં જો,
કુકરમ કરતાં ભય નવરાખે કાંય, તીખો થઈને ચાલે તોરમાં જો ૮
વિચવિત્ર વૈભવ વનિતા સંગ વિલાસ, સુરાવિત સુખ દેખી મનમાં છકે જો;
તેના મનનાં તલભર ન મળે ત્રાસ, બહુ ઠેશી થઈને બીજું બકે જો ૯
મુષકને જમ પકડે છે મંઝાર, હરેક પ્રાણીના એ હાલ છે જો,
માટે કાંઈક કરને મન વિચાર, ખોટો દુનિયાનો એ ખ્યાલ છેજો ૧૦
ક્ષણ ભંગુર છે સુપના સરખો ખેલ, જોતાં જોતાં ફીટી જાયછે જો;
કાલચક્રથી કાઢે સહુનું તેલ, ઉગારવાનો એક ઉપાય છે જો; ૧૧
આનંદ સાગર અખંડ બ્રહ્મછે એક, તન મન ધન તે ઉપર વારિયે જો;
છોટમ પ્રભુને ભજિયે રાખી ટેક, હિંમત હઈયેથી નવ હારિયેજો. ૧૨

---

મારગડો મેલોરે મોહનલાલજી એ રાગની ગરબિયો ૯

વારૂંછું મનડારે તુજને વળી વળી, શ્રુતિયોની શીખામણ સારી માનજે;
ભજન તજીને ભવ સાગરમાં શું ભમે, ધરને કર્તા પરમેશ્વરનું ધ્યાન જો. વા. ૧
સુખ દુખનું કારણરે મન છે સદા, પાપ પુણ્યને બંધ મોક્ષ તુજ

હાથજો;
સુખને અર્થે સાધન તું સાધે ઘણાં, કર્મ શુભાશુભ આવે તારી સા
થજો. વા૦ ૨
અણસમજે તું અવળાં સાધન આચરે, તેણે તારા ન ટળે મૂઢ વિકાર જો;
દેખાદેખી તીરથ વ્રત ઝાઝાં કરે, એથી તુજને વાધેછે અહંકારજો. વા. ૩
સર્વ તજીને ભજને સરજનહારને, તેથી તારૂં નિર્મલ થાશે અંગજો;
સદગુરૂને શબ્દે રે સુરતા રાખજે, કરજે સાચા સજ્જન કેરો સં
ગજો. વા. ૪
ધ્યાન ધરીને જગત ધણીને જો મળે, ભક્તિ રસથી ભાગે સર્વ વિકારજો;
જ્ઞાન થતાં તું તો ચેતન મન થઇ જશે, છોટમ બહુ વિધ ધરશો ન
હિ અવતાર જો. વા૦ ૫

---

મારગડો ઝાલોરે મહા પુરૂષો તણો, સમજી લેજો સર્વેનું સિદ્ધાંતજો;
તત્વામસિ એ મહા વાક્ય છે વેદમાં, લક્ષ્ય લહીને સજ્જન થાજો
શાંત જો. મા. ૧
એ રસના ભોગીરે કોયક અનુભવી, બીજા સર્વે દેખા દેખી ગાયજો;
લક્ષ્ય વિના ગુરૂ લવતા દિસે લોકમાં, તેણે શ્રાતા જનનું કામ ન
થાયજો. મા. ૨
ગ્રંથ સુણી તે જ્ઞાની થઇ ગરજે ઘણા, જ્ઞાન વિના નહિ આપ તણો
ઉદ્યોતજો;
વસ્તુ તણો તો નિશ્ચય નહિ વાચાલને, પ્રકાશ ન કરે ચિંતામણની
જ્યોતજો. મા. ૩
વાણીનો દાતારે, રહેછે વેગલો, પોપે સહુ, તે રહ્યો પરાની પારજો;
વસ્તુને જાણી ન સકે તે વૈખરી, સમજી લેવો સદગુરૂ શબ્દ વિચાર
જો. મા. ૪

નિરગુણ છે જગનાથ નિરંજન એકલો, અનંત શક્તી અગણિત
ગુણ આગારજો;
તે પ્રભુજીને પરખી ભજવો પ્રીત્યથી, સફળ થાયછે તે નરનો અવ-
તારજો. મા. ૫

સગુણ થઈને જ્ઞાન પ્રકટ પોતે કરે, તે કહેવાયા વ્યાસાદિક અવતારજો;
નિજરૂપે જગનાથ અખંડ સ્વરૂપછે, છોટમ સમજી ભજિયે જગ ક
ર્તારજો. મા. ૬

---

ભક્તિ ના ભાવે તે જીવ અભાગિયા, સેવડાને જયમ ન ગમે ગં-
ગા સ્નાનજો;
એરતણા અંકુરરે જેમાં જાગિયા, વિષધરને, જયમ ન સંચ્યું અમૃ-
ત પાનજો. ભ. ૧

જલધરનું જળ વાહલું સહુતરૂ જાતિને,અધમ જવાસો એ નીરે સૂકાયજો;
ઉલક અભાગી રૂડી માને રાત્યને, અર્કતણે અજવાળે આંખ્ય મિચા
જો. ભ. ૨

ચંદ્રતણો ઉદ્યોત ગમે નહિ ચોરને,અધમ અવિદ્યા અંધારે ઉમંગજો;
ધણી શું હેત ન હોય હરાયા ઢોરને, શઠને ન ગમે સારા જનનો
સંગજો. ભ. ૩

ગર્દભને તો વૃષ્ટી કાલે ના ગમે, મૂઢ અનીતી ઉન્હાળે મકલાયજો;
કુલટા કંથ તજી કાયક સંગે રમે, વ્યસનીને વટલ્યાની ભ્રાંતિ ન થ
યજો. ભ. ૪

નીતી ના ભાવેરે નર નાદાનને, વેસ્યાને તો ન ગમે સતીની વાતજો;
સારૂં ને નરતું તે સરખું શ્વાનને, તાપવંતને તૂપે હોય ઉતાપજો. ભ. ૫
વાનીના લાડુથી રીઝે વંતરાં, પામર પ્રીતિ કરી પૂજે પાખંડજો;

હંસ હોય તે મુક્તાફળ ચાવે ખરાં, ભજે વિવેકી જાણી બ્રહ્મ અ
ખંડજો. ભ. ૬

ફેર ચડેલો સર્વેને ફરતાં લહે, ડાહ્યનું સાચું કહ્યું ધરે નહિ કાનજો ૭
કમલા વાલો સર્વેને પીલું કહે,શુંભ થયેલાને કાંઈ ન રહે સાનજો.ભ.
પુણ્ય તણાં ફળ પ્રકટે જે પ્રાણી તણાં, પ્રભુની સાથે તેને ઉપજે
પ્રીત્યજો;

જન છોટમ કહે તેનાં તપ જાણો ઘણાં.રૂડી જેને ભક્તા કેરી રીત્યજો.ભ.૮

---

જ્ઞાન વિના સાધન તે સર્વે ફોક છે, જપ તપ સાધન સર્વે સ્વપ્ન સ
માનજો;

જ્ઞાન વિના જગજીવન તે ક્યાંથી જડે, અંધા નરને ભાસે નહિ કાં
ઈ ભાનજો. જ્ઞા. ૧

નિજ કર્ત્તા નવ જાણ્યા ભૂલ્યો આપને, મોહ મદ્ય બહુ વ્યાપ્યું જે-
ને મનજો

જ્યમ છે તેવું તેને તે દરસે નહી, અવળો ચાલે કરે ઉપાસન અ-
ન્યજો. જ્ઞા. ૨

દિશાભ્રમ મેલો દેશ ન જાણે આપણો, પૂરવને તો પછમ પરહે તેહજો;
જડ પૂજેને જડ આરાધે જડમતી, નિજ આત્મા તો માનેછે જડ દે
હજો. જ્ઞા. ૩

પાખંડીએ ભૂલવિયા ભવલોકને, કપટ કરીને બાંધ્યા મતના ગ્રંથજો;
વચને બાહ્યા જથે રાખવા જીવને, મનુષભજાવી કર્યો પ્રપંચે પંથજો જ્ઞા.૪
અંશ અંશીની મોટી નહિ પરનાળિકા, મનુષ નામને માન્યો મો
ટો મંત્રજો;

મૂળ મનુષ મૂર્તિની કીધી થાપના, પંચ તત્વનો ઉલો કીધો જંત્ર
જો. જ્ઞા. ૫

શુભ કર્મે નર સ્વર્ગતણું સુખ ભોગવે, અશુભ કરે તે અધમ જો-
નિમાં જાય જો;
ચોરાશી લખ તનમાં જન ફરતો ફરે, કોઈ કાલે તે જીવ બ્રહ્મ ના-
થાયજો. જ્ઞા. ૬
શુદ્ધ માર્ગ દેખાડે સર્વ મુમુક્ષુને, ભાગ્ય જોગથી મળે ખરા ગુરૂરાજજો;
અધાધ બોધ કહે જે શ્રુતિ માંહે કહ્યો, જન છોટમ તે જનનાં
સુધરે કાજજો. જ્ઞા. ૭

---

સુજનો સાચા શ્રુતિવેત્તા ગુરૂ સેવિયે, જૂઠાથી કાંઇ જનનું ન સરે
કાજજો;
પુરાણ રચતાં બળતા ઉપની વ્યાસને, નારદ મુનિ મળિયા તો ભા
ગીદાજજો. સુ. ૧
જાણ સકલ જગનારે જનકે તેડિયા, શમદમ સાધન કરતા મહામુનીરાજો;
અષ્ટા વક્ર અનુભવી ગુરૂજી આવિયા, દિવ્ય જ્ઞાન દેઇ દરસાવ્યો જ-
ગદીરાજો. સુ. ૨
કોટિ ઉપાસન કરે કુશળ કોઇ કર્મમાં, એવા ગુરૂ તો પ્રભુને કહે પરોક્ષજો
પ્રીછવિયો શુકજીએ પરિક્ષિત રાયને, બ્રહ્મ જ્ઞાન આપીને કીધો મો-
ક્ષજો. સુ. ૩
ભરત ભેટિયા રહુગણને રસ્તે જતાં, સંશય છેદી, ક્ષણમાં કીધો શાંતજો;
દત્ત ગુરૂએ શંકર સુતને દયા કરી, મળિયા જયારે મહાનુભાવ મ-
હંતજો. સ. ૪
શિવજીએ સમજાવ્યા સતીને સાનમાં, અમર કરયાં તે આપ્યો આ-
ત્મા લક્ષ્યજો;
કૃપા કરી કૃષ્ણેરે પારથ પ્રીછવ્યો, ઉધવને મહાપદ આપ્યું પ્રત્યક્ષજો. સુ. ૫
શુકજીને સમજાવ્યા જનકે જે કહી, આદિ ઇશ્વરે અજને કીધો બોધજો;

પરશુરામને દત હરિ દરસાવિયા, શાંત થયાને શમિયો સગળો ક્રો
ધજો. સુ. ૬
વસિષ્ટ મુનિયે બોધ આપિયો રામને, ભારે ભાખ્યો બ્રહ્મવિદ્યાનો ભેદજો
ભીષ્મ પિતાએ પાંડવ સર્વે પ્રીછવ્યા, કૃષ્ણ સમીપે કર્યો પાપનો છે-
દજો. સુ. ૭
સદ્‌ગુરૂ વિન કોઇ જનને જ્ઞાન મળે નહી, કુગુરૂ કરતાં સરે ન આ-
તમ અર્થજો;
જન છોટમ કહે આરત ઉપજે જેહને, શરણ ગ્રહીને સેવો ગુરૂ સ-
મર્થજો. સુ. ૮

---

એ મન શુદ્ધ ન થાયરે ગુરૂ સેવ્યા વિના, અનેક જન્મનું ટળે નહિ
અજ્ઞાનજો
વિષય વાસના પામરની નવ પાલટે, દઢ થઇ ન ધરે પરમેશ્વરનું ધ્યા-
નજો. એ. ૧.
ભ્રાંતિ ભેદ બહુ સંશય નાના ભાત્યના, સમરથ ગુરૂ વિના નવ છેદે કોયજો;
અવર ઉપાસના કોટિક કોય કરે ઘણાં, હંસ મળ્યા વિન હરિશું હેત
ન હોયજો. એ. ૨
જાગૃત સુપન સુષુપ્તી થાએ જે સદા, તેહ તણો જે સાક્ષી સર્વાતીતજો;
બોલણહાર રહ્યો રે બાવન બાહરો, પ્રકટ કરીને ગુરૂ આપે પરતી-
તજો. એ. ૩
વિછડયો હરિથી કોટિક જુગવીતી ગયા, અવળો થઇને આરાધે
જડ ઈષ્ટજો
જપે નામ પણ નામીને જાણે નહી, પ્રકટ ગુરૂને પૂજે નહિ પા-
પિષ્ટજો. એ. ૪.

અંતર લક્ષ્ય વિનારે બાહર જે બકે, તન મન કેરા ટળે નહિ કાંઈ તાપજો
મહા દુખ માયા કાળ તણું ત્યારે મટે, જયારે આપે અમર મંત્રનો
જાપજો. એ. ૫
શુદ્ધ બોધમય સદગુરૂ જ્ઞાની સેવિયે, બ્રહ્મવેત્તાને ટાળે ભવનો ફંદજો;
અભય કરી અમૃત સુખ આપે અતિ ઘણું, નિજગમથી દરસાવે
નિજ આનંદજો. એ. ૬
જે જાણો તે એમ કરીને જાણજો, સકલ શાસ્ત્રનું એ નિશ્ચે સિદ્ધાંતજો;
ગુરૂ પ્રતાપે પૂરણ પદને પામિયે, છોટમ એમ તરયાછે કોટિક સં-
તજો. એ. ૭

---

જગકર્તા જગદીશ્વરને આરાધિયે, અનંત શક્તીવંતોછે અવિનાશજો;
પાલન પોષણ કરે નિરંતર વિશ્વનું, માટે વિશ્વંભર છે પૂર્ણ પ્રકા-
શજો. જગ. ૧
શક્તિવંતો સરજે સહુ સંસારને, પાળે પોષે વળી કરે સંહારજો;
ધારીને રાખેરે સગળાં વ્યોયમાં, અવની સરખાં અગણિત અંડ અ-
પારજો. જગ. ૨
યથા યોગ્ય રચનાછે દેવ દયાળની, વેદ શાસ્ત્રમાં મહિમા કહ્યો અભંગજો;
વૃક્ષ તણી રચના તે વિધ વિધની કરી, તેમાં રચિયાં રૂડા બહુ વિધ
રંગજો. જગ. ૩.
સ્વાદ રચ્યાછે બહુધા ફળને ફૂલમાં, મધુ હરવાની શક્તિ મધુકર માંયજો;
મધપૂડાને રચે અનોપમ મક્ષિકા, ઘણી ચાતુરી દેખો તેના માં-
યજો. જગ. ૪
તૃણનું સુંદર વેશ્મ બનાવે સુઘરી, એવી શક્તી એજ વિષે નિર્ધારજો;
જુગતી જળચર જાતી માંહે જે કરી, વિવિધ રૂપ ગુણ રંગ અને
આકારજો. જગ. ૫

મુક્તાફ્ળ તો હંસ તણી ચાંચે ગળે, ન્યારાં ન્યારાં કરે ક્ષીર ને નીર જો
આવનારો સરજી છે બહુ વિધ શક્તિયો, તેને વિરલા જન જાણે જે
વીરજો. જગ. ૬
કીટ જુવોને કોશીટો કેવો કરે, કરોળિયા તે કરે અલૌકિક ધામજો;
જુદી મૂકી સર્વ જીવમાં ચાતુરી, કારીગર થઈ કરે અનોપમ કા-
મજો. જગ. ૭
પશુ પંખીને દાનવ માનવ દેવતા, જલચર થલચર નભચર જે કેવાયજો;
સર્વેમાં શક્તી તો છે જગદીશની, જન છોટમ તે કર્ત્તાના જસ ગા
યજો. જગ. ૮

---

## અથ કથા મહિમાની ગરબિયો ૨.

સહુ સાંભળજોરે, કથા હરીની હેતે. ટેક.
અખિલ જગત ઉપજાવ્યું જેણે, અપાર શક્તી એની;
નેહ ધરીને નર ને નારી, કથા સાંભળો તેની. સહુ. ૧
નાદ સિંહનો સાંભળતામાં, જેવાં મૃગલાં નાસે;
જનની એમ અવિદ્યા નાસે, પ્રભુનું જ્ઞાન પ્રકાસે. સહુ. ૨
શરદ રતુ જયમેં જળના મળને, ટાળી સ્વચ્છ કરેછે;
એમ શ્રવણથી મનના સગળા, મલિન વિકાર હરેછે. સહુ. ૩
કથા શ્રવણ નહિ જેને કાને, તે તનુ તરૂવર જેવી;
શ્વાસ ધમણના જેવો જાણો, કહિએ ઉપમા એવી. સહુ. ૪
કોઈ દિન કથા શ્રવણ જે ન કરે, ખરથી તે નર ખોટા;
પાપ ભોગવે જઈ જમપુરમાં, માર સહે તે મોટા. સહુ. ૫
કથા રૂપિયું અમૃત જેણે, કર્ણ પુટે કરિ પીધું;
તીર્થ માત્ર જે ત્રણ લોકનું, તેણે સગળું કીધું. સહુ. ૬

અતી સુખને ઉત્પન્ન કરે તે, કથા પ્રભૂની કઇયે;
પ્રભુ કથામાં ભાવ ધરીને, જન સુણવાને જઇએ. સહુ. ૭
સુંદર સરિતા કથા સરૂપી, જે ઠેકાણે વહેછે;
તે ઠેકાણે પાપી જનનાં, સર્વે પાપ દહેછે. સહુ. ૮
આનંદી જન ઇશ્વર કેરા, કથા શ્રવણના રસિયા;
ઇશ્વર કથા થાય જે ઠામે, તે ઠામે જઇ વસિયા. સહુ. ૯
ઇશ કથા કીર્તન ને ઉછવ, ન બને જે ઠેકાણે;
મશાણ સરખું તેને માનો, વરણ્યું વેદ પુરાણે. સહુ. ૧૦
વિદ્યા વિનય સહિત હરિના જન, તે સહુને હિતકારી;
તેના મુખની કથા શ્રવણથી, સૂઝ ઉપજે સારી; સહુ. ૧૧
શ્રવણ ભકતી એ શાંડિલ મુનિએ, ઉત્તમ કહિછે એવી;
જન છોટમ કલિમલ હરનારી, નહિ કોઇ એના જેવી. સહુ ૧૨

---

મહિમા મોટોરે, કથા શ્રવણનો કહાવે. ટેક.
વાત લખી છે વાયુ પુરાણે, તે કહુછું વિસ્તારી;
શ્રવણ કરાવી શાંડિલ મુનિએ, દીધા પ્રેત ઉધારી. મહિ. ૧
પુણ્ય ધામા નામે રૂષિ પાવન, સત જુગકેરે અંતે;
કથા શ્રવણથી તે મુનિજનને, કૃપા કરી ભગવંતે. મહિ. ૨
ગંગાથી બે ગાઉને છેટે, આશ્રમ હુતો એનો;
તપ બીજાથી કથા સાંભળે, મહિમા વાધ્યો તેનો. મહિ. ૩
એક સમે એ આશ્રમ માંહે, વૃહત્તપા મુનિ આવ્યા;
પૂણ્ય ધામાએ પૂજા કીધી, ભલા રૂદેમાં ભાવ્યા. મહિ. ૪
વૃહત્તપા તે વિવિધ પ્રકારે, કથા નિરંતર કહેતા;
પૂણ્ય ધામા તે પ્રીત્ય કરીને, સુણિને સુખમાં રહેતા. મહિ. ૫
સ્નાન વિધી સવારે ઉઠી, કુવે તલાવે કરતા;

નિત્ય કર્મમાં દશ ગાયત્રી, ઓછું સહુ આચરતા. મહિ. ૬
અનેક તીર્થથી અધિક જાણતા, કથા શ્રવણ સુખકારી;
ભોજન કરી કરાવી મુનિને, સુણતા સત વ્રતધારી. મહિ. ૭
હરી કથામાં હેત ધરીને, સાંભળતા ને ગાતા;
સમીપ વહેતી સુરસરિતા પણ, ત્યાં કોઇ દિન નવ ન્હાતા. મ. ૮
એમ કરતાં દિન ઘણા ગયાને, ગ્રંથ ઘણા સાંભળિયા;
વેદ વેદાંગ સાર સમઝીને, સંશય સગળા ટળિયા. મહિ. ૯
શ્રવણ મનનથી શુદ્ધ થયું મન, સ્વરૂપ વિભૂનું ભાસ્યું:
અખિલ જગત કર્તાર બ્રહ્મનું, અદ્વૈતજ્ઞાન પ્રકાસ્યું. મહિ. ૧૦
અધિક પ્રેમ હરિજનના ઉપર, વિશેષ લાગે વાહાલા,
અહર્નિશ ઈશ્વરને નવ ભૂલે, મનની કીધી માળા મહિ. ૧૧
સુતાં બેસતાં ખાતાં પીતાં, ભગવંતને ના ભુલે;
અષ્ટ પ્રહર આનંદ મગનમાં, પ્રેમે હઈયું ફુલે. મહિ. ૧૨
એક સમે દિન અસ્ત થયો ને, બે રૂષિ આવ્યા બીજા;
પૂન્ય ધામાએ પ્રેમે ભેટ્યા, રૂદયામાંહિ રીઝા. મહિ. ૧૩
ઉષ્ણોદકથી સ્નાન કરાવી, ભાવે ભોજન દીધાં;
કામિની સહિત કહે કર જોડી, અમને પાવન કીધાં મહિ ૧૪
મહાનુભાવનો સંગ મળ્યો, એ અધિકું પુણ્ય અમારૂં;
સર્વ પદારથ સુલભ છે પણ, દુર્લભ દર્શ તમારૂં મહિ. ૧૫
પૂર્ણ ભાગ્ય હોય જે પ્રાણીનાં, ભક્ત બ્રહ્મના ભેટે;
અનેક સાધન બીજાં છે પણ, સતસંગતિની હેઠે. મહિ. ૧૬
વાતો કરતાં રજની વીતી, સર્વ સવારે જાગ્યા;
પુણ્યધામાને પેલા બે જણ, પ્રીત્યે પૂછવા લાગ્યા. મહિ. ૧૭
કહો અને ગંગા રહી કેટલે, બહોળા માર્ગ બતાવો;
ઇચ્છા હોય તો અમ સંગાથે, આપે ચાલી આવો. મહિ. ૧૮

કર જોડી પુણ્યધામા કહેછે, ગંગા મેં નહિ દીઠી;
વૃદ્ધતપાના મુખની મુજને, લાગે વાણી મીઠી. મહિ. ૧૯
ગંગા છે એ ગાઉની ઉપર, લોક સર્વ એમ કહેછે;
મારૂં મન તો કથા તીર્થમાં, નિશદિન સ્નાન કરેછે. મહિ. ૨૦
તમ સરખા પુરૂષોની સેવા, કથા પ્રભુની ભાવે;
એથી અધિકું મારા મનમાં, બીજું કાંઈ ન આવે. મહિ. ૨૧
એવું સુણીને એ રૂષિઓએ, ધિક ધિક મુખથી કીધું;
આવા દુષ્ટ વિપ્રનું આપણે, અન્ન ઉદક ક્યાં લીધું. મહિ. ૨૨
પુણ્યધામાની નિંદા કરીને, ગંગા ઘણી વખાણી;
એથી દુખ લાગ્યું ઈશ્વરને, અદૃષ્ટ થઈ ગયું પાણી. મહિ. ૨૩
સરિતામાંહે સગળે ફરિયા; હિમાલયે જઈ હારયા;
અદૃષ્ટ થયેલી ગંગા તેથી, ના દીઠી જળધારા.. મહિ. ૨૪
ગદ ગદ કંઠે કરી સ્તુતીને, અતી ઘણું અકળાયા;
ગગન ગિરાએ ગંગા બોલી, મહા બ્રહ્મની માયા. મહિ. ૨૫
કથા તણી તમે કરી અવજ્ઞા, પ્રભુને લાગ્યું માઠું;
એ અપરાધે અદૃષ્ટ થઈને, ગંગાનું જલ નાઠું મહિ. ૨૬
પુણ્ય ધામાની પાસે જઈને, ક્ષમા માગશો જ્યારે;
પરમેશ્વર જો પ્રેમે રીઝશે, ન્હાવા પામશો ત્યારે. મહિ. ૨૭
તે વેળાએ, તે ઋષિયોએ, કહ્યા પ્રમાણે કીધું;
ગુપ્ત થયેલી ગંગા પ્રકટી, તેને દરસન દીધું. મહિ. ૨૮
હરી કથાપર હેત ઉપજ્યું, સહુ તીરથથી સારૂં;
જે સમજ્યાથી અજ્ઞાનીનું, તરત ટળે અંધારૂં. મહિ. ૨૯
ઉપરના મળ જળથી જાયે, કથા મનો મલ હારી;
છોટમ કહે શુધ ભાવ ધરીને, સુણજો નર ને નારી. મહિ. ૩૦

---

આ તન રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી.
એ રાગ. ગરબી ૧

જો વિચારી જીવડા તારી, કેણે સરજી કાયાજી;
કેણે તુજને બુદ્ધિ આપી, કેણે બાંધી માયા. તે પ્રભુ ભજિયેજી ૧
મનુષ દેહ સર્વેથી મોટો, સરજ્યો જેણે સારોજી,
તે કર્તાને જેહ વિસારે, તે પ્રાણી હત્યારો. તે પ્રભુ ભજીએજી. ૨
નિમલ નેત્ર કર્યાં છે જોવા, સાંભળવાને કાનજી,
નાક કર્યું છે સુગંધ લેવા, ઘટમાં આપ્યુ ગ્નાન. તે પ્રભુ ભજિયેજી. ૩
જીભ કરીછે સ્વાદ જાણવા, વિદ્યા ભણવા વાણીજી,
કર આપ્યાછે કારજ કરવા, તે કર્તા લ્યો જાણી. તે પ્રભુ ભજિયેજી. ૪
પદ આપ્યાછે પરમ દયાળે, પૂણ્ય પંથમાં જાવાજી,
ખાનપાનને ખટરસ મેવા, સરજ્યા તારે ખાવા. તે પ્રભુ ભ૦ ૫
બેએ અક્ષર બોલી જાણે, પશુપંખી સહુ પ્રાણીજી,
બાવન અક્ષર બોલે એવી, આપી નરને વાણી. તે પ્રભુ ભ. ૬
કોટિક ધન મૂલેથી ન મળે, સાસ સરજિયો એવોજી,
જુઠું બોલી જે જન ખોશે, જીવ જનાવર જેવો. તે પ્રભુ ભ૦ ૭
અગણિત ધન ખરચે નવ આવે, એવી બુદ્ધિ આપીજી,
કુડ કપટ અન્યાય આચરશે, તે નર પામર પાપી. તે પ્રભુ ભ૦ ૮
એવો દેહ અનોપમ સરજી, જીવને આપ્યો જ્યારેજી,
સારી શીખામણ દીધીછે, ત્રિભુવન નાથે ત્યારે. તે પ્રભુ ભ૦ ૯
પાપ મારગે જો પરવરશો, પડશો દુખને દરિયેજી,
પૂણ્ય મારગે છે સુખ પૂરણ, એમ કહ્યું છે હરિયે. તે પ્રભુ ભ૦ ૧૦
પાપ કરે કે પુણ્ય કરે તે, જીવ તણાં પ્રભુ જાણેજી,
તે માટે દશ દેવ રચીને, મુકયા દશ ઠેકાણે. તે પ્રભુ ભ૦ ૧૧

આંખ્યોમાંછે અંશ સૂર્યનો, કાનવિષે દિગરાયજી,
વેદ દેવનો નાકે રહેછે, વરૂણ વસે રસનાય. તે પ્રભુ ભ૦ ૧૨
મુખમાં અગ્નિ મારૂતચરમે, ઈંદ્ર અંશ છે હાથેજી,
મનમાં ચંદ્ર ચરણમાં વિષ્ણુ, ગુરૂ બુદ્ધિની સાથે. તે પ્રભુ ભ૦ ૧૩
ઉપસ્થ ઠામે બ્રહ્મા રહેછે, મૂલ વિષે યમરાયજી,
અહંકારમાં રૂદ્ર દેવ છે, ચિત્ત ક્ષેત્રજ્ઞ સદાય. તે પ્રભુ ભ૦ ૧૪
અંતર ચાર રહે દશ બાહર, દેવ ચતુર્દશ એવાજી,
છાનું છપનું કર્મ કરેતો, જણવે પ્રભુને તેવા. તે પ્રભુ ભ૦ ૧૫
તે માટે ચેતીને ચાલો, રાખો આચરણ રૂડાંજી,
હિસાબ વેળે જશો હરખડી, કામ ન કરશો કૂડાં. તે પ્રભુ ભ૦ ૧૬
અહુણાં પાપ કરે હરખીને, આગળ અઘરી આંટીજી,
મરણ પછી મહાસંકટ પામે, મારે મરચાં છાંટી. તે પ્રભુ ભ૦ ૧૭
થોડા માંહે ઘણું કહ્યું છે, માનવ લેજો માનીજી,
કહે છોટમ કર્તાને ભજશી, તેને ચિંતા શાની. તે પ્રભુ ભ૦ ૧૮

---

ગારૂં મન મોહ્યું, વાંસલડાને શબ્દે કાનડ કાળા.
એ રાગ ગરબીઓ ૨

જડ બુદ્ધિ જીવ, પાપકર્મથી પાપરૂપ થઇ જાયછે;
સતધર્મતજી, સ્વભાવ તેનો શઠના જેવો થાયછે. ટેક.
વિણશી જે બુદ્ધિ પાપ વડે, તેની ચિતમાં જઇને છાપ પડે;
તે અનેક જન્મે ના ઉખડે, જડ બુદ્ધિ જીવ. ૧
પછી થાય સ્વભાવ અધમ તેનો, ઉપદેશ ન લાગે કોઇ કેનો;
મુકે નહિ મિથ્યા મત એનો, જડ બુદ્ધિ જીવ. ૨
તે જપ તપ સાધન કાંઇ કરે, તોય મન તેનું નવ ઠામ ઠરે;
બહુ પાપ પૂર્વનાં વિઘ્ન કરે, જડબુદ્ધિ. ૩

તેના ઊરમાં હોય અજ્ઞાન અતિ, મોહે ઘેરેલી હોય મતી;
આત્મા ઉદ્યોત ન હોય રતી, જડ બુદ્ધિ. ૪
જેને પાપ પુરૂષ તન માંહિ વશ્યો, તેને સાચો શોધ ન હોય કર્યો;
તે સરખામાં તે જાય ધર્યો. જડબુદ્ધિ. ૫
તે તત્વ મસિનો અર્થ તજે, પરથા ગુણિને પાખંડ ભજે;
તે કુશકા લે તાંદુલ તજે, જડબુદ્ધિ. ૬
તેનું ઇતીમાં મન રહે ભમતું, રહે રાતિ દિવસ મિથ્યા રમતું;
સંશયતું શૂલ નથી શમતું, જડબુદ્ધિ. ૭
કહે છોટમ પાપ બળે જયારે, ચિત ચિદરૂપ માંહિ રમે ત્યરે.
નરદેહ ધરી કારજ સારે, જડબુદ્ધિ. ૮

---

હરિ કયમ રીઝે, કૂડ કપટ છળ દંભ રદેથી ના તજે.
બહુ જન્મ ધરે, વારંવાર માયાના કારજને ભજે. ટેક.
તું ધારે છે પ્રભુનું બાનું, પણ છોડે નહિ કુકરમ છાનું;
વળી વાંચેછે પોથી પાનું, હરિ કયમ રીઝે. ૧
તું મુખથી કહે માયા ખોટી, પણ અંતર આશા છે મોટી;
જગ ઠગવા કપટ કરે કોટી, હરિ કયમ રીઝે. ૨
તું કર્તા બ્રહ્મ નથી કહેતો, તેનો ભય તુજ માંહિ નથી રહેતો;
મત મમતામાં જાએ વેહેતો, હરિ કયમ રીઝે. ૩
તું તત્વ મસિનો અર્થ તજે, મન કલ્પિત કાંઇનું કાંઇ ભજે;
હરિરૂપ ન આવે હાથ રજે, હરિ કયમ રીઝે. ૪
કારજ કારણ કરતાર હરી, એ ત્રય પદમાં સહુ વાત ખરી,
તેથી આધું કહે મૂઢ ફરી, હરિ કયમ રીઝે. ૫
જે અનુભવિ જન હોએ સાચા, તે જુઠી નવ બોલે વાચા;
કહે છોટમ અન્ય કથે કાચા, હરિ કયમ રીઝે. ૬

સાંભળજો સજ્જન નરનારી, હેત શિખામણ સારીજીરે.

ગરબી ૧

સાંભળ રે તું સહિયર મારી, મૂરખ કેને કહિયે જીરે,
આળસમાં રહી ઉદ્યમ ન કરે, મૂરખ તેને લહિયે. સાંભળ સાહેલીરે ૧
જ્ઞાની આગળ આપ વખાણે, હોય આપ અજ્ઞાનીજીરે,
વિશ્વાસે વેશ્યાનાં વચનો, જે લે સાચાં માની. સાંભળ સા૦ ૨
ધુતારાને ઢુંગી કેરા, છળથી જાય છળાયોજીરે,
જર મેળવવા રમે જૂગટું, તે મૂરખમેં ગાયો. સાંભળ સા૦ ૩
ખેપ કરીને ખેતી ન કરે, તક ના જાણે તેનીજી રે;
માઠાં સારાં મુહુર્ત ખોળે, એ મૂરખતા એની, સાંભળ સા૦ ૪
પોતાની બુદ્ધિ નવ પોચે, કામ આદરે મોટાંજીરે,
બુઢાપણુમાં બાળા પરણે, ખોળે ચાંદાં ખોટાં. સાંભળ સા૦ ૫
સાકરનો વેપારી પોતે, જીભ સ્વાદની રાખેજી રે,
કંદોઈ કેરા કસમ કરેને, કડકે કડકે ચાખે. સાંભળ સાહેલીરે. ૬
કરજ કરીને નાત્ય જમાડે, ઘરને ખેતર ખુવે જીરે,
વણુધંધે ધનવંત થવાને, જનમોત્રીમાં જુવે, સાંભળ સાહેલીરે. ૭
સમળ શત્રુની ન ધરે શંકા, વાદે વેર વધારે જીરે,
બળિયા સાથે બાથ ભરે તે, હાથે સગળું હારે, સાંભળ સાહેલીરે. ૮
ઘટે બોલવું ત્યાં નવ બોલે, અણઘટતું બહુ બોલે જીરે,
પૂઠળ રહીને પરને નિંદે; તે નર ખરને તોલે, સાંભળ સાહેલીરે. ૯
હોય લાભ મળવાનો જ્યાંથી, રીસ ક્રોધ ત્યાં રાખે જીરે,
શાજ્જન કેરા ગુણ લેઈ ન શકે, મિથ્યા અવગુણ ભાખે, સાં૦ ૧૦
વિદ્યા કળા જ્ઞાન ગુણવાળા, નરની ન લહે રીતીજીરે,
ધુત્તા કપટી હોય પાખંડી, તેવા સાથે પ્રીતિ, સાંભળ સાહેલીરે. ૧૧
હોય ઘણું ધન હાથ પોતાને, ના ખરચે ના ખાયજીરે,

કૃપણ થઇને કષ્ટજ વેઠે, તે મૂરખ કહેવાય. સાંભળ સાહેલીરે. ૧૨
સુતને ધન સોંપી દે સઘળું, નારી પાસે માગે જીરે,
કોય કહે સીખામણ સારી, તે સહુ કડવી લાગે. સાંભળ સા૰ ૧૩
પાપીને ઉપકાર કરીને, પોતે પાપ વધારે જીરે,
રોગી થઇને પથ્ય ન પાળે, તે જમપુરમાં પધારે. સાંભળ સા૰ ૧૪
અતિ ગર્વ ને ઓછી વિદ્યા, મન જાણી હું મોટોજીરે,
લાભ મળે ત્યાં આળસ રાખે, તેને આવે ટોટો. સાંભળ સા૰ ૧૫
નિત્ય નિત્ય નવીન કળા નવ સીખે, ભણ્યો હોય તે ભૂલે જીરે,
ઉપજથી જે ખર્ચ વધારે, તે નર નિશ્ચય ડુલે, સાંભળ સા૰ ૧૬
જાદુ જંત્ર કિમિયા સારૂં, ઘરનું દામ ગમાવે જી રે,
વ્યાજે લઇને વ્યસન કરે તો, અંતે સંકટ આવે. સાંભળ સા૰ ૧૭
વગર કારણે સઘળે ભટકે, વણ બોલાવ્યો બોલેજી રે,
દુખિયા આગળ દુઃખ પોકારે, તે નર પશુને તોલે. સાંભળ સા૰ ૧૮
દુરબલને દુખ દેતો હિંડે, ભુંડાનો ભય માનેજી રે,
ઢંગ સરવ હોય ઢોર સરીખા, પામર લખિયા પાને. સાંભળ સા૰ ૧૯
પ્રકટ કુલક્ષણ હોય પોતાનું, આપે આપ વખાણેજી રે,
ગુણના હીણા હોય ઘણા પણ, કુલને ઉંચું જાણે, સાંભળ સા૰ ૨૦
જ્યાં ત્યાં જનમાં જુઠું બોલે, ધર્મ પોતાનો હારેજી રે,
સાચું જુઠું સરખું જાણે, ઘણાં ગપોડાં મારે. સાંભળ સા૰ ૨૧
એવા અવગુણ અનેક એમાં, કહેતાં પાર ન આવેજી રે,
કહે છોટમ તેનો સંગ તજીએ, ભજીએ પ્રભુને ભાવે. સાંભળ સા૰ ૨૨

---

### ગરબી ૧

આનંદ સાગર બ્રહ્મ આરાધિયે, એવું વેદ વચન નિરધારજો;
આનંદમાંથી સહુ જગ ઉપજે, જીવે આનંદે સંસારજો. આ૰ ૧

અંત્યે આનંદમાં સર્વે શમે, તે આનંદ અચલ કહેવાયજો;
આણુ આદિથી તે બ્રહ્મા લગે, સહુમાં સરખો આનંદ થાયજો. આ૦ ૨
આનંદ વિષયોમાં જે જે કહે, જેને ગુરૂની ગમ ના હોય જો;
જડ વિષયોમાં આનંદ ના રહે, આનંદ ચૈતનમધ્યે જોયજો. આ૦ ૩
આનંદરૂપ કહ્યો છે આતમા, તેની પડે વિષયમાં છાયજો;
તેથી માની લે આનંદને, એતો અજ્ઞાની કહેવાયજો. આ૦ ૪
સૂકા અસ્થિ વિષે જેમ શ્વાનને, ખાતાં મુખનું લોહી લપટાયજો.
તિમ તિમ ખાય ઘણું ખાંતે કરી, કારણ પોતે ના પ્રીછાયજો. આ૦ ૫
એમ વિષયમાં આનંદ જે કહે, તે નર શ્વાન સમા કહેવાયજો;
વિષયો નીદ્રામાં રહેતા નથી, પણ આનંદનો અનુભવ થાયજો. આ૦ ૬
એથી સહજ સમાધીને વીષે, ઉપજે આનંદ કેરા ઓધજો;
એવો અક્ષય આનંદ માણવા, સદાય કરવો સાચો જોગજો. આ૦ ૭
આનંદ વીષયોનો સગળે વદે, સ્વર્ગાદીક અજપદ કૈલાસજો;
છોટમ બ્રહ્માનંદ જેને હુવો, તેતો ન કરે તેની આસજો. આ૦ ૮

---

હુડીવીના હુઈડા સૂકાયછે, પાપી પ્રાણ ન જાય એ રાગ ગરબી ૧
મૂળ વિચારોરે માનવો, અક્ષર પેહેલો ઓંકાર,
અક્ષર એ થકી ઉપના, તેનો થાય ઉચ્ચાર. મૂળ. ૧
નામ કર્યાં અક્ષર તણાં, બહુ દેખીને રૂપ;
રૂપતણી રચના રચી, રચ્યા તત્વ અનૂપ. મૂળ. ૨
પંચભૂત દશ ઈંદ્રીયો, અંતઃકરણ છે ચાર;
રૂપ રચેલાં એ તત્વનાં, હરિયે નીરધાર. મૂળ ૩
તત્વ સરવને મેળવી, તેનું સરજ્યું છે અંડ.
ચતુરાઈથી ચાર ખાંણમાં, સરજ્યા પ્રાણીના પીંડ. મૂળ ૪
ઈશ્વર કીહયે એહને, જે જે ઈચ્છે તે હોય;

નાગાદિક નરદેવમાં, એના જેવો ન કોય મૂળ. ૫
ઉપમા જે જે જગતની, લાગે નહિ ત્યાં લગાર;
પાત્ર જેવો તો પ્રજાપતી, કહેતાં લઘુતા અપાર. મૂળ. ૬
જાગૃત સ્વપ્ન સુષુપતી, તુરિયા માંહિ તેહ;
અવિકારી એક આતમા, ઓળખજો એહ. મૂળ. ૭
એ અવિનાશી આતમા, એ છે સહુનો આધાર;
પૂરા ગુરૂથી પામીયે, બીજા થાપે સંસાર. મૂળ. ૮
ઈશ્વરતા છે એહની, દૈવન દેવની માંય;
બાકીનું જડ વત જાણવું, કોયથી ના બને કાંય. મૂળ. ૯
એ પુરૂષોત્તમ એ પ્રભુ, સૃષ્ટિના કરતાર;
એ દીનબંધુ દયા નિધિ, આપો ભક્તિ ઉદાર. મૂળ. ૧૦
ઔષધ બીજું એકે નથી, જેથી ભવ દુઃખ જાય;
મોહમદાદિક ટાળવા, ભક્તિ ભેષજ ખાય. મૂળ. ૧૧
અંતરજામીને ઓળખી, રહિયે તેમાં લયલીન;
ઓં સોહં એક તાર હે, જેવું જલમાંહે મીન. મૂળ. ૧૨
એવું વિચારી આગળ થયા, મોટા જીવન મુક્ત;
પ્રણવ નામ પ્રભુજી તણું, તેની જાણીને જુક્ત. મૂળ. ૧૩
કર્મ વિધિ કહી વેદમાં, જાગાદિક જેહ;
આદિ પ્રણવ ઉચ્ચારતા, સિદ્ધિ પામે છે સોય. મૂળ. ૧૪
મંત્ર ઉચ્ચારની આદ્યમાં, પેહેલો પ્રણવ ભણાય;
કર્મ સિદ્ધ ત્યારે બને, કર્મ ગ્રંથમાં ગાય. મૂળ. ૧૫
ગુણ સહુ એના ગવાયછે, એ ગિરધર ગોવિંદ;
ગોપીજનનો નાથ છે, ગોપી વેદના છંદ. મૂળ. ૧૬
ઘટ ઘટમાં એ ગાજી રહ્યા, ઘન થઈ વરસે ગંભીર;
સૂર્ય રૂપે શોષણ કરે, શશી નિપજાવે નીર. મૂળ. ૧૭

નભમાં રંગ દીસે નવા, વાયુ વાદળ વીજ;
એ સહુ શક્તિ ઓંકારની, સરજે સૃષ્ટિની બીજ. મૂળ. ૧૮
ચૌદ લોકમાં ચેતના, જાણી લેજો સુજન;
મૂળે રહીને પોષણ કરે, સ્થાવર જંગમ તંન. મૂળ. ૧૯
છાંનો સઘળે છપી રહ્યો, તેને જાણે ન જીવ;
જોગી જોગ તેનો કરે, જ્ઞાની સમજે છે શિવ. મૂળ. ૨૦
જાગૃત માંહે જાગૃત સદા, સાક્ષી સુપનાની માંય;
નિયંતા એ નિદ્રા તણો. તુર્યાતીતછે ત્યાંય. મૂળ. ૨૧
ઝીણી દૃષ્ટિયે જે જુવે, સમજે સાચું સિદ્ધાંત;
જાડી બુદ્ધિના જીવની, ભજતાં ના ટળે ભ્રાંત. મૂળ. ૨૨
નિશ્ચે એ નરને એ દોહલો, વાણી પાર વિચાર.
શબ્દ સુણીને રીઝી રહ્યા, ના જોયો કર્તાર. મૂળ. ૨૩
ટેક ગ્રહી ટીલાં કરે, પણ ના ટાળે વિકાર;
હું તે શું હરીશું હશે, તેનો ન કરે વિચાર. મૂળ. ૨૪
હાટ બનાવે ઠાકોરનો, સારૂં શોભાવે ધામ;
પ્રાણ પ્રતિષ્ટા જેથી કરી, તે ન સમજે નામ. મૂળ. ૨૫
ડાયા બની દુનિયાં વિષે, કરે અન્યને બોધ;
પરમાત્મા પાસે રહે, તેનો ના કરે શોધ. મૂળ. ૨૬
ઢુંગી ઢુંગ કરે ઘણા, શીખી સાંભળી ગ્રંથ;
અનુભવ ના હોય આપનો, ચાલે પાપચે પથ. મૂળ. ૨૭
રણિયો જન્મ અનેકનો, દેવા ધારેછે દેહ;
તનમન પ્રભુને અરપ્યા વિના, પુરૂ ના પડે તેહ. મૂળ. ૨૮
તે માટે સહુ તત્વનો, કરી જોવો તપાસ;
જેથી ઉત્પત્તિ જેહની, તેમાં તેનો સમાસ. મૂળ. ૨૯
થાતું દીસે જેના થકી, તે સહુ તેનું કહેવાય;

કર્તા હું કહે જીવડો, તેથી કર્મ બંધાય. મૂળ. ૩૦
દાવો જે કરે દેહનો, તેનો પડધા છે જીવ.
બોલે અક્ષર બાહારલો, તે તો સાચો સદૈવ. મૂળ ૩૧
ધારી જોતાં એ ધ્યાનમાં, જૂદો કર્તા જણાય.
દ્વાદશ આંગુલ પારથી, પોષે ત્રિભુવનરાય. મૂળ ૩૨
ન્યારો નામને રૂપથી, નેણાં આગળ નાથ.
નાસા અગ્રે નિહાળિયે, સ્નેહે રમિયે તે સાથ. મૂળ ૩૩
પરાપાર પ્રભુજી રમે, સુરત રાધાના સંગ.
જમુનાતીર જોજો જઈ, રૂડા દેખાશે રંગ. મૂળ ૩૪
ફૂલ્યાં વન બહુ ફૂલડે, વિધવિધ રંગ સુવાસ.
રૂપ અસંખ્ય થઈ રાધિકા, રમવા હરિ સંગ રાસ. મૂળ ૩૫
બહુ અંશે પણ બીજો નહિ, જુદાં જુવતીનાં અગ
ભોગી બ્રહ્મ દીસે ભળ્યો, અલગો આપ અસંગ. મૂળ ૩૬
ભારે ભેદ ભગવંતનો, અનુભવી જાણે છે એમ.
બીજા સમજે છે બાહારલું, પરખ્યા વિના પ્રેમ. મૂળ ૩૭
મંગલરૂપ મુકુંદમાં, મેળો તે સાથે મન.
મન લય પામે તો મોક્ષછે, ફરી ના ધરે તન. મૂળ ૩૮
યજ્ઞ પુરૂષને જોઈ લ્યો, જયોતિ રૂપે છે જેહ.
મનની વૃત્તિ તેમાં હોમીયે, નિર્મલ થાયછે તેહ. મૂળ ૩૯
રરંકારની ધુન્યમાં, રાખો નિશદીન ધ્યાન.
આનંદ ઉપજે અતી ઘણો, ઘટમાં પ્રકટે છે જ્ઞાન. મૂળ ૪૦
લાગે લક્ષ નીશાનમાં, વૃત્તિ તેમાં વેધાય.
દ્વૈત રહે નહી ધ્યાનથી, બિંદુ સિંધુ સમાય. મૂળ ૪૧
વળી વળી મનને ત્યાં વાળિયે, જાણો જોગની જુક્ત,
હંસ મળે પર હંસમાં, બને જીવન મુક્ત મૂળ ૪૨

સમજે તેને સમું પડે, અણસમજુ ને અંધેર.
ભપતું દીસે બ્રહ્માંડને, જેને ચડિયા હોય ફેર. મૂળ ૪૩
ખારો ખોટ ખરેખરી, ફળના રસમાં ફસાય,
બીજ તજી જીવ બાપડા, ફુશકા લેવા જાય. મૂળ ૪૪
સાર સરવમાં એક છે, સાચું પરમ સિદ્ધાંત,
સોહં હંસ વિચારતાં, ભાગે સગળી ભ્રાંત. મૂળ ૪૫
હુંકારો દેછે હેતથી, તેનો પૌછો જો પાર.
આખો દિવસ ઉચ્ચારતાં, આવે અક્ષરની લહાર. મુળ ૪૬
લહેરી બ્રહ્મ સમુદ્રની, જાણી લેવી એ ગૂઢ,
અગણિત અંડ ઉતપન કરે, મહિમા ના લહે મૂઢ મુળ ૪૭
ક્ષણમાં ખલક ઉભી કરે, એવી સકિત અપાર.
જન તેને શરણે જતાં, પામે ભવનો પાર. મુળ ૪૮
ગાય શીખેને સાંભળે, સમજે સુખ થાય.
પરમ ગુરૂની કૃપા થકી, એવું છોટમ ગાય. મુળ ૪૯

---

તુંતો હરિ ભજ વીલમ ન કર રે એ રાગ. ગરબી ૨

તુંતો સરજનહાર સમરરે, માણીગર મનુવા. ટેક.
કોટીક વાર ધરી તેં કાયા, દામ ચામમાં દીલ લલચાયા,
ગુણસાગર પરબ્રહ્મ ન ગાયા, તારો વીતી ગયો અવસર રે. મા૦ ૧
છે સંસાર સકલ દુખ દિરયો, મોહ માન મમતા જલ ભરીયો,
વારંવાર અવતર્યો ને મરિયો, હરી નામ નાવ ગ્રહી તરરે. મા૦ ૨
કાળ કરાળ રહે શીર ભમતો, વીષય વીલાસમાં તું રહે રમતો,
જ્ઞાનપંથી તુજને નથી ગમતો, તને તેનો નથી કંઈ ડરરે. મા૦ ૩
તૃષ્ણા વીષયની જો નથી ટળતી, જડ અભીમાન ગ્રંથી નથી ગળતી;
ત્યાં લગી ભકતી તને નથી ફળતી, તું તો જ્ઞાનવાન ગુરૂ કરરે. મા. ૪

નામ રૂપ વર્જીત અવીનાશી, સાક્ષી રૂપ સકલ ઘટવાસી;
આવે અનુભવ દ્રષ્ટીયે ભાસી, તું તો તે પ્રભુમાં મન ધરરે,મ૦ ૫
તણખા અગની તણા હોય જેવા, જીવ અંશ જગદીશના તેવા;
તે તજી મુળ ભજે અન્ય દેવા, ભજ છોટમ વીસ્વંભરરે. મા૦ ૬

---

તુંતો ધર્મ વિષે પગ ધરરે, પરપંચી પ્રાણી. ટેક.
ધર્મ સ્વર્ગનાં દ્વાર ઉઘાડે, પાપકર્મ તો નરક પમાડે,
કરૂણા સિંધુવિના કોણ કાડે. તુંતો દુર્જન સંગથી ડરરે, પ૦ ૧
મનુષ્ય જન્મ સર્વથી મોટો, ખળમળ રૂપ થયો બહુ ખોટો
લાભ ગમાવીને લીધો તેં ટોટો, હવે ઉત્તમ વ્રત આચરરે, પરપંચી
પ્રાણી ૨
ધર્મ બીજ સુમતિ શુભ ધરણી, સિંચોસદા જળ કરી શુભ કરણી,
આપે અધિક ફળ વેદમાં વરણી, તું તો ઉજવલ અંતર કરરે, પ
રપંચી પ્રાણી ૩
ધર્મ ઉપર દૃઢતા બહુ જેને, ધર્મ સહાય કરે નિત્ય તેને,
કલિના દોષ ન વ્યાપે એને, એતો વશ કરે વિશ્વંભરરે, પરપંચી
પ્રાણી. ૪
ધર્મનો મર્મ મહાજન માણે, પામર નર તો પેટ ભરી જાણે,
તે નર કયમ ઠરશે ઠેકાણે, કરે તાડન જમ કિંકરરે, પરપંચી પ્રાણી. ૫
ધર્મહીણ જે જનની જાએ જાયા, વીંછી સાપ સમ ગ્રંથમાં ગાયા
પશુપામર સમ પુરૂષ ગણાયા, એતો નરને આકારે ખરરે, પરપં
ચી પ્રાણી ૬
ધર્મ રહિત ને પીડા પડે છે, દેવ પિત્રી ગ્રહ ભૂત નડેછે.
રંક થઇ બહુ જન્મ રડે છે, ઝાલી દંડે છે જમ કિંકરરે, પરપં
ચી પ્રાણી ૭

સત્ય દયા તપ દાન કહાવે, ચારે ચરણ ધર્મના ગાવે,
મોટા ભાગ્યવંતને એ ભાવે, કહે છોટમ મળે ગિરિધરરે. પરપંચી
પ્રાણી. ૮

---

ગરબી હરિભજન થકી છોટા હોય તે સહુથી મોટા થાય એ રાગની
સદ્ગુરૂ મળતાં, ભવ બંધનની ભ્રાંતિ સર્વે જાયછે;
મહાવાકય તણો, લક્ષ્ય લક્ષ્યાથી જીવ શિવ એક થાયછે. ટેક.
સુપનામાં સિંહ જુવે જ્યારે, તન કંપે છે તેનું ત્યારે;
જાગ્યાથી સહુ જુઠું ધારે. સદ્ગુરૂ મળતાં. ૧
જો જ્ઞાન રજ્જુનું નહિ જેને, ભયકાર ભુજંગ લહે તેને;
દીપકથી દુઃખ મટે એને, સદ્ગુરૂ મળતાં. ૨
મુખ દીસે દર્પણમાં જાતું, પછી સંપુટથી હોય બીડાતું;
નથી બંધનથી મુખ રોધાતું, સદ્ગુરૂ મળતાં. ૩
જે બુદ્ધિમાં અજ્ઞાન રહે, તે ચેતનનું પ્રતિબિંબ ગ્રહે;
તેને જીવરૂપ સદ્ગ્રંથ કહે. સદ્ગુરૂ મળતા. ૪
જો મૂળ સહિત અજ્ઞાન ટળે, તો બિંબ વિષે પ્રતિબિંબ મળે;
કહે છોટમ બ્રહ્મમાં જીવ ભળે. સદ્ગુરૂ મળતાં. ૫

---

પરપંચ મુંકે મારા પ્રાણિયા એ રાગની. ગરબી ૩

સમજી ભજીયે સરજનહારને, બીજાંમન કલ્પિત છે ધ્યાનજોને;
તેણે કાજ સરે નહી કોયનું, જેવાં સુપનનાં પકવાનજો. સમજી. ૧
માયા કારણ છે સર્વે તણું, તેના ગુણ ત્રણ્યે કહેવાયજો;
ઉપજાવે પાલે પ્રલયે કરે, જગત સકલ તેના જસ ગાયજો. સમજી. ૨
એ માયા બલવંતી જે વડે, તે છે સાચો સરજનહારજો;

તેને મુકીને બીજું ભજે, તેથી પામે નહી ભવપારજો. સમજી. ૩
માયા કારણ સૂક્ષમ દેહનુ. તેનુ કારજ સુક્ષ્મ શરીરજો;
તેનો રચનારો પરમાતમા, તેને જાણે કોયક વીરજો. સમજી. ૪
અંશ બ્રહ્મનો છે નીજઆતમા, જડ માયા વશ માટે જીવજો;
સુરતા રાખે શુદ્ધ સરૂપમાં, તોછે શુદ્ધ સનાતન શીવજો. સમજી. ૫
એવી વાતોછે વેદાંતમાં, બીજા કલ્પે બીજી રીતજો;
માને કારજને કર્ત્તાકરી, સગુણ ઉપાસે આણી પ્રીતજો. સમજી. ૬
સરૂપ સગુણ તણા બહુ બકે, તેનાં પાડે નામ અનેકજો;
જુદા જુદા મત ઝાલી રહે, છોડે નહી પોતાનો ટેકજો. સમજી. ૭
સગુણ સ્વરૂપછે સહુ માયા તણાં, નીગુણ નિત્ય નિરંજન નાથજો;
છોટમ તેને ભજીયે ભાવથી, સઘળી બાજી જેને હાથજો. સમજી. ૮

---

જીવ મુસાફર વેગે સંચર્યો, આવ્યો માયા દેશ મોઝારજો;
કાયા નગરી દીઠી કારમી, કાલે કીધેલી નિર્ધારજો. જીવ. ૧
શોભા જોઇને સઘળા સેહરની, ભૂલ્યો પોતા કેરૂં ભાનજો;
ક્યાંથી આવ્યો ને હું કોણછું, તેનું રજે રહ્યું નહી જ્ઞાનજો. જીવ. ૨
પરથમ પેઠો આનંદ કોશમાં, વાસરી પાછળની સહુ વાતજો;
પ્રવેશ કીધો વળતી પ્રાણમાં, હું હું શબ્દ કરે સાક્ષાતજો. જીવ. ૩
કોશ મનોમય વળતી આવર્યો, આવ્યો કોશ જ્ઞાનમય માંયજો;
કોશ અન્નમયમાં વ્યાપી ગયે, ભૂખ તરસ લાગીછે ત્યાંયજો. જીવ. ૪
વાયુ ચોરાશી ચેતન થયા, કરવા લાગ્યો છે પયપાનજો;
દશ ઈંદ્રીયમાં બેઠા દેવતા, પ્રકટ્યું પંચ વીષયનુ જ્ઞાનજો. જીવ. ૫
એટલે પંચ અવિદ્યા આવરી, ભરમે પડિયો ભવ કાંતારજો;
ખટ ચોરો વલગ્યા ખાંતે કરી, તે સાથે બાંધ્યો વ્યવહારજો. જી. ૬

પરથમ મોહ અવિદ્યાએ જાણ્યો, વળતી લોભ ક્રોધને કામજો.
મદને મત્સર એ બીજા થયા, ઘેરી લીધું સગળું ગામજો. જી૦ ૭
ચોરી જારીને હિંસા ઘણી, દુર્મતિ દંભ દ્વેષ પાખંડજો;
એ અપરાધ કરાવે જીવને, વારંવાર સહે જમ દંડજો જી૦ ૮
એમ અનેક કલ્પ વીતી ગયા, પામ્યો નહિ પોતાનું ધામજો;
પડિયો પરપંચોના પંથમાં, તેથી કાંઇ સરે નહિ કામજો. જી૦ ૯
પંથ તણા મલ બાઝ્યા પેટમાં, તેથી ના હોય તત્વ વિચારજો;
જ્ઞાની ગુરૂઓની નિંદા કરે, સમજી ન શકે સાર અસારજો. જી૦ ૧૦
પાખંડી ગુરૂ પૂરે આંખ્યને, નાખી ભેદ વાદની ધૂળજો;
તેથી શઠને કાંઇ સૂજે નહિ, સિંચે ડાળ તજીને મૂળજો. જી૦ ૧૧
જેની સત્તાએ સગળું બને, અગણિત અધર રહ્યાં છે અંડજો;
પામર તે પ્રભુને ઓળખે નહિ, પૂજે કલિજુગિયાં પાખંડજો જી૦ ૧૨
પૂરણ પુણ્ય તણા પરતાપથી, ઉપજે સત્યાનિત્ય વિચારજો;
છોટમ સાચા ગુરૂ તેને મળે, પલમાં ઉતારે ભવ પારજો. જી૦ ૧૩

---

અધમ તણા ઊરમાં આવે નહિ, દશ લક્ષણવાળો જે૦ ધર્મજો;
સાચું જ્ઞાન અખંડ સ્વરૂપનું, તેનો મૂઢ ન જાણે મર્મજો. અધમ. ૧
સ્મૃતિના વચન વિષે શ્રદ્ધા નહિ, સાચો ધર્મ ન જાણે તેહજો;
પેસે પાખંડીના પંથમાં, અંતર શુધ્ધ ન થાએ એહજો. અ૦ ૨
કોઇ કહેશે દશ લક્ષણ છે કિયાં, તેનો સમજાવું છું સારજો;
સત્ય વચન જિવ્હાએ બોલવું, ક્ષમા દયા ને પરઉપકારજો. અ૦ ૩
સદાય મન રાખે સંતોષમાં, અહોનિશ રહેવું ઇંદ્રિય જીતજો;
મનને વશ રાખે જે મોહથી, તત્વ વિચાર વિષે બહુ પ્રીતજો. અ૦ ૪
અંતર બાહર પરમ પવિત્રતા, કોઇના ઉપર ના હોય ક્રોધજો;

ચોરી ત્યાગ કરે તે ચિત્તથી, બહુવિધ સમજી લેવો બોધજો. અ૦ ૫
એવાં દશ લક્ષણ મનુએ કહ્યાં, ધારી રાખે તે નર ધારજો;
બાકી બીજા બહુ ઉપચારથી, સારૂં શુદ્ધ ન થાય શરીરજો. અ૦ ૬
ધારે દશ લક્ષણના ધર્મને, તેને સુપને ના હોય શોકજો,
સદાય જીવતણી સાથે રહે, પૂરણ સુખ આપે પરલોકજો. અ૦ ૭
સત્ય દયા એ સાચો ધર્મછે, જુઠ્ઠ અનીતિનાં બહુ પાપજો;
છોટમ સત્ય સ્વરૂપ રૂદે વસે, કોટિ જન્મ પુણ્ય પરતાપજો. અ૦ ૮

---

રાગ પરજીયો. ગરબી ૧

નીતિ ન તજિયે હો રાજ, સદા લગી નીતિ ન તજિયે. ટેક
નીતિ નારી જે વરે, આપે સુખ અણમાપ.
વરે અનીતિ વેગથી, તેના થાય સમૂળા ઉથાપ. સદાલગી૦ ૧
નીતિવાળા નર તણો, જય બાધે જગ હોય.
અધમ અનીતિ આચરે, કરે ધિક ધિક સર્વે કોય સદાલગી૦ ૨
જડથી જોરાવર ગયા, ખોયું કૈરવે કુલ.
એમ અનીતિ આચરે, તે તો નીશ્ચે થશે નિર્મૂલ સદાલગી૦ ૩
તેતરીસ કોટિ દેવનો, ઈંદ્ર કહાવે રાય
સેવી અહલ્યા તાપસી, તથી સહસ્ર થયાં ભગ કાય. સદાલગી ૪
ચિત્ત ચળ્યું જો ચંદ્રનુ, જોઈ તારાનું તેજ.
ઘરમાં રાખી ગુરૂ ત્રિયા, પછી ક્ષીણ થયો છે એજ સદાલગી ૫
કહ્યુ.કીચકને જુવો, થયો સતીનો શાપ.
સો ભાઈ સાથે બાળિયા, એવું લાગ્યું અનીતિ પાપ. સદાલગી ૬
ચારે જુગમાં ચાલવી, જો જો સર્વે પુરાણ.
વરી અનીતિ જે વિષે, તેનો કાઢયો છે કચરઘાણ. સદાલગી ૭
જુઠાપણુને જુગટું, ચોરી જારી લાંચ,

પાપ રૂપિયા રાજમાં, એવા પ્રબલ સેનાપતિ પાંચ   સદાલગી. ૮
જેવાં વાહલાં આપને, ધન દારા ને દેહ.
તેવાં જાણો સર્વનાં, તમે નીતિ વિચારીને એહ.   સદાલગી ૯
અપરાધી અપરાધથી, લાંચે છૂટો થાય,
તે પાતક જે જે કરે, તે તો લાંચ લેનારાને જાય.   સદાલગી ૧૦
એમ અનીતિ માત્રથી, થાય ધર્મનો લોપ.
કહે છોટમ તે નર તણો, કરે નાશ પ્રભુ કરી કોપ. સદાલગી ૧૧

---

કામણ દીસેછે અલબેલા તારી આંખ્યનાં રે એ રાગનીઠુમરી ૨

જોને આયુષ તારૂં, એળે જાય અભાગિયારે. ટેક.
જગકર્તાર પ્રભુ નવ જાણ્યા, મમત કરી ખોટા મત તાણ્યા,
અંતરમાં અવગુણના અંકુર જાગિયારે, જોને આયુષ તારૂં ૧
શું શીખ્યોને શું તેં સાધ્યું, તારૂં રૂપ તને નવ લાધ્યું;
તત્વ વિચારી તુચ્છ વિષયના ત્યાગિયારે, જોને આયુષ તારૂં. ૨
જપ તપ તીરથ જોતેં કીધું, દુઃખરૂપી સુખ માગી લીધું.
આદિત્ય મુંકી તેં સેવ્યાછે, આગિયારે. જોને આયુષ તારૂં. ૩
દીસે તે ઇશ્વરની માયા, તેમાં કોય ભમે નહિ ડાયા;
છોટમ તે હોય બ્રહ્માનંદના ભાગિયારે. જોને આયુષ તારૂં. ૪

---

સાસ ઉસાસે સમરી, લે તું સરજન હારને રે. જગકર્તારનેરે ટેક.
કૂડ કપટ છલ ખળતા રાખી, ઉંધા તેં ખોઈ ઉમર રાખી;
મુઢ ગયો શું ભૂલી જંમના મારનેરે. સાસ ઉસાસે ૧
ચોરી લાંચ થકી ધન લીધું, દુર્બલ જન દેખી દુઃખ દીધું.
ભરિયા નિશદિન પાપ તણા ભંડારને રે. સાસ ઉસાસે. ૨

નીતિની રીતિ ના જાણી, મુખથી ન વદ્યો મધુરી વાણી;
ખર સરખો થઇને ખેંચ્યો ભવના ભારનેરે. સાસ ઉસાસે. ૩
વેદશાસ્ત્રની ન ગમે વાતો, પર નિંદા સુણવા મન માતો;
એમ અનર્થે ખોયો નર અવતારને રે. સાસ ઉસાસે. ૪
સજ્જનની નવ થાય પરીક્ષા, દંભી જનની લીધી દીક્ષા;
ગુણના અવગુણ સૂઝે અંધ ગમારનેરે, સાસ ઉસાસે. ૫
કહે છોટમ તેને શું કહિયે, મૂરખ આગળ મૌનજ રહિયે;
શઠ સમઝી નથી લેતા સત્ય વિચારને રે. સાસ ઉસાસે. ૬

---

ઠુંમરી ૧

બિરહ ભઇ બાવરી, છાંડી ગયો છોગાલો છેલ;
બનબન ઢુંઢતમે ફિરૂં, મોએ કાંન બતાવે ગેલ. બિરહ. ૧
કોઇ પૂછત મૃગ મોરકું, કોઇ દ્રુમ લતા વન વેલ;
ક્ષણ ક્ષણ વિરહાનલ જરે, દોઉ દગન બહત જલ રેલ. બિરહ. ૨
પ્રીતિ હમારી પ્રાણ પિયાસે, સિર સાટેકો ખેલ.
વિછડે તે તન ના રહે, સો એસો હોત ઉકેલ. બિરહ ૩
ચલત ચલત થકિત ભઇરે, રહયો ન તનમેં મેલ;
છોટમ પ્રભુ તબ પ્રકટિયારે, ભઇ રંગકી રેલ. બિરહ. ૪

---

બંસી બાલેને મેરો મન હરલિયોરે એ રાગ ઠુમરીઓ. ૪

મન તેરો મરમ કોઇ ના લહ્યોરે, કોઇ ત્યાગી બને નહિ રાગસે.
મન. ટેક.
આગે આગે રાગ પિછે પિછે ત્યાગીરે, રાગ ચલે બિન પાગસે.૧
રાગ બિના કોઇ પાગ ન હાલેરે, ચઢયો ન જાવે નાગસે. મન. ૨

રાગ બિના નર મૃતક કહાવેરે, પ્રભુ ન મિલે જપ જાગસે. મન ૩
છોટમ રાગ રસિક જનમાંહિરે, અલખ મિલે અનુરાગસે. મન ૪

---

જન તેરી મૂરખતા ના ગઈરે, ભૂલ્યો ભૂલ્યો ફિરત બેભાનમેં. જન તેરી. ટેક.
આપકું ભૂલ્યો નિજ આપકૂં ભૂલ્યોરે, સમજ્યો નહિ ગુરૂ સાનમે. જન તેરી. ૧
ભૂલે ગુરૂકું પૂછન આવેરે, મંત્ર કહત તેરે કાનમે. જન તેરી. ૨
કાનમે કહ્યો પુનિ આનમે નાયોરે. ઇશાનતાયો અશમાંનમે. જન. ૩
છોટમ સોહું કહત પોકારી, પ્રકટ પ્રભુ એહિ ધ્યાનમે. જન તેરી ૪

---

પ્યારા દેસી મિલે તો દિલકી કહુંરે, મેતો બોલી કહું કહા આનસે. પ્યારા દેસી. ટેક
પરદેસી મેરી બાત ન બુઝેરે, કહા બક મરિયે અજાનસે. પ્યારા દેસી ૧
દેસી હમારા દિલકી જાનેયે, પ્યારા લગે મોએ પ્રાનસે. પ્યારા દેસી ૨
દેસી બિના દિલ દિલગિર મેરોરે; બાત કરૂં કહો કાનસે. પ્યારા ૩
છોટમ જો કોઇ જુગમે પાવેરે, સમજે ગુરૂકી સાનસે. પ્યારા દેસી ૪

---

બંસી બાજી ગગન તો ગરજ રહ્યારે, લાગી લાગી સુરત મેરી ધ્યાનમે. બંસી બા ટેક
ચંદાસૂરજ દોઉ ચલત થિરાંનેરે, મન મોહ્યો પરમ ગુરૂ સાનમે. બંસી ૧
તક તક તીર પતાલકું સાંધ્યો રે, જાય લગ્યો અશમાનમે. બંસી ૨
છોટમ સહજ સ્વરૂપ બ્રહ્મકોરે, પાયો પાયો શુભ ગએહિ સાનમે બં ૩

---

રાગ ઠુમરી ર

પિયાસે પ્રીતિ લગી, મેરી ઓરપર નજર ન જાય. ટેક.

કમલ રવીકી પ્રીતિસે રે, અસ્ત ભયે કુમલાય;
સોળ કળા ઉગે સસી, તોય આપ ન દેખે તાય. પિયા૦ ૧
શુક્તી સ્વાતી બિંદુકું રે, લેત અધરસે ધાય;
સાગર જલ પીવે નહિ, તબ મુકતાફળ હો જાય. પિ૦ ૨
પ્રીતિ ચંદ્ર ચકોરકીરે, દેખે સુરત લગાય;
અમૃત આવે ચચુમેરે, જલતી અગનકું ખાય. પિ૦ ૩
પ્રીતિ બપૈયા મેઘકીરે, ઓર નીર ન ચહાય;
પડયા ભૂમિસો ના પીએરે, ગગન ધાર ગટકાય. પિ૦ ૪
ફણિધરકું પ્રિય મોરલીરે, મૃગ વીણા સુણી ધાય;
આપા દેવે ઓરકું રે, દેહ ગેહ વિસરાય. પિ૦ ૫
પાણી પ્યારા મીનકું રે, વિછુરત છુવડા જાય;
પયમે પીડા ના મિટેરે, સાગર સલિલ સરાય. પિ૦ ૬
મોર ગગન ઘન દેખકેરે, પિઉ પિઉ કરત પોકાર;
દુઃખ ગિને નહી દેહકોરે, ઇચ્છત પર ઉપકાર. પિ૦ ૭
ભ્રમર કમલકી પ્રીતિસેરે, રહત સદા લોભાય;
ચંપાવનકું ના ચહેરે, મહા મકરંદ સરાય. પિ૦ ૮
પિયા પિયા સબકો કહેરે, ગાન તાનમે ગાય;
જિને પાયા અપના પિયા, વાકે નેન બેન પલટાય. પિ૦ ૯
નેનાંસે ન્યારા નહીરે, સાસ ઉસાસ સરાય;
છોટમ સદગુરૂ જો મિલે, સોઇ પિયા દેત દરસાય. પિ૦ ૧૦

---

ફકીરી લે ફિરે કોઇ પિયારે, મિલનકે કાજ. ટેક
સીસ જટા નખ ધારકેરે, અંગ વિભૂતી લગાય;
આસન અચલ દ્રઢાયકેરે, બેઠત ધુણી ધિકાય. ફકી૦ ૧
કોયક મુંડ મુંડાય કેરે, ભગુવા ભેખ બનાય;

નગરીસે ન્યારા રહેરે, ભીખ માગકે ખાય. ફકી૦ ૨
કોયક કેશ ખેંચાયકેરે, કરત ગરમ જલપાન;
એઠા જુઠા સબ ભખેરે, મલિન ફિરે જયું સ્વાન. ફકી૦ ૩
કોયક જંગમ હોયકેરે, ઘર ઘર ઘંટ બજાય;
સેલી સિંગી કોયકું રે, ફિરતા કાન ફરાય. ફકી૦ ૪
દેખા દેખી સબ કરેરે, મન કલ્પિત આચાર;
પિયા દંભસે ના મિલેરે, મિલત મિટ આહાર. ફકી૦ ૫
પ્રભુ આરાધે પ્રેમકેરે, શુદ્ધ કરે મન કાય;
છોટમ દંભ તજે સહીરે, પિયા મિલત હે તાય ફકી૦ ૬

---

ધોળરાગ.

સદ્ગુરૂ સબ્દે જોયું જાગી, મોહ નિદ્રાને ત્યાગીરે;
મોહ નિદ્રાને ત્યાગીરે, ભ્રમણા તો ભાગી સર્વે મનતણીરે. ૧
લોક ત્રયનાં તિમિર ટળિયાં, ઘેન પળાયું જાય;
ઘેન પળાયું જાયરે, શૂન્ય મંડલમાં ઉગ્યો સાચો દિનમણીરે. ૨
સ્થાવર જંગમ થયું સચેતન, પશુ પંખી નરનારીરે;
પશુપંખી નરનારીરે, સન્યાસી સંસારી સમરે હરિહરીરે. ૩
સિદ્ધ બુદ્ધ ને જોગી ભોગી, પંડિત પુરાણીરે,
પંડિત પુરાણીરે, આપઆપણાં સાધન સાધે ફરી ફરીરે. ૪
કાલ નિશાનો ડર નહિ જેને, એવા વિરલા સંતરે;
એવા વિરલા સંતરે, આદ્ય મધ્યને અંતે એકજ આતમારે. ૫
છોટમ એમ વરણવે વાણી, કૃષ્ણ કૃપાએ જાણીરે;
કૃષ્ણકૃપાએ જાણીરે, શબ્દ તણી સમસ્યા એ નાવે વાતમાંરે. ૫

---

હરિનો મારગછે શૂરાનો નહિં કાયરનું કામજોને એ રાગનાં ઘોળ ૮

ભરમે ભૂલ્યા, તે નર ભટકે, ઠરી ન બેઠા, ઠામે જોને;
મન વાણીનું, મૂળ વિચારે, તે પૂરણપદ, પામે જોને. ૧
પૂરણ કેરો, પ્રભા ન ત્રૂટે, અગણિત અંડ રચાય જોને;
જેમ બીજથી, વૃક્ષ બનેછે, એ અદ્ભુત મહિમાય જોને. ૨
અણુને આદે, અખિલ જીવના, સરજે સગળા, ઘાટ જોને;
એવા કર્તા, ને ઓળખાવે, ગુરૂ કરવા તે, માટે જોને. ૩
એ પદના જે, હોય અજાણ્યા, તેથી ન સરે, કામ જોને;
વૈદ ઓષધી, જો નવ જાણે, ક્યમ કરશે, આરામ જોને. ૪
ઓષધ કેરૂં, નામ સમરતાં, જનનાં દુખ ના, જાય જોને;
હોય સજીવન, મૂળી સાચી, તે ખાવે સુખ, થાય જોને. ૫
એમ વિચારી, તત્વ ઓલખો, સદગુરૂ કરજો સાચા જોને;
ઢુંગી દેખી, જો ધુતાશો, તેથી રહેશો, કાચા જોને. ૬
કાચા રહિને, કુકરમ કરશો, જાશો જમને, હાથે જોને;
કંઠીવાળા, ઠારે રહેશે, કોય ન આવે, સાથે જોને. ૭
જ્ઞાની ગુરૂને, શરણે રહિને, કરજો તત્વ વિચાર જોને;
છોટમ સરજત, હાર ભજીને, સુખથી પામો, પાર જોને. ૮

---

સત્ય નહી તે, ધર્મજ શાંનો, દયા વિના શું, દાન જોને;
મન વશ નહિ તે, તપ પણ શાંનું, શીલ વિના શું, સ્નાન જોને. ૧
ભાવ વિના તે, ભકતી શાની, ભક્તિ વિના શું, જ્ઞાન જોને;
પ્રીતિ હોય તો, પડદો શાનો, ધર્મ વિના શું, ધ્યાન જોને. ૨
સદગુણ નહિ તે, સાધુ શાંનો, તૃષ્ણા ત્યાં શો, ત્યાગ જોને;
જ્ઞાન વિના તે, શુર જન શાંનો, કંઠ વિના શો, રાગ જોને. ૩
શ્રાં[illegible] રહી તે, અનુભવ શાનો, સાચો ન મળે, શોધ જોને;

ધર્મ બ્રહ્મની, કથા ન જાણે, તેને શાંનો, બોધ જોને. ૪
પ્રતાપ નહિ તે, પ્રભુતા શાંની, સિદ્ધિ વિના શો, સિદ્ધ જોને;
દૈવત નહિ તે, દેવજ શાંનો, રાંકપણે શી, રિદ્ધિ જોને. ૫
વિનય વિના, તે વિદ્યા શાંની, દાન વિના શો, દામ જોને;
નીર વિના તે, નવાણ શાનું, ધણી વિના શું ધામ જોને. ૬
કહ્યું કવે ને, કર્વજન શાનો, શૌર્ય વિના શો, શુરો જોને;
સાચ જુઠનો, કરે નિવેડો, તે તો પંડિત, પૂરો જોને. ૭
સર્વ ગામિની, સતી ન કહિયે, લક્ષ્ય વિનાશી, ટેક જોને;
સાચ જૂઠની, કિમ્મત ન કરે, છળમાં પડિયા, છેક જોને. ૮
સાચા પ્રભુને, જે નવ શોધે, તે નર કહિયે કાચા જોને;
કહે છોટમ, નિર્દ્ધાર કરીને, વેદ તણી એ, વાચા જોને. ૯

---

સૂરજનો ગુણ, શ્રેષ્ઠ સકળથી, ગ્રહે તે જ્ઞાની, જંન જોને;
સાર સકલ રસ, ખેંચી લેઇને, પોષ્યે કરી, પર્જન્ય જોને. ૧
જ્ઞાની ગુણ, સર્વેના લેઇને, વિમલો કરે, વિચાર જોને;
વાણી દ્વારાએ વળિ વરસે, સુખ પામે સંસાર જોને. ૨
મેઘ થકી તો, ઉગી નિકળે, અવનીના અંકુર જોને;
વાણી સુણતાં, જિજ્ઞાસુની, બુદ્ધિનું, હોય જોર જોને. ૩
તરૂવર કેરા, મધુર ફળોથી, ભાગે સહુની, ભૂખ જોને;
બુદ્ધીના ધર્માદિક ફળથી, આપે અક્ષય, સુખ જોને. ૪
સૂરજથી તો, શીત ન વ્યાપે, ઉઘડે સહુનાં, નેણ જોને;
જ્ઞાન થકી તો, ભવભય ભાગે, બોલે ઉત્તમ, વેણ જોને. ૫
અર્ક થકી, અંધારૂં નાસે, ભાસે સારા,સાર જોને;
જ્ઞાને પાતક, નાશે પાસે, પામે ભવનો, પાર જોને. ૬
સૂરજ સાક્ષી, રૂપે રહે છે, નભ માંહે નિર્દ્ધાર જોને;

છોટમ જ્ઞાની, સોહં રૂપે, રહે પરાની, પાર જોને. ૭

---

ઓ અપરાધી, પામર પ્રાણી, આવડો શો, અહંકાર જોને;
જોને તારે જન્મ મરણનો, માથે મોટો, માર જોને. ૧
અડરથકો શું, કરે અનીતી, અઘટિત કર્મ, અઘોર જોને;
ભુવન પતીની, ન ધરે ભીતી, ચાલે અવળો, ચોર જોને. ૨
અંતર માંહે, ભરી અવિદ્યા, ભુંડી દૃષ્ટે, ભાળે જોને;
નારાયણનું નુર સર્વમાં, તે નજરે ના, ન્યાળે જોને. ૩
પરનિંદા પર,પંચ કરીને, પામર સહુને, પીડે જોને;
કૂડ કપટને, છળ નવ છુટે, અધમ અધરતું, હિંડે જોને. ૪
ધર્મ તણો તો, મર્મ ન જાણે, પૂજે છે, પાખંડ જોને;
દુર્ગુણ તારા, દિલથી ન છુટે, જડશે જમના, દંડ જોને. ૫
જેણે સગળું, જગત રચ્યું છે, તે પ્રભુને નવ, પ્રીછે જોને;
અન્ય જીવને, દુઃખ ઊપજાવી, આપે સુખને, ઇચ્છે જોને. ૬
વેદ તણી, મરજાદા મૂકી, મત ખેંચેછે, મૂઢ જોને;
ઉપરથી તો રહે ઉજળા, ઘણા ઘાતકી ઘુડ જોને. ૭
જો જાણે તો, જાણી લેજે, સાચે રાચે, શામ જોને;
છોટમના, સ્વામીને સમરે, સરશે સઘળાં કામ જોને. ૮

---

અનિરૂધજીની ઘોડલી, એ રાગનાં ઘોળ ૯.

જેણે પકડયો છે નીતીનો પંથ, સદા સુખ તેહને;
ગુણ ગાય ઘણા ઘણા ગ્રંથ, આપે જસ એહને. ટેક.
સોળ કળાએ શોભતોરે, જેવો પૂનમનો ચંદ;
શીતલકારી સર્વનેરે, આપે અખિલ જીવોને આનંદ. સદા૦ ૧
આંખ્યમાં અમૃત ભરયું રે, દીસે પરમ દયાળ;

પરઉપકારી પૂરૂષનીરે, વાધે સગળે કીર્ત્તિ વિશાળ. સદા૦ ૨
ભકિત મૂકિતની જુકિત જાણે, વળી જાણે પરમ વિવેક;
વિમળ વચન ઉચ્ચારતાંરે, ટાળે દુર્ગુણ દોષ અનેક. સદા૦ ૩
નરનારી કે નરપતીરે, નીતી નિપૂણ જે હોય;
અમર કીરત્તી એહનીરે, જેજેકાર કરે સહુ કોય. સદા૦ ૪
કૃપા ઘણી કર્તારનીરે, જેના ઉપર હોય;
નીતી નિવાજે તેહેનેરે, તેને પાપ ન પરશે કોય. સદા૦ ૫
સકળ તરૂમાં શોભતુંરે, ચંદનનું તરૂ સાર;
નીતિ વાળા નર તે સમારે, તેનો સફળ ધર્યો અવતાર. સદા૦ ૬
આલોકે જસે ઉજળોરે, પરલોકે મળે માન;
નીતિવાળા નરને સદારે; ભેટે ભાવ ધરી ભગવાન. સદા૦ ૭
નીતિ હોય નરને વિષેરે, તેમાં જ્ઞાન નિવાસ;
જન છોટમ તેને રૂદેરે, ભાસે પૂરણ બ્રહ્મ પ્રકાશ. સદા૦ ૮

---

હેતે સમરી લે સરજન હાર, ભમે શીદ ભૂલ્યમાં;
સૂખ સપના સમુ નિરધાર, ફોગટ જોઇ ફુલ્યમાં. ટેક
ક્ષણિક ખેલ ખરેખરોરે, જોતાં જોતાં જાય;
મરણ મહાબળવંતછેરે, દૃષ્ટ માત્ર અદ્રષ્ટ થાય. ભમે૦ ૧
એ વેળાની આપદારે, જોતાં ઉપજે ત્રાસ;
આથાં કોણ આવી શકેરે, એક પ્રભુ વિના તારો પાસ. ભમે૦ ૨
સુત દારા કે સંતતીરે, કશુ ન આવે કામ;
પરવશ પડશો પ્રાણીયારે, મૂકી જાશો ધરા ધન ધામ. ભમે૦ ૩
જોમન ધનના જોરમાંરે, અનીતિ ન કરે લગાર;
ઢીલાં તે ઢોલ વાગશેરે, પછી છેક થશે તન છાર. ભમે૦ ૪
કાલકરાલના વેગમાંરે, જોને અહરનિશ જાય;

અગણિત જન તન ઉપજેરે, ક્ષણ ક્ષણમાં સકલને ખાય. ભમે૦ ૫
હોય તારા હાથમાં રે, જ્યાં સુધી સહુ સાજ;
ત્યાં સુધી આળસ પરહરી રે, કાંઈ કરિ લેને ઉત્તમ કાજ. ભમે૦ ૬
આશા અંધારાં ઉલેચતાં રે, સુખે ન સુતો જંન;
કોટિક જુગ વીતી ગયા રે, તોય ભેટ્યા નહી ભગવંત. ભમે૦ ૭
આચારજ કરૂણા કરે રે, આપે શુદ્ધ વિચાર;
જન છોટમ પ્રભૂને ભજી રે, તેતો સુખથી પામે ભવપાર. ભમે૦ ૮

---

જેજે અખિલ જગત કરતાર, અખંડ બ્રહ્મની આરતી;
જસ બોલેછે નિગમ અપાર, ભણે વળી ભારતી. ટેક.
મોટો મહિમા વિશ્વમાં રે, સૃજન શકતીવંત;
અજર અમર અછેદ છેરે, ભય ભંજન શ્રીભગવંત. અખંડ૦ ૧
શીતલ કોટિક સોમથીરે, કોટિક ભાનુ પ્રકાશ;
અગણિત અજ હરિહર થકી રે, કરે ઉદભવ પાલન નાશ. અખં૦ ૨
કોટિક તીરથોના થકી રે, પાવન પરમ સુજાણ;
ગુણનિધિ કોટિ ગણેશથીરે, મહા મંગલ ગુણની ખાણ. અખં ૩
કામધેનું અનંતથી રે, પૂરે સકલ મન કામ;
પોષક કોટી પર્જન્યથી રે, સુખદાયક ગુણ અભિરામ. અખંડ૦ ૪
દ્દઢ બહુ ધરણી ધર થકીરે, અંડ અખિલ ધરનાર;
ગંભીર સાગર કોટિથીરે, નભ કોટિથી આપ અપાર. અખંડ૦ ૫
ક્ષમા અગણિત ક્ષિતી થકીરે, મારૂતથી બળવંત;
દુસ્તર કોટિક કાળથીરે, અતિ અકલિત રૂપ અનંત. અખંડ૦ ૬
ઉપમા રહિત અનંત ઇશ્વર, આતુર જીવ નિવાસ;
જન છોટમ એવા પ્રભૂરે, જેને નામે છુટે ભવપાશ. અખંડ૦ ૭

---

મને મળિયા શ્રીગુરૂજી કૃપાલ, અલખ લક્ષ આપીઓ;
જેણે દરસાવી દીન દયાળ, અમર કરી થાપીઓ. ટેક.
સાધકને જયમ સિદ્ધ આંજે, અંજન ખુટી કોય;
તે એક આસન પર રહ્યારે, સહુ સ્ટ્ષ્ટીનું કૌતુક જોય. અલખ૦ ૧
વૃક્ષ રહ્યું જેમ બીજમાંરે, એમ કારજ કારણ માંય;
કર્ત્તા અલગો સર્વથી રે. ત્યાંથી જાય ન આવે કાંય. અલખ૦ ૨
જે પદ દુર્લભ દેવનેરે, શિવ સનકાદિક ધ્યાય;
સદગુરૂ શબ્દ વિચારતાંરે, જે પરોક્ષ તે પ્રત્યક્ષ જણાય. અલખ૦૩
દૂરનું સર્વ નજીક ભાસે, દુરબિન નળિકા જંત્ર;
અખિલ જગત એક તત્વમાંરે, એવો સદગુરૂનો મહામંત્ર. અલખ૦ ૪
પંચ પરાની પારનોરે સમજે કોય સુજાણ;
જડ દરશી જાણે નહીરે, જે પકડી રહ્યું કોણ પ્રાણ. અલખ ૫
જપ તપ જોગ ઉપાસતાંરે, આત્મા તો ન જણાય;
છોટમ નિજ જાગૃત વિનારે, સહુ સ્વપ્ન સમાન ગણાય. અલખ ૬

---

સાચા સદગુરૂ કહિયે સોય, જાગૃત કરે જંતને;
સહુ તત્વોથી પાડીને ભિન્ન, કહે ભગવતને. ટેક.
નિદ્રા અવિદ્યા પંચ પર્વા, એ ઘેન માયાનું ઘોર;
શોક મોહ સુપનાં ઘણાંરે, તેમાં ભોગવે કષ્ટ કઠોર. જાગૃત. ૧
ગુરૂનું જ્ઞાન વિચારે મનમાં, સમજી થાય સચેત;
આત્મા સૂઝે આપણોરે, વાધે પરમાતમ શું હેત. જાગૃત. ૨
ગુણાતીત ગુણમાં દેખાડે, ઇંદુ જયમ જળ માંય;
પૂર્ણ પદને પ્રીછવેરે, નહિ દિવસને રજની જાંય. જાગૃત ૩
સ્થુળ સૂક્ષ્મને કારણ કહિયે, મહા કારણ જે દેહ;
તત્વ ગણાવે તેહનાંરે, રજ માત્ર ન રાખે સંદેહ. જાગૃત ૪

જાગ્રત સ્વપ્ન સસોપતીરે, તુર્યાવસ્થા થાય;
સ્થાન માન તેના લહેરે, તેથી સાક્ષી અલગ જણાય. જાગૃત ૫
દેવ સકલ રહે દેહમાં તેનો, જેજે ઠામે વાસ;
કારજ કારણ પ્રીછવેરે, કરી તત્વોનો અકલ તપાસ. જાગૃત ૬
પરાપશ્યતી મધ્યમાંરે, વૈખરી ઉપજે વાણ;
અક્ષર બાવન એહમાંરે, તેની જુગતે બતાવે જાણ. જાગૃત ૭
અજપા જ્યાંથી ઉપજેરે, જ્યાંથી ઉઠે મન;
તત્વમસિ પદ તે સદારે, અર્થે જાણી લહે ચિદઘન. જાગૃત ૮
નિજ આત્માને ઓળખીરે, લહે જગ કરતાર;
છોટમ સાચા ગુરૂ મળેરે, તેનો સુફળ થાય અવતાર. જા૦ ૯

---

નવ અંતર થાય ઉજેલ, જ્ઞાની સદ્ગુરૂ વિના.
ખોટા જાણે નહીં ભવ ખેલ, ન થાય ઉપાસના. ટેક
સાડા ત્રણ મણ સૂત્ર ગુંથાયું, તેનો હાથ ન લીધો તાર;
શું કરે બુદ્ધિ બાપડીરે, જેના ઘટમાં ઘણો અંધકાર. જ્ઞાની૦ ૧
તે અંધારાં ઉલેચતાંરે, બીજા અનેક ઉપાય;
અનુભવ અર્ક ઉગ્યા વિનારે, કોઈ કાળે તે અળગું નથાય. જ્ઞાની૦ ૨
ક્યાં થકી જીવ આવિઓરે, પિંડ મધ્યે ક્યાં વાસ;
પિંડ પડયા પછી ક્યાં જશેરે, તેનો કોયે ન કીધો તપાસ. જ્ઞાની ૩
એમ વિચાર વિના ગયારે, ઘણા ઘસતા હાથ;
સદગુરૂ લક્ષ લહ્યા વિનારે, કેમ મળશે ત્રિભુવનનાથ. જ્ઞાની ૪
તૃષા ન જાયે તોય વિન ભુખ, ભોજન વિન નવ જાય;
ગુરૂ વિના હરી નવ મળેરે, જો કરીએ કોટી ઉપાય. જ્ઞાની ૫
થોડા માંહી ઘણું કહ્યું પણ, કોય ન બેસે ઘાટ;
છોટમ સજ્જન સમજશેરે, ભમે દુરજન બારે વાટ. જ્ઞાની ૬

---

જેને ઉગ્યોછે અનુભવ અર્ક, એવા કોઈ અનુભવી;
તમ રૂપી શમ્યાછે વિતર્ક, કથન શું [illegible] કવી. ટેક.
અનુભવ અર્ક ઉદે હવો તે, જાણે સારાસાર;
સર્વે તત્વ તપાસતાં, જેને ઉપજયોછે વિમળ વિચાર. એવા ૧
ન્યુન્યાધિક તે ન્યાય કેછે, નિંદે નહિ લવલેશ;
તત્વ ગણાવે ત્રિલોકનાંરે, એવો અનુભવિયાંનો દેશ. એવા ૨
શબ્દ ઉચારે શહજમાં, તેની સાક્ષી પુરે ગ્રંથ;
પરમેશ્વરને પામવારે, પોતે પ્રકટ બતાવે પંથ. એવા ૩
સ્વારથ તેનો એટલોરે, મુમૂક્ષુ મોક્ષે જાય;
અધમ અવિદ્યા નિવારવારે, ઘણા ગ્રંથ કરી ગુણ ગાય. એવા ૪
પૂર્ણ પૂણ્ય હોય પાછલાં, બહુ જપ તપ [illegible] ને ધન;
અનુભવી જન એને મળેરે, આપે [illegible] અલૌકિક જ્ઞાન. એવા ૫
બધે લોચન સર્વનેરે, સુરીને અભિનુ એ [illegible]
ધારમીક દશ લોચનોરે, અનુભવિને તો [illegible] એવા ૬
ધર્મ દ્રગ વિન આંધળા તે વેશ [illegible]
શબ્દ ન પરખે સંતનારે, તેને જયમ જાણે તેમ [illegible] એવા ૭
ઇશ્વરનું આપ્યું બધુંને, આપ કે [illegible]કાર;
છોટમ એવા પુરૂષનારે, ધન્ય [illegible] અવતાર. એવા

પદ ૧૫

અં[illegible] ધની દ્રષ્ટી તે [illegible]છે, નિજ [illegible] પૂર્ણ કરી છે;
શરર ૨ સં ધીમાં [illegible] અટકી [illegible] કાપનારે. ૧
અટકણુ તે અજ્ઞાન [illegible], [illegible] તે શુક નાળિકાને ન્યાય;
પિંડ પાંજરામાં પડતો જાય તો, એવો માયાના જાળમાંરે. ૨
આ [illegible] અહંગ મૂલી થયો એવો [illegible] શરીર સંગે જડ જેવો;

કરતા પ્રભુને ન જાણે જે કેવો, તો ફરતો ચોગશી ચઉટડરે. ૩
કાળ કૃષી જીવ બીજ કહાવે, ચારે ખાણમાં લઈને વાવે;
પરમ ગુરૂવિન કોણ છોડાવે, જે પ્રગ[illegible] [illegible]નું નાવ [illegible]રે. ૪
અશા વિશેષ કરચા કર્તાએ, તે સહુ જીવ નાગ ગુરૂ [illegible];
એક એકથી અધિક કહેવાય તો, અનુ[illegible] [illegible] તે અનુભવીરે. ૫
એ બેને તો કહ્યા છેરે એવા, જવાલા [illegible] હોય જેવા;
વિષય વિલાસમાં બુઝે છે તેવા તો, જવાલા [illegible] ઠહુ [illegible]રે. ૬
પરમ ભક્ત મોટા જુગમાંહી, વિષય વિલાસમાં બુઝે નાંહી;
મહા જવાલા સમ અનુભવ જયાંહી તો, જ[illegible] [illegible]રે. ૭
અનુભવ ઉગ્ર અખંડિતજવાલા, સર્વ ભખે [illegible]ળા;
જીવ અનંતને તારવા વાળા તો, પ્રકટ ગુ[illegible]રે. ૮
તેને સરણ જશે જન જયારે, અંશની પીડા [illegible] ત્યારે;
નિજ કર્તા દરસે તે વારે તો, તન મને સેવા તેહનેરે. ૯
આવરણ ટાળી અભયપદ આપે, અંશને અંસીમાંહે લેઈ થાપે;
કોટિ જન્મનાં બંધન કાપે તો, જો ખપ હોયે જેહનેરે. ૧૦
અનુભવી અનુભવ નેત્ર ઉઘાડે, ઘોર અજ્ઞાન નિદ્રાથી જગાડે;
દિવ્ય દિવાકર પ્રકટ દેખાડે તો; અભિનવું સુખ આપે ઘણું રે. ૧૧
તે ગુરૂની સાથે લહે લાગે, સ્વસ્વરૂપ જાગૃત થઇ જાગે;
જન છોટમ ભવનો ભય ભાગે તો, બંધન છુટે તે તણુંરે. ૧૨

---

કંકુ છાંટી કંકોતરી મોકલી, એ રાગનાં ધોળ. ૩
જીરે શું રે ઉંઘેછે અજ્ઞાનમાં, આવો અવસર એળે જાય;
વળતી તે શું થાય, જાગી જોને જીવડા. ૧ ટેક.
જીરે જોબન તારૂં રેશી જતું, કાળા ફીટશી સઘળા કેશ, વરૂવો થાશો
વેશ. જા. ૨

જીરે દંતનો અંત જો આવશી, ઢીલાં વાગસે તન કેરાં ઢોળ, બો
લાશી અર્ધા બોલ. જા. ૩
જીરે આંખ્યનું તેજ ઓછું થશી, કર્મે કાને પડે જોને ધાક, બોલાવે
દેઈ હાક. જા. ૪
જીરે હાથ હેઠે દેઈ ઉઠશો, એમ કરતાં તે પગ અકડાય, ઝડપ ન
ઉઠાય. જા. ૫
જીરે જોર જરાનુંરે જોઈ લ્યો, જાતો રેશી જવાનીનો રંગ, કરે
કટિ ભંગ. જા. ૬
જીરે એવી વેળાનીરે આપદા, ત્રાહિ ત્રાહિ ભુવનના નાથ, ઝાલે કો
ણ હાથ. જા. ૭
જીરે તેરે વેળાએ સગાં તાહરાં, રેશી ક્યાંથી પાસે દિન રાત્ય, જ
ર્જર થશી જાત્ય જા. ૮
જીરે તારો તમાસો તેવે સમે, કરશી વનિતા સહિત ઉપહાસ, ન
વે પુત્ર પાસ. જા. ૯
જીરે એવે સમે તારા અંગનો, કેવો પાલશો શૌચઆચાર, વિવેક
વિચાર. જા. ૧૦
જીરે તે સમે સાધન શું થશી, નહિ કહેવાય શામ કે રામ, ન લેવા
ય નામ. જા. ૧૧
જીરે એવું વિચારીને આજથી, પાણી પેહેલી બાંધી લેને પાળ, સુ
ધર્મ સંભાળ. જા. ૧૨
જીરે સત સંગ સારોને સત્કથા, તેથી સમજી લે તત્વ વિચાર, જ
ગકર્તાર. જા. ૧૩
જીરે કુડકપટ છળછાંડિએ, પરનિંદા પ્રપંચ ને દ્રોહ, માયામદમોહ.જા.
જીરે નાસ્તિક ભાવ ન રાખવો, ભજો એક ખરો ભગવાન, સુષ્ટિ
અનુમાન. જા. ૧૫

કારીગર વિના કારજ ન નીપજે, સોની વિના નવ હોય સોના ઘા
ટ, વણકર વિના પાટ. જા. ૧૬
જીરે જગત કરેલું જગદીશનું, એમ નિશ્ચે જાણો નિર્ધાર, છે સ
રજનહાર. જા. ૧૭
જીરે એવા પ્રભુજીને આશરે, રહિયે રાખીને વિશ્વાસ, થાયે દુખ
નાશ. જા. ૧૮
જીરે ભક્તિ તે સાચા ભાવથી, કરિયે મૂકીને મનના વિકાર, તારે
સંસાર. જા. ૧૯
ભજ છોટમ પૂરણ બ્રહ્મને, એની ભક્તિનો અધિક પ્રતાપ, કરે ધુ
ના માપ. જા. ૨૦

---

જીરે સંસાર સાગર જાણવો, એમાં મોહ માયા બહુ નીર, છે
શોક સમીર. ઉધારી લે આતમા. ૧ ટેક
જીરે તૃષ્ણા તરંગો અતીઘણા, બહુ સંકલ્પ લહરી કલોલ, હરખ-
ના હિલોલ. ઉ. ૨
જીરે ભ્રાંતી રૂપી ભમરા વળે, બહુ વાસના બુદ બુદા થાય, ફુલ્યા
ફુટી જાય. ઉ. ૩
ફોકટ ઈચ્છા તે ફીણ વળે ઘણાં, વિષ જાણિયે વિષય વિકાર, ઈ
ર્ષા રૂપી ખાર. ઉ. ૪
જલ જંતુ દીસે બહુ જાતના, મદમાન આદે મહા મછ, કામાદિક
કછ. ઉ. ૫
ઘણા ગર્વરૂપી બહુ ગ્રાહ છે, લોભઆદે તિમિંગિલ ત્યાંય, મળે પલમાંય
ઉ. ૬
પ્રભુ પરમ કૃપા લુએ પ્રીત્યથી, દીધો તુજને રૂડો નરદેહ, તરવા ભવ
તેહ ઉ. ૭

અતિ દુર્લભછે સહુ દેવને, સહુ સુકૃત સાધન ધામ, કરવા શુભ કામ. ઉ. ૮
નરદેહ અનોપમ નાવછે, જેને સદગુરૂછે કર્ણધાર, કરે ભવ પાર. ઉ ૯
સુધો વાયુ કૃપા શ્રી હરિ તણી. સદા જનની કરેછે સહાય, ત્રિભુ
વન રાય. ઉ. ૧૦
એવો સંજોગ પામી સંસારમાં, બોલે નરદેહ રૂપિયું નાવ, ફરી
નાવે દાવ. ઉ. ૧૧
એવા આતમ ઘાતી અભાગીયા, નવ રાખે હરી સાથે હેત, તે અધ
મ અચેત. ઉ. ૧૨
ચિત વૃતી સુકાન સંભાળીએ, ધ્રુવ તારો તે બ્રહ્મનું ધ્યાન, લહી
ગુરૂ જ્ઞાન. ઉ. ૧૩
કહે છોટમ આપ ઉદ્ધારીએ, રાખી પ્રભુમાં નિરંતર લક્ષ, તજી
સહુ પક્ષ. ૧૪

---

જીરે સાર ભલું છે સંસારમાં, હોય નીતી નિપુણ નર નાર, સુત
ત્વ વિચાર, જીવક ધન તેહનું ૧
સત્યશીલ ક્ષમા ગુણ શોભતા, દયા દાન વિચાર વિવેક, ધર્મ દ્રઢ
ટેક. જીવક. ૨
સદ વિદ્યા કળા ગુણ ચાતુરી, ઉગ્ર અનુભવ આતમ લક્ષ, તજી સ
હુ પક્ષ. જી૦ ૩
ગુરૂ ભકતીને સજ્જન સંગતી, સદશાસ્ત્રને જોગ અભ્યાસ, આનં
દ નિવાસ. જી. ૪
સ્થૂળ સૂક્ષ્મ કારણ પરહરી, મહાકારણ ઉપર આપ, પરસે નહિ
પાપ. જીવ૦ ૫
જેણે લક્ષ્ય લહ્યો ઓંકારનો, નહિ અક્ષર બિંદુ ત્યાંય, વિભુ પદ
માંય. જીવ૦ ૬

જન ભાગ્ય ભાગી એવા જગતમાં, તેતો જાણો હરી તણા હંસ, ઇ
શ્વર તણા અંશ. જીવ૦ ૭
જગ જંગમ તીરથ જાણવા, તેને મળતાં મનનો મલ જાય, કરે શુ
ધ કાય. જીવ૦ ૮
વસે ભક્તી ભાગીરથી જેહમાં, ભલી જમનાં તે ભગવત ધર્મ, સમેત
સુકર્મ. જીવ૦ ૯
બ્રહ્મ તનયા તે બ્રહ્મ વિચારણા, વસે વેણી તે પરમ વિજ્ઞાન, નિર
તર ધ્યાન. જીવ૦ ૧૦
મહા ભાગ્યે એવા જન જો મળે, ટાળે તન મન કેરા વિકાર, તા
રે સંસાર. જીવ૦ ૧૧
કહે છોટમ એવા સુજાણનું, જાણો જગતમાં જીવ્યું પ્રમાણ, કરે
કલ્યાણ. જીવ૦ ૧૨

---

એક રાગનાં ધોળ ૪

જીવ તણી જડતા ટળે સત સંગથી, હોય પૂરણ પ્રેમનું પાત્ર, સા
ચા સતસંગથી.
સદગુણ સગળા આવશે સતસંગથી,. મટે મન થકી દુર્ગુણ માત્ર.
સાચા૦ ૧
અંતર ચક્ષુ ઉઘડે સતસંગથી, સુજે તે થકી સાર અસાર, સાચા૦
સ્થુલ સૂક્ષ્મ માયા તજે સત સંગથી, જાણે આપ પરાની પાર. સાચા૦ ૨
તત્વ મસિપદ તે લહે સંત સંગથી, જાણે જીવ બ્રહ્મનો ભેદ; સાચા૦
પુરૂષોતમ પ્રભુ પામીએ સતસંગથી, જેનું રૂપ વખાણે વેદ. સાચા૦ ૩
ભ્રાંતી વેમ હોય વેગળા સતસંગથી, ઉર ઊપજે બોધ અગાધ; સાચા૦
કલેશ ટળે સહુ કર્મના સતસંગથી, મોહ માયા કરે નહિ બાધ. સાચા૦ ૪
પાપ તાપ સહુ વામિએ સતસંગથી, મેહ માનસ રોગ અપાર. સાચા૦

આઠે પોહોર આનંદમાં સતસંગથી, હરીસાથે રહે એકતાર સાચા૦ ૫
હેતે મળે હરિજનને સતસંગથી, કોટિ જન્મના પુન્ય પ્રતાપ;સાચા૦
દોષ કોશ તેના બળે સતસંગથી, જપે ચૈતન બ્રહ્મનો જાપ.સાચા૦ ૬
જન્મ મરણ ભય ટાળિયે સતસંગથી, તેને ન્યુન રહે નહિ ક્યાં;સાચા૦
છોટમ મહાપદ પામિયે સતસંગથી, મળે ચૈતન સાગર માંય.સાચા૦ ૭

---

સાર જડે સદગ્રંથનો સતસંગમાં જગત તું રૂપ જણાય, ઊલટ ધરી અંગમાં;
પાર જડે સહુ પંથનો સતસંગમાં, એક ઇશ્વર નિશ્ચય થાય. ઉ૦ ૧
તોલ જડે સહુ તત્વનો સતસંગમાં, ભાસે સ્થાવર જંગમ ભેદ; ઉલટ૦
લક્ષ લહે ચેતનનો સતસંગમાં, સાચો સમજાએ સૂક્ષ્મ વેદ. ઉ૦ ૨
સ્થુલ સૂક્ષ્મ દેહ જાણિયે સતસંગમાં, પછી કારણ દેહ જણાય ઉ૦
મહાકારણ માયા લહે સતસંગમાં, પ્રભુ પરમ કારણ પરખાય. ઉ. ૩
પરાપશ્યંતીને મધ્યમા સતસંગમાં, હોય વૈખરી વાણી વિલાસ. ઉ૦
અખિલ ભુવનનો આતમા સતસંગમાં, પોતે જાણે પોતાની પાસ ઉ ૪
આચારજ કરૂણા કરે સતસંગમાં, પછી દરસાવે દિવ્ય સ્વરૂપ. ઊલટ.
છોટમ સુખ પામે ઘણું સતસંગમાં, વાધે અનુભવ પરમ અનુપ. ઉ૦ ૫

---

વૈરાટરૂપી વૃક્ષ છે, મન પંખીઆ, એનાં દશ વિધે ફેલ્યાં ડાળ; જોને મન પંખીઆ.
ડાળે ડાળે તું ભમે મન પંખીઆ, નથી મૂળતણી સંભાળ. જોને૦ ૧
મોહનો માળો તેં કરયો મન પંખીઆ,આવી વળગી અવિદ્યા વેલ્ય.જો.
કાળ પારધી આવશે મન પંખીઆ, તારો ખોટો થશે સહુ ખેલજો. ૨
ઉડ ઉડ ચિદ આકાશમાં મન પંખીઆ,જિહાં કાળ તણું નહિ જોર.જો.
જો પડશો ભવ પાશમાં મન પંખીઆ, લેશે લુંટી મદાદિક ચોર. જો ૩

ચેતી શકે તો ચેતજે મન પંખીઆ, કરી હરિ ગુરૂ સાથે હેત. જો૦
છોટમનો પ્રભુ જે ભજે મન પંખીઆ, તેને તારે કુટુંબ સમેત. જો. ૪

---

કાયા છે તારી કારમી જોને જીવડા, અરે એનો તે શો ઈતબાર; જા
ગી જોને જીવડા.
વાયુનો જેવો વંટોળિયો જોને જીવડા, ઘુમે ઘડી એક ગગનમોઝાર;
જાગી. ૧
અભ્ર ઘટા અતી શોભતી જોને જીવડા, એવો આયુષનો નિરધાર.જા૦
વેગ કરી સરિતા વહે જોને જીવડા, તેને વેરાતાં નહિ લાગે વાર.જાગી૨
ફોકટ સુખ સંસારનું જોને જીવડા, જેવો ઈંદ્ર ધનુષનો રંગ, જા૦
દામ દારાને દીકરા જોને જીવડા,અંતે કો નહિ આવે સંગ.જાગી.૩
શામણાની સર્વે સાહબી જોને જીવડા, જાગી જોતાં જણાશે ફોક.૦
ઈંદ્ર જાલ્ય સહુ ઈશની જોને જીવડા, મિથ્યા માનજે ચૌદે લોક.જા૦૪
મારી મારૂં શું કરી મરે, જોને જીવડા, નથી કાંઈજ તારે હાથ.
અંતકાળે જશો એકલા જોને જીવડા, એક ધર્મજ આવશે સાથ.જા.૫
પાસે રહે પરલોકમાં જોને જીવડા, તેની સાથે કરીલોની પ્રીત્ય; જા.
છોટમ ભગવતને ભજો જોને જીવડા, હોય જગતમાં સગળે જીત્ય.જા.૬

---

પ્રભાતરાગ. ૧

મોહ નિશા ગઈ સદગુરૂ મળતાં, સમજણ સૂરજ ભાશ્યોરે.
વિધવિધ વર્ણ વિહંગમ બોલ્યા, પૂર્ણાનંદ પ્રકાશ્યોરે. મોહ. ૧
દેવતણાં સહુ દ્વાર ઉઘડિયાં, અનહદ ડંકા વાગ્યારે.
દુર્ગુણ ચોર છપાયા દોદિશ, સદગુણ સજ્જન જાગ્યારે. મોહ. ૨
બોધ કમલ ખીલ્યાં બહુ રંગે, કલિમલ કુમુદ મિચાયાંરે.
શીલ સંતોષ ક્ષમાદિક જાગ્યાં, જ્ઞાનગંગમાં ન્હાયાંરે. મોહ. ૩

પૂર્ણ પ્રકાશ સૂર્યનો પેખી, ગર્વ હિમાચલ ગળિયોરે.
છોટમ અનુભવ આંખ્ય ઉઘાડી, મહાપ્રભુજીને મળિયોરે. મોહ. ૪

---

## પ્રભાતરાગ વેલાવલ

ઓ જીવ બ્રહ્મ ઉપાસના, તજવી નહિ તારે;
બ્રહ્મ ઉપાસન જે તજે; તેને કોણ ઉગારે, ઓ જીવ બ્રહ્મ. ૧
જેનો પ્રકાશ પડયા થકી, જન બોલે છે વાણી.
બોલ્યામાં જે નથી આવતો, તેને બ્રહ્મ લો જાણી, ઓ જીવ બ્રહ્મ૦ ૨
નાવે જે મનના વિચારમાં, જે વડે મન વિચારે.
બ્રહ્મ તેને તું જાણજે, એણે અનુસારે. ઓ૦જીવ ૩
નેત્ર જુવે સહુ રૂપને, જેની સત્તા પામી.
નેત્રે જોયો નથી તે જતો, એવો અંતરજામી. ઓ૦જીવ. ૪
શ્રવણ સુણે જેનાવડે, શબ્દ જેટલા આવે.
શ્રવણ તેને સુણી ના શકે, તેને બ્રહ્મ કહાવે. ઓ૦જીવ. ૫
શ્વાસ લેતો નથી પ્રાણથી, અવિનાશી એવો.
શ્વાસ લેવાય છે જે વડે, બ્રહ્મ જાણોને તેવો. ઓ૦જીવ. ૬
સરજેલી વસ્તુ જેટલી, નામ રૂપ વિજાતી.
તેનું ઉપાસન પરહરી, ભજો બ્રહ્મ સજાતી. ઓ૦જીવ. ૭
વિજાતીમાં વિકારછે, તે માટે તજિયે.
છોટમ નિર્મલ બ્રહ્મછે, તેને ભાવે ભજિયે. ઓ૦જીવ. ૮

---

## બાર માસ (રાગ સીતાજીના મહિનાનો)

જોને કારતકે અદભુત કામ, દીસે કરતા તણાં;
જેણે વ્યોમમાં અંડ તમામ, રચી રાખ્યાં ઘણાં;
દીસે સઘળાં ગોળાકાર, પાર નહિં તે તણો;

ધરી રાખ્યાં વિશ્વાધાર, જેવો નિમ જેહનો. ૧
હેરી જોતાં હેરિયામાંહિ, જેવા કણ રજતણાં;
રૂડા રંગ જણાએ ત્યાંહિ, ફરે ફરતા ઘણા;
એમ અંડ અપાર અતોલ, પોલમાં પરવરે;
એક એકમાં રચના અપાર, રચીછે ઇશ્વરે. ૨
કરી માગશરે મંડાણ, રચી રૂડી મેદિની;
એતો પ્રત્યક્ષ છે પરમાણ, ભરેલી ભેદની;
જેમાં સરિતા સાગર વૃક્ષ, ગિરિવરછે ઘણા;
જૂદી જીવ જાતિ બહુ લક્ષ, રચ્યા દેહ તે તણા. ૩
જુદા ખંડ દ્વિપોને દેશ, વેશ સહુ જૂજવા;
વાણી બોલે વિચિત્ર વિશેષ, અક્ષર લખે અવનવા;
ચાલે ચેતન થઇ નર નારી, ચર્મના પૂતળાં;
કરે પુરૂષ પ્રકૃતિ વિહાર, રહે ભેળાં ભળ્યાં. ૪
પોસ માસે પોષણ કાજ, રચ્યો પર્જન્યને;
કીધો સૃષ્ટિનો સગળો સાજ, રચ્યાં બહુ વન્યને;
કીધાં કારણ રૂપી તત્વ, મૂળ સહુ દેહના;
ભૂત ઇંદ્રિય દેવ મહત્વ, તનૂ બને તેહના. ૫
સહુ કારજનો કર્તાર, વસે આકાશમાં;
જેની શકિત અનંત અપાર, પ્રસારી પ્રકાશમાં;
જને પાડયાં જૂજવા નામ, કામ જોઇ તે તણાં;
કોએ કલ્પ્યાં જુદાં ધાંમ, વિચિત્ર વદે ઘણાં. ૬
માઘ માસે મોટો ખેલ, ભલો પરબ્રહ્મનો;
નથી જીવને કાંઈ હેલ, બંધછે કર્મનો;
વદે ન્યાય વિશેષી વાદ, તર્ક કરતાં કહે;
ચાર તત્વ છે આદિ અનાદિ, પરમ અણુ તે રહે. ૭

પૃથ્વી જલ પાવક વાત, અણુ એ અવ્યક્ત છે;
તેનો જોગ કરી સાક્ષાત, રચેલું વ્યક્ત છે.
જયારે પરમાણુ વેરાય, સૃષ્ટિ લય થાયછે;
જગ કર્ત્તા કહેછે ન્યાય, અરૂપી સદાયછે. ૮
જુવો ફાગણ ખેલે ફાગ, પુરૂષ પ્રકૃતિ મળી;
અન્યો અન્ય ઘણો અનુરાગ, શકે કોણ તે કળી.
જડ ચોવિસ તત્વ અનેક, અજાથી ઊપજે;
રહે પુરૂષ અકર્ત્તા એક, આપે કાંઈ ના સૃજે. ૯
એવું સાંખ્યતણુ સિધાંત, શાંત થાય શોધતાં;
ગુરૂ ગમથી ભાંગે ભ્રાંતિ, બુધ્ધિને બોધતાં.
ફૂલ્યો ફાગ ફના થઇ જાય, અરૂપી અજા રહે;
રમે જુગ જુગ જુગલ સદાય, જાણે તે જન લહે. ૧૦
ચૈત્ર માસે માણસ ચિત્ત, ભમે સુખ કારણે;
જને કરવી જોગની રીત્ય, રહેવા દૃઢ ધારણે.
જયરે સાધે આઠે અંગ, રંગ રૂડો રહે;
છુટે મનથી માયા સંગ, દોષ સગળા દહે. ૧૧
કહી પાતાં જલમાં પેર, પ્રાણને સાધવા;
લહે બ્રહ્માનંદની લહેર, અલખ આરાધવા.
સારો સોહં સોહં થાય, જાપ જગદીશનો;
એ છે મલવાનોજ ઉપાય, માયાના અધીશનો. ૧૨
વર્ષશાખે વેદ વિભાગ, વ્યાસ મુનિયેં કર્યો;
ધર્મ બ્રહ્મ મીમાંસા વિભાગ, સૂત્ર રચી ત્યાં ધર્યો.
જૈમનિપર આણી પ્રીતિ, આપી શ્રુતિ કર્મની;
એણે બાંધીછે સુંદર રીતિ, વેદના ધર્મની. ૧૩
કહે કર્મ કરો સહુ કેય, એજ ફળ આપશે;

શુભ કર્મે સદા સુખ હોય, સ્વર્ગમાં થાપશે.
ભણો વેદના વાકય સદાય, ધર્મ દ્રઢતા ધરી;
સારાં તે થકી સુકૃત થાય, મીમાંસાએ કરી. ૧૪
જેઠ માસે પદારથ જેહ, વ્યકત ને અવ્યકતમાં;
જન જાણી થયા છે વિદેહ, ભલા લખ્યા ભકતમાં.
અજ અવ્યય અક્ષર એક, વખાણે વેદમાં;
તેણે સરજ્યાં ઇચ્છાથી અનેક, ભલાં દીસે ભેદમાં. ૧૫
તેને જાણે તો બંધન જાય બ્રહ્મમય થાય છે;
નવ જાણે ધરે બહુ કાય. દુખી અથડાય છે.
એવી વેદાંતે કહી વાત, સંત જાણે સાહી;
થાય વેત્તા જગત વિખ્યાત, શ્રુતિ યુકિત લહી. ૧૬
આરાાડે અનુરાગ, ઇશમાં જે ધરે;
અન્ય માંહિ કરે નહિ રાગ, દોષને પરહરે.
પ્રભુ પ્રેમ વડે વશ થાય, સમજ એ સારછે:
વિભુ ભકિત કરે દુખ જાય, ધન્ય અવતાર છે. ૧૭
જ્ઞાન યોગ અને વૈરાગ, ભકિતનાં અંગ છે;
ધરે એજ વડે અનુરાગ, તેહને રંગ છે.
એવું ભકિત મીમાંસા માંહિ, સાધન કહે છે સરે;
નથી કલેશ એમાં વલિ કાંય, એથી જન ઉધરે. ૧૮
શ્રાવણે સાધન અન્ય, કરો શા કારણે;
પ્રભુ ધ્યાન ધરે તે ધન્ય, ધરી મન ધારણે.
કોટિ પુણ્યનો હોય પ્રતાપ, સંત સંગ પામિયે;
ટલે તન મન કેરા તાપ, જન્મ દુખ વામિયે. ૧૯
જન તે સુધરે છે સોય, સંત જેને મળે;
જેમ તરૂવર પામે તોય, તેથી ફુલે ફળે.

જેના તનુમાં તાપ ભરાય, સુસંગતિ ના ગમે;
જેમ જડથી જવાસો જોય, વૃષ્ટા રતુને સમે. ૨૦
ભાદરવે ભમિયા જેહ, નાસ્તિક નર તે થયા,
ફરી કુતરક ઝાઝા જેહ, પાપે પ્રલયે ગયા.
કહે કોઇ નથી કર્તાર, ઇશ જે આપણો;
રહ્યુ સાહજ થયો સંસાર, સ્વાભાવિક એ ભણે. ૨૧
કરે પાપ અતીશય ગુઢ, શુન્ય સગળું ગણે;
એવા મંદ અભાગી મૂઢ, વાત જાઠી વણે.
પશુ પામર પ્રાણી થાય, સત્ય નથી શોધતા;
કરી નિંદા નરકે જાય, બીજાને બોધતા. ૨૨
આસોએ શકિત અનંત, ભલો ભગવંત છે;
દિવ્ય રૂપ દયા ગુણવંત, સદા એ શાંત છે.
જેની ઇચ્છાએ વિશ્વ રચાય, સહાય તે સર્વને;
પેહેલી ઉપજાવી છે માય, સરવ તેથી બને. ૨૩
જેને કોઇએ કલ્યો નવ જાય, ગાય અનુમાનથી;
જેને જેવો નિશ્ચય થાય, ધારે તે ધ્યાનથી.
વિશ્વંભરનો વિશ્વાસ, જેના ઉરમાં હરી;
કહે છોટમ તેની પાસ, પ્રભુ પરગટ થશે. ૨૪
પુરૂષોતમ કેરો પ્રકાશ, રહ્યો સગળે ભરી;
જ્યોત રૂપે એ અવિનાશ, અમર સહુની પરી.
વિશ્વંભર કેરો વાસ, રહ્યો મારા ઉરમાં;
ગાય ગુણમય મારે માસ, પ્રેમના પુરમાં. ૨૫
જે શીખે સુણે ને ગાય, ઉલટ અંગે ધરી;
તેને અભિનવો આનંદ થાય, હેતે પામે હરી.
વેદ શાસ્તર કેરો વિલાસ, સાર શ્રુતિયો તણો;

બારે માસમાં કર્યો પ્રકાશ, બ્રહ્મ જય જય ભણો. ૨૬.

---

એક રાગના માસ ૧૨.

કારતકે કાયામાં ઠાણછેરે, જેને શોધીને સાંખ્ય;
દિવ્ય દ્રષ્ટિયે દરસશે, આપે જો ગુરૂ આંખ્ય, હો મન મૂળવિચારને. ૧
બિજ બિંદુ માંહિ બાંધિયોરે, સહુ સૃષ્ટીનો સંચ;
ધન્ય ધન્ય કરતાર તું, કીછે કેય પ્રપંચ. હો મન મૂળ વિચારને. ૨
બીજમાં રચના વૃક્ષનીરે, વૃક્ષથી બીજ થાય;
બિંદુથી ઉત્તમ તનુ બને, તનુમાં તે રચાય. હો મન મૂળ વિચારને. ૩
અદ્ભુત ખેલ એવો કર્યોરે, કળી જાણે ન કોય;
છોટમ શ્રુતિ ગુરૂ ગમ મળે, સમજે જન સોય. હો મન મૂળ વિચારને. ૪
માગશરે મહા મંગળ નિધિરે, સચ્ચિદાનંદ રૂપ;
તે કર્તા સહુ સૃષ્ટીનો ભવ, તારણ ભૂપ. હો મન મૂળ વિચારને. ૫
ઉપજાવે ઇચ્છા થકીરે, બ્રહ્માંડ અપાર;
અવનવી રચના નિહાળતાં, જન પામે ન પાર. હો મન મૂળ વિચારને. ૬
સ્વેદજ ઉદભિજ અંડજે, જરાયુજ તણા જંત;
ચોરાશી લક્ષ દેહનાં, બીમાં કરિયાં અનંત. હો મન મૂળવિચારને. ૭
સહુથી માનવ શ્રેષ્ટ છેરે, કરે ધર્મ વિચાર;
છોટમ બ્રહ્મને જો ભજે, સુધરે અવતાર. હો મન મૂળ વિચારને. ૮
પોસે પીછો પરબ્રહ્મનેરે, સરવાતીત સોય;
એક અખંડિત દેશછે, બીજું નહી કોય. હો મન મૂળ વિચારને. ૯
ભૂપ સરવ બ્રહ્માંડનોરે, ઇશ કેરોછે ઇશ;
દેવ તણો એ દેવછે, સઘળાંને શીશ. હો મન મૂળ વિચારને. ૧૦
નયન વિના નિરખે સહુરે, સુણેછે વિન કાન;
કામ કરે સાધન વિના, સમરથ ભગવાન. હો મન મૂળ વિચારને. ૧૧

પલમાં સકલ પેદા કરેરે, કરે પલમાંહિ નાશ;
કહે છોટમએ એકલો, નિત્ય અવિનાશ. હો મન મૂળ વિચારને. ૧૨
માધે મહા પ્રભુ ઓળખોરે, મહા વાકયના જાણ;
નેતિ નેતિ કરતાં રહે, તેછે બ્રહ્મ સુજાણ. હો મન મૂળ૦ ૧૩
ઉપનિષદોમાં એ કહ્યુંરે, માયાતીત મહેશ;
મંગલ ગુણ ગણનો નિધી, ગુણાતીત ગુણેશ. હો મન મુળ૦ ૧૪
અધિક જનોને તારવારે, વિભુ બોલ્યાછે વેદ;
ધર્મ બ્રહ્મ બેહુ ભાગના, ભલા ભાખ્યાછે ભેદ. હો મન મુળ૦ ૧૫
ધર્મ ચર એવી આજ્ઞા રે, ઈશે કીધીછે એક;
કહે છોટમ તે પાળતાં; પાપ જાય અનેક. હો મન મુળ૦ ૧૬
ફાગણે તે ફરી બોલિયારે, દયા રાખી દેવ;
માત પિતાને માનજો, સારી કરજો સેવ. હો મન મુળ૦ ૧૭
આલિંગન પરદારનુંરે, કરશો નહિ કોય;
પ્રેમે પરણજો પ્રેમદા, પ્રજા ઉપજાવા સોય. હો મન મુળ૦ ૧૮
પરધનને હરવું નહિરે, સારો કરવો ઉદ્યોગ;
ધંધો કરે ધન જે મળે, કરવો ઉપભોગ. હો મન મુળ૦ ૧૯
જીવ હિંસા કરવી નહિરે, તજવું મધુપાન;
કહે છોટમ કરૂણા કરી, બોલ્યા શ્રીભગવાન. હો મન મુળ૦ ૨૦
ચત્ર ચતુર પ્રભુ બોલિયારે, સારૂ કરવા સોય;
સારૂં ફળ તે પામશે, ખોટું ખોટાનું હોય. હો મન મુળ૦ ૨૧
ધર્મ એવો પ્રભુ દઢ કહીરે, બોલ્યા બ્રહ્મનું જ્ઞાન;
શ્રવણ મનન ને ધ્યાનથી, મળે શ્રીભગવાન. હો મન મુળ૦ ૨૨
જગ કર્તાને જાણવારે, જવું સદ્ગુરૂ પાસ;
અર્થ કરી તે વેદનો, કરે બ્રહ્મ પ્રકાશ. હો મન મુળ૦ ૨૩
જગકર્ત્તાને જાણીનેરે, ભક્તિ કરશે જેહ;

છોટમ બ્રહ્મ પ્રતાપથી, તરશે નર તેહ. હો મન મુળ૦ ૨૪
વૈશાખે જોતાં વેદમાંરે, કારણ ઓંકાર;
પરા પશ્યંતીને મધ્યમા, વૈખારીનો ઉચાર. હો મન મુળ૦ ૨૫
ઉપજેછે ઓંકારથીરે, ચાર વાણીના ભેદ;
ઓંકારને કપિલે કહ્યો, સાચો સૂક્ષ્મ વેદ. હો મન મુળ૦ ૨૬
બાવન અક્ષર બોલનારે, ઓંકારથી થાય;
જોગ જુગતિથી જાણવો, એ તણો મહિમાય. હો મન મુળ૦ ૨૭
પ્રણવવાચક પરબ્રહ્મનોરે, દ્વૈતવાચક નામ;
છોટમ જે નર જાણશે, જાશે બ્રહ્મને ધામ. હો મન મુળ૦ ૨૮
જેઠ જણીને જીભ્યાવિનારે, જપે પ્રણવનો જાપ;
પ્રલય કરે પલ એકમાં, કોટિ જન્મનાં પાપ. હો મન મુળ૦ ૨૯
અનેક તીરથ ફળ તેહનેરે, કોટિ યજ્ઞ ને દાન;
કોટિક દેવપૂજાવળે, કરે બ્રહ્મનું ધ્યાન. હો મન મુળ૦ ૩૦
બ્રહ્માનંદ વાધે ભલોરે, જડતા ટળી જાય;
પુણ્ય પ્રકટ થાએ ઘણું, થાય દેવ સહાય. હો મન મુળ૦ ૩૧
સંશય સહુ સમજે શમેરે, પ્રકટે બહુ જ્ઞાન;
જન છોટમ ધન્ય તેહને; મળે મોટું રે માન. હો મન મુળ૦ ૩૨
આશાડે ઇશ્વર એકછેરે, જીવ તેનો છે અંશ;
પરમ પિતા પ્રભુ વિશ્વનો, વિશ્વ તેનો છે વંશ. હો મન મુળ૦ ૩૩
બ્રહ્મ ન જાણે હૃદયમાંરે, તેથી બંધન થાય;
ચોરાશી લક્ષ તનુ ધરે, જમને ઘર જાય. હો મન મુળ૦ ૩૪
જો જાણે જગદીશનેરે, છુટે બંધન છેક;
બ્રહ્મ ભજન કરતાં વધે, સારો તત્વ વિવેક. હો મન મુળ૦ ૩૫
ઈશ ઉપાસન જે કરેરે, નિષ્પાપી જંન;
છોટમ તે ઉધરે સહી, જેનું નિર્મળ મંન. હો મન મુળ૦ ૩૬

શ્રાવણે સાધન સાધતાંરે, કીટ ભમરાને ન્યાય;
ધ્યાન ધરે જન બ્રહ્મનું, અંત્યે બ્રહ્મજ થાય. હો મન મુળ૦ ૩૭
વેદમાંહે સાચું વર્ણવ્યુંરે, ભલું બ્રહ્મનું જ્ઞાન;
શાસ્ત્રવિષે મહા મુનિજને, કરયું તેનું વખાણ. હો મન મુળ૦ ૩૮
ખટશાસ્તર ખટદર્શનોરે, કહેછે વેદનો સાર;
કપિલ પતંજલી બોલિયા, યોગ કેરો વિચાર. હો મન મુળ૦ ૩૯
ઈશ્વરને જાણ્યા વિનારે, પડીયોછે વિજોગ;
છોટમ સદગુરૂ જ્ઞાનથી, પામે બ્રહ્મનો જોગ. હો મન મુળ૦ ૪૦
ભાદરવે ભવ તારવારે, શ્રુતિ તર્ક રસાળ;
કણુ ભક્ષણ ગૌતમમુની, બેઉ બોલ્યા કૃપાળ. હો મન મુળ૦ ૪૧
જડથી જૂદો જીવછેરે, જૂદો જીવથી ઈશ;
જીવ લહે શુદ્ધ ભાવથી, તો મળે જગદીશ. હો મન મુળ૦ ૪૨
જૈમિનિ મુનિ ને વ્યાસજીરે, વિધિ હરિઅવતાર;
નિગમમીમાંસા કરી કહ્યો, કર્મ બ્રહ્મ વિચાર, હો મન મૂળ.૪૩
કર્મે પાતક પરજળેરે, જ્ઞાને મોક્ષજ થાય.
છોટમ એ ખટદર્શનો, કહેછે પ્રભુમહિમાય. હો મન મૂળ૦ ૪૪
આસોએ નાસ્તિક જન થયારે, જગતીમાં જેહ;
વેદ શાસ્ત્ર નિંદાકરી, ખોટું બોલ્યાછે તેહ. હો મન મૂળ.૪૫
તે પાખંડી જાણવારે, એવા પંથ અનેક.
સુણતાં કુતર્કો તેહના, ટળે નરના ટેક. હો મન મૂળ. ૪૬
માટે ન સુણશો માનવોરે, પાખંડીનો બોધ;
વેદ વિચાર કરીકરી, કરો ઈશનો શોધ; હો મન મૂળ. ૪૭
ઈશ અનાદી દેવછેરે, શિવ ગુણનો નિધાન;
કહે છોટમ તેને ભજો, આપે સુખ ભગવાન. હો મન મૂળ. ૪૮

---

સોળ તિથિયો. રાગ સીતાજીના મહિનાનો.

અમાંમે પુરૂષ અલેખ, વાસ આકાશજે.
જેની શક્તિ અનંત અપાર, સ્વયં પરકાશજે.
જેની ઇચ્છાનો ખેલ અગાધ, અંડ બહુ ઉપજે.
એક કલ્પનો બાંધી નેમ, સૃષ્ટિ સગળી સૃજે.
વણુબીજે રચી બહુ ભાત, નારીને નર તણી.
લખી ચોરાશી લખ જાત, જોતાં દીસે ઘણી.
રચ્યાં સ્થિર ચર અગણિત રૂપ, પ્રથમ તો ઇચ્છાવડે.
પછી બીજે બીજાં ભરાય, કરવું કાંઇ ના પાડે. ૧
પછી પડવે બનાવ્યાં બીજ, એકેકાના અંગમાં.
તેથી વાધતી ચાલી વંશ, નારી નર સંગમાં,
રજ વિરજનો રચિયો વિભાગ, જંગમ કેરી જાતમાં.
જલ અવનિથી ઊગે અંકોર, સ્થાવર કેરી ભાતમાં.
એનું ડાપણ જોતાં અગાધ, અતીશે ચાતુરી.
એવો અખિલ જગત કર્તાર, સમરથ છે શ્રીહરિ. ૨
બીજે બોલે કરી સિદ્ધાંત, ઇચ્છા તે અજાકરી.
એતો રજ તમ સત્વ સ્વરૂપ, ત્રિગુણ રૂપે હવી.
સહુ સૃષ્ટિનું કારણ એક, કારજ કહું તેહનાં.
થયાં ચોવીશ તત્વ પ્રમાણ, નામ કહું એહનાં.
નભ મારૂત તેજ ને તોય, પછી પ્રકટી ધરા.
ગુણ શબ્દ સ્પર્શને રૂપ, રસ ગંધ છે ખરા.
એ તામસનો પરિવાર, ઇંદ્રિય દશ રજતણી.
થયા સત્વથકી દશ દેવ, દશે ઇંદ્રિના ધણી. ૩
ત્રીજે તનની માંય, અંતઃકરણ ચાર છે.
મન બુદ્ધિ ચિત્ત અહંકાર, સર્વ થકી સારછે.

એ ચોવીશ તત્વનું અંડ, નામ તો વિરાટ છે.
એમાં અગણિત પ્રાણિના પિંડ, જૂદા જૂદા ઘાટછે.
એતો ચોવીશ તત્વ સ્વરૂપ, પ્રકૃતિ કહેવાય છે.
રહ્યા પુરૂષ પરાની પાર, પોષણ તેથી થાયછે.
એવો પિંડ બ્રહ્માંડનો ઠાઠ, જથારથ જાણિયે.
એક પુરૂષોત્તમનો આધાર, પ્રકટ પરમાણિયે. ૪
ચોથે તો ચારે વેદ, જેના જશ વરણવે.
ગુણગાય શારદા ને શેષ, કવિ સગળા કવે.
એનો મહિમા અનંત અપાર, ઈશ્વરતા અતિ ઘણી.
તેનો કોય ન પામે પાર, મોટમ બહુ તે તણી.
એનાં અદભુત સગળાં કામ, કોને કયમ આવડે.
જેણે સરજ્યો સગળો સાજ, એક કલ્પના વડે. ૫
પાંચમે પ્રાણીના પિંડ, પ્રથમ પ્રભુએ કર્યા.
જેને આવે જે અનુકૂલ, તેવા ગુણ ત્યાં ભર્યા.
સહુ સરજ્યો ઘટતો સંબંધ, ઘટિત પરમાણ છે.
વળી ઘટતો બાંધ્યો નિયમ, એવો એ સુજાણ છે.
જુવો જલચર રહે જલમાંય, લેછે તે શ્વાસને.
કરે જલમાં આહાર વિહાર, પામે અવકાશને.
પશુ પંખી વિચિત્ર પ્રકાર, આહાર છે જૂજવા.
આપ્યાં સર્વેને હથિયાર, રક્ષણ તનનું થવા. ૬
છઠે છતો જગદીશ, કારજથી કળાય છે,
જેણે સરજ્યા અનઘને અર્ક, મેઘ જલ પાય છે.
એનું અણુએ ન અટકે કામ, સરખો સગળે રહે.
જે અલ્પમતીના અજાણ, મહિમા તે શું લહે.
એતો ઈશ રહી સર્વત્ર, સહાય કરે સદા.

જેની સઘળે સરખી જાણ, ભૂલે નહિ એકદા.
જોતાં દીસે જંત અલેખ, લેખ પોતે લહે.
કરે ઉદ્દભવ પાલન નાશ, અજાણ્યું ના રહે.
સાતમે સાચો વિચાર, જેના ઉરમાં થશે.
ભાવે ભજશે સરજનહાર, ભૂલે ન ભમે કશી.
ગ્રહો સત્ય તણી સમશેર, ધર્મ એ ધર તણો.
કરો જૂઠ તણું બળ જેર, થશો જય તો ઘણો.
જેણે જાણ્યું જથારથ સત્ય, તે તો જગ જીતિયા.
તેને કરવાનું ન રહ્યું કાંય, સકલ ભય વીતિયા.
જયારે સત્ય આગુવો હોય, ભૂલો તે ના પડે.
પ્રભુ પામવા કેરો પંથ, જરૂર તેને જડે. ૮
આઠમે ઉત્તમ ઠામ, પામે તે પ્રાણિયો.
જેણે સત્યા નિત્ય વિવેક, હૃદયમાં આણિયો
જયારે જાય અનીતિ માત્ર, પાત્ર હોય પ્રેમનું.
ચિત્ત ચેતનમાં એકતાર, રહે નિત્ય જેમનું.
પ્રભુ આજ્ઞાએ વરતે આપ, પાપ સહુ પરહરે.
જપે જગતપતીનો જાપ, સુખે ભવ જલ તરે.
જાણી શિરપર સરજનહાર, દંભ ન કરે કશો
એક અખિલ જગત કરતાર, જેના ઉરમાં વશો. ૯
નામે સોહં નામ, અખિલમાં એક છે.
બીજાં લક્ષ્યનાં દેવા નિશાન, ઠેલાં અનેક છે.
જે હરદમ નામ હમેશ, નિમિષ ના વીસરે.
એ તો ઉત્તમ ભકિતનો દેશ, માનો સહુથી સરે.
જે નામે નામી પ્રત્યક્ષ, લક્ષણ વડે થાય છે.
બીજાં કલ્પિત નામે કરોડ, વરસ વહિ જાય છે.

લાગે નામની સાથે નેહ, દેહ થકી ભિન્ન છે.
ભળે ચઇતન સાગર માંય, જેનું મન મીન છે. ૧૦
ઉ. મે દશમું દ્વાર, ઉઘાડે, જોગિયા.
પીએ અમ્રત રસની ધાર, બ્રહ્મ સુખ ભોગિયા.
જાય જતન વિના સહુ જોગ, ભોગમાં મન ભમે.
એમ જુગ જુગ વીતી જાય, બ્રહ્મ ન મળે કયપે.
જો પ્રકટે વિશેષ વિરાગ, રાગ કાંઈ ના રહે.
હોય ઈશ્વરશું અનુરાગ, જોગ તેને કહે.
જેને પૂરા મળે ગુરૂદેવ, સેવ તેની સજે.
તેને કિંચિત કાય કલેશ, કરવો ન પડે રજે. ૧૧
એકાદશી એનું નામ, સ્વામિ સનમુખ રહે
મન ઈંદ્રિયો પામે વિરામ, દોષ સગળા દહે.
કરે અમર ફળનો આહાર, ઉત્તમ વ્રત આચરે.
તજે કુકરમ કોટિ વિકાર, સંત સંગ તે કરે.
સુણે સરસ કથા શુભ કાન, ધ્યાન હરિનું ધરે.
તેથી મુકિત પામે નર નારી, ફરી નહિ અવતરે.
આવે એક દશા ઉર માંય, અવરને ના ભજે.
તે તો પાપ ભજે નહિ કાંય, તુચ્છ દુર્ગુણ તજે. ૧૨
બારશે બાહર ચિત્ત, જયારે જનનું ભમે.
દેખો કર્ત્તાનાં અદભૂત કામ, ઘણું મનમાં ગમે.
અહો ધન્ય કરણી કરતાર, અજબ ગતિ તાહરી.
તારો કયમ કરી પામું પાર, અલ્પમતિ માહરી.
જોતાં સ્થિર ચર જાતિની માંય, અગાધતા છે ઘણી.
એક એકથી અગણિત થાય, ઈચ્છાએ રહે બણી.
તારો અદૃષ્ટ ખેલ અલક્ષ્ય, નાસ્તિક નર શું લહે.

સહુ સહજ બને સંસાર, અધમ એવું કહે. ૧૩
નર તે રસ જાણે કોય, હોય જન હરિ તણા.
બીજા કાલ માયાના કીટ, ભમે ભવમાં ઘણા.
ખુવે અવસર ઓળે અચેત, રેત તેના મુખમાં.
ધિક જેણે ખોયો નર દેહ, સંસારી સુખમાં.
ઘડી લાખેણી ખુવે ગમાર, ભૂલી ભગવંતને.
કહે સંત કરીને પોકાર, ખબર નથી જંતને.
કોઇ ચેતે ચતુરસુજાણ, બાણ જેને વાગશે.
પ્રભુ પામવા તલસે પ્રાણ, જરૂર તે તો જાગશે. ૧૪
જે ચઉદશે સેવે ચરણ, ગુરૂ ગોવિંદના.
કરે ભાવ ધરી ભરપૂર, વિનય બહુ વંદનાં.
હોય સાચ સદગુરૂ દેવ, જગાડે જીવને.
ટાળે તન મન કેરા વિકાર, દેખાડે શિવને.
જે પૂજે આળ પંપાળ, કાળથી ન ઊગરે.
નર બેસે પથરને નાવ, સાગર તે કયમ તરે.
જે ભવ જલ તરવા ચાય, સાય સાચા ધર્મને
નિત્ય હેતે ઈશ ગુણ ગાય, તજે ખોટાં કર્મને. ૧૫
એ પુન્યમે પૂરણ બ્રહ્મ, જીવની પાસ છે,
જુવે જીવનાં સગળાં કર્મ, આકાશે વાસ છે,
જેને જેવો અંતરનો ભાવ, તેને તેવો ફળે.
ધરી ભાવથી વિવિધ સ્વરૂપ, મોહન જનને મળે.
સુણી સોળ તિથિનો સાર, જે કો ઉરમાં ધરે.
તેને પ્રકટે શુદ્ધ વિચાર, સંશય સગળા હરે.
જે દઢ પાળી નિજ ધર્મ, બ્રહ્મને જાણશે
કહે છોટમ તે જન નિત્ય, બ્રહ્મ સુખ માણશે

ઢાળ તિથિયો. પડવેની પડ પ્રીત, ગત મત ભૂલીરે. એ રાગ.
પ્રથમ નમું પરબ્રહ્મ, આદિ અનાદિરે;
જેણે ભાખ્યો વૈદિક ધર્મ, વદે બ્રહ્માદિરે.
તેમાંથી તત્વ વિચાર, થોડો આણીરે,
કહુ તિથિયો માંહે સાર; શ્રોતા જાણીરે. ૧
અમાસે આકાશ, વત અવિનાશીરે;
છે ચઇતન રૂપ પ્રકાશ, શુન્ય નિવાસીરે;
જેને રૂપ રંગ નહિ દેશ, નિર્ગુણ નામીરે;
જે સાંખ્ય તત્વથી શેષ, રહે સહુ સ્વામીરે. ૨
પડવે તે પ્રભુ એક, ઇચ્છા શક્તીરે;
કરી તેથી તત્વ અનેક, કેરી જુક્તીરે;
જડ ઇચ્છાથી ચોવીશ, તત્વ ઉપાવ્યાંરે;
ચેતન જીવો પચીસ, માં નિપજાવ્યાંરે. ૩
બીજે સરજ્યું મહતત્વ, ઇચ્છામાંથીરે;
વળતી સરજી બહુ સત્વ, અહંકૃતિ ત્યાંથીરે;
છે ત્રય ગુણમય અહંકાર, તત્વો તેથીરે;
નિપજેલી દીસે સાર, સૃષ્ટિ એથીરે. ૪
ત્રીજે ત્રયગુણ વિસ્તાર, કહિયે કેવોરે;
એમ અન્યોન્ય અપાર, ઉપજે એવોરે;
હવે તામસથી પંચતત્વ, માત્રા મળતીરે;
એમ થયાં તત્વ તે ભિન્ન, પ્રભુથી વરતીરે. ૫
ચોથે તે નભથી ચાર, વાયુને અગ્નિરે;
જળ પૃથ્વીનો વિસ્તાર, ધારણ જગનીરે;
એમાં શબ્દ સ્પર્શ રસ રૂપ, ગંધ કહાવેરે;
તે અન્યોન્ય અનુસ્યુત, મધ્ય રહાવેરે. ૬

છે પાંચ તણા બહુ પીંડ, સગળે પેખોરે;
એ અનુમાને બ્રહ્માંડ, તત્વ વીશેખોરે;
હવે રાજસથી દસવીધ, ઈંદ્રિય કહાવેરે;
ત્યાં દશો દેવ પરસિદ્ધ, વાસ રહાવેરે. ૭
છઠે મુખ કર ને પાદ, ગુદ ઉપથાનોરે;
એ કર્મેંદ્રિય સમાજ, કર્મનાં સ્થાનોરે;
જે કાન ત્વચા ને નેન, જિવ્હા ઘ્રાણોરે;
એ જ્ઞાનેંદ્રિયનું સેન, પંચ પ્રમાણોરે. ૮
સાતમે જે સત્વ, ગુણછે મોટોરે;
તેથી મન થયું મહતત્વ, ખેલ ન ખોટોરે;
એ ત્રયગુણમય અહંકાર, કવિયો કહેછેરે;
બહુ મળી ચોવીસે સાર, સંત વદેછેરે. ૯
આઠમે આ ઠાઠ, ચૌદે લોકેરે;
જે નિર્મ્યોછે એ નાટ, કર્તા કોકે રે;
એમાં સ્થુળ સૂક્ષ્મ જે દેહ, કારણ કહિયેરે;
મહાકારણ ચોથો જેહ, ગુરૂથી લહિયેરે. ૧૦
નામે નિરંજનરાય, દરસે જ્યારેરે;
એ દેહ સકલ સમુદાય, શોધે ત્યારેરે;
મન ઈદ્રિયના જે દેવ, વસિયા વાસેરે;
તે કરે સર્વદા સેવ, પ્રભુની પાસેરે. ૧૧
દશમે ઈચ્છા કહી જેહ, ચિત્ત સ્વરૂપીરે;
તેનો છે વિષ્ણુ દેવ, ચેતન રૂપીરે;
જે મહતત્વ કહેવાય, બુદ્ધિ સ્વરૂપીરે,
અધિપતિ તેનો ગુરૂરાય, જ્ઞાન સ્વરૂપીરે. ૧૨
એકાદશે અહંકાર, દેવ શિવ તેનોરે;

મનતણો નિશાકર સાર, દેવછે એનોરે;
વાણીનો વન્હીદેવ, મઘવા હાથેરે;
પદસ્વામી વાસુદેવ, મિત્ર ગુદસાથેરે. ૧૩
બારશો ઉપસ્થનો નાથ, બ્રહ્મા ભણિયારે;
બે કાન તણો પતિ સાથ, દિગપતિ ગણિયોરે,
વાયુત્વચનો પ્રતિપાળ, નેત્રનો ભાનુરે;
રસના ઇંદ્રિય પ્રતિપાળ, જલપતિ માનુરે. ૧૪
તેરશો નાકનો નાથ, અશ્વિન કહિયેરે;
એમ ચૌદ ઇંદ્રિ પતિ સાથ, દેવો લહિયેરે;
જે તન મધ્યે છે તાર, પ્રણુવ તે આપેરે;
તે પીએ પોરસ સાર, નખ શિખ વ્યાપેરે. ૧૫
ચૌદશો મંત્રનો બાપ, સોહં સારોરે;
બોલેછે અજપાજાપ, બોલણુ હારોરે;
જેને સદગુરૂ મળિયા હોય, સત્ય પ્રમાણેરે;
એ અન્ય બિચારા કોય, જંત ન જાણેરે. ૧૬
પુનમે તે પદ આદ્ય, નાવે વાણેરે;
તે સદગુરૂનો પરસાદ, મહાજન જાણેરે;
જો કૃપા કરે ગુરૂરાય, સાચા સાંઇરે;
નહિ અવર કોય દાતાર, આ જગ માંઇરે. ૧૭
એ સોળે તિથીયો સાર, ઉરમાં આણેરે;
જન છોટમ તે નીર્ધાર, મહાપદ માણેરે;
એ શીખે સુણે ને ગાય, પૂરણ પ્રીત્યેરે;
તે નર હરી રૂપે થાય; રૂડી રીત્યેરે. ૧૮

---

સાતવાર રાગ સોતાજીના મહીના.

આદિત્યે પુરૂષ અખંડ, વાસ આકાશમાં.
જેણે સરજ્યાં અગણિત અંડ, પોતાના પ્રકાશમાં.
જુવો ઈચ્છા ક્રિયાને જ્ઞાન, શકિત છે જેહમાં.
એક એકનાં અદભૂત કામ, તત્વ સહુ તેહમાં ૧
સોમે સઘળાં તત્વ, ઇચ્છાથી ઉપાવિયાં,
કીધાં ક્રિયા શકિતએ કામ, બ્રહ્માંડ બનાવિયાં.
પછી પ્રાણિ સર્વના પિંડ, રચ્યા રૂડી રીતિથી.
થયા જ્ઞાન શકિત થકી જીવ, પેદા તેમાં પ્રીતથી. ૨
સહુ મંગળે મંગળ રૂપ, થયું ચઇતન વડે.
જીવ મિથ્યા ધરે અભિમાન, તેની કળ ના જડે.
પરાપારથી પોષણ થાય, જીવન તે જીવનું.
પણ જીવે જાણ્યું નવ જાય, સ્વરૂપ તે શિવનું. ૩
હેય બુધે બુદ્ધિ પ્રકાશ, સાચા સતસંગથી.
થાય જડતા સઘળી નાશ, ઉજ્વલ હોય અંગથી.
હોય પ્રેમ તાણું જે પાત્ર, ભકિત ભલી ઉપજે.
મટે મનથી અવિદ્યા માત્ર, તુચ્છ દુર્ગુણ તજે. ૪
ગુરૂ વારે સારે અર્થ, તારે ભવ તોયથી.
એવું જ્ઞાની ગુરૂ વિના કામ, સરે નહિ કોયથી.
જડ ચઇતન ભિન્ન વિભાગ, દેખાડે દેહમાં.
તેથી ભિન્ન અખિલ કરતાર, લક્ષ્ય ધરે તેહમાં. ૫
શું કરે સાધન એહ, લાગે મન લક્ષ્યમાં.
કહ્યું કોઈનું ધરે નહિ કાન, પળે ગુરૂ પક્ષમાં.
જે તત્વ મસિનો અર્થ, બતાવે શીશને.
જાઓ એવા ગુરૂને શરણ, ઓળખાવે ઈશને. ૬

શનિવારે સાધે જેહ, અહં અનુમાનને
ભવસાગર તરશે તરત, ભેઠી ભગવાનને.
આવે ભકિત સીતા નિજ ધામ, રામ રીઝે ઘણું.
કહે છોટમ સારે કામ, ભજન કરો તે તણું.
જે કો સમજીને સાતે વાર, સાર લેશે સહુ.
તેના ઘટમાં જ્ઞાન પ્રકાશ, પ્રકટ થાશે બહુ. ૭

---

બાર રાશિયો રાગ ઉપરનો.

જન મેષે જાય નીમેષ, ઘટતાં ઘટી જાય છે.
એક આયુષ રૂપી વૃક્ષ, કાલગજ ખાયછે.
નથી કાલને રૂપ કે રંગ, અંગ નહી એહનું.
ગળે જગત ચરાચર સાથ, તેવું મુખ તેહનું. ૧
જેમ વરસે ઘણો વરસાત, ગગનમાં ઘટા ચડે.
તેના નાના મોટા બહુ બીંદુ, સર્વ પૃથ્વી પડે.
પછી આવે સર્વનો અંત, વેરાએ વાદ્દલી.
એમ રૂપનું થાય અરૂપ, રહે નભમાં ભળી, ૨
થાય મીથુને નર પશુ જાતી, નારી નર સંગથી.
કોઇ ઉપજે આકાસમાત, અવની જળ અંગથી.
ઉગે ઉદભીજ કેરાં બીજ, રચેલાં જેટલાં,
જેવાં કીધાં હશે કરતાર, ઉગે સહુ એટલાં. ૩
જન કરતાં કરકે વીચાર, ખરો કરતાર છે.
તેની રચના પરમ વીચીત્ર, અનંત અપારછે.
એવો સમરથ સરજન હાર, પ્રભુછે આપણો.
તેને જાણે નહી જડ જીવ, ભમે ભવમાં ઘણો. ૪
જન સીંહ તણો સુત હોય, સંગે તેને રમે.

હોય ઈશ્વરના ભલા અંશ, જ્ઞાન તેને ગમે.
બીજા અલ્પમતીના અજાણ, શોધે આકારને.
નવ સમજે ચૈતન બ્રહ્મ, નિત્ય નિરાકારને. ૫
હોય કન્યાનો જેવો આકાર, તેવો પતિ તેહનો.
તેણે થાય વીનોદ વિહાર, અન્યો અન્ય એહનો.
એમ જીવની જેવી જાત્ય, તેવી જગદીશની
એમ ઓળખીને અવિનાશ, ભક્તિ કરો ઈશની. ૬
તોલાએ કરતાં તોલ, રૂપને અરૂપનો.
હોય સર્વ પ્રજાને શીશ, હુકમ જેવો ભૂપનો.
વિના ભૂપ પ્રજા સહુ કોય, નિયમે રહી ના શકે.
એમ ચોવીશ તત્વનું જૂથ, રહે ચૈતન થકે. ૭
છે વૃશ્ચિક રૂપી મોહ, પીડા સહુને કરે.
જ્યારે સાચા મળે ગુરૂદેવ, ઝેર હેલાં હરે.
જ્યારે મનના જાય વીકાર, રહે સત સંગમાં.
હોય ઈશ્વર શું અનુરાગ, ઉલટ ધરી અંગમાં. ૮
ધનુધારીતાં જેવાં બાણ, લાગે નીશાનમાં.
એમ ચીત ચીદમાં લય લીન, રહે પ્રભુ ધ્યાનમાં.
ધન શશી સમો ઓંકાર, સુરતશર જાણીયે.
લાગે લક્ષ્ય નિશાને ચોટ, સિદ્ધ પરમાણિયે. ૯
મહામકર સ્વરૂપી કાળ, માયા જલમાં રમે.
તેના પાસમાં પડીયા જીવ, તેના મુખમાં શમે.
કોય ચેતીને ચાલે વીર, ધાર દ્રઢ ધર્મથી.
હરીનામ સ્વરૂપી નાવ, ગ્રહે ગુરૂ મર્મથી. ૧૦
કુંભે સાગર કાંય, ઉલેચ્યો ન ઓસરે.
મળે કુંભજ જો ગુરૂદેવ, શોષણ ભવનુ કરે.

ભવસાગર અદૃષ્ટ થાય, ફરી સાગર રહે.
નહી તજવા ભજવા કાંય, ગુરૂ ગમ જો લહે. ૧૧
જન મીન કલાની પેર, રમે દરીમાં રહી.
પીએ આનંદ અર્ણવ લેહેર, સેર સગલે સહી.
એ બાર રાશીનો અર્થ, જે કો ઉરમાં ધરે.
કહે છોટમ સાર સંસાર, સુખે તે નર તરે. ૧૨



## ભજન, કીરતન, ગજલ, ખ્યાલ વીગરે.

ભજન ૨ રાગ એક.

ભાઈરે ભકતી પદારથ મોટું, ખોળી જોતાં એથી સહુ ખોટું. ભાઈ ટેક.
રવિ વિના દિવસ ચંદ્રવીના રજની, જળ વીન સરવર જેવું;
પતિ વિન પતની દીપ વીન મંદીર; આંખ્યો વીનાં વપુ એવુ. ભા૦ ૧.
જીવ વિના ચીપૂ રાય વીન હીયત, મેઘવીના ખેતીવાડી;
વર વિના અન લવણ વીન ભોજન, પુત્ર વીના જેવી માડી. ભાઈ૦ ૨
તીરથ વ્રત જોગ જપ સાધન, દાન ધર્મ સહુ સાચુ;
એવુ કરી પ્રભુને ન આરાધેતો કામ કરમ ફળ કાચું. ભાઈ૦ ૩.
આનંદ સીંધુ પરમ ઉપકારી, એવા ઇશ્વરને વીસારી;
કહે છોટમ નર મૂર્તિ નકામી, પશુએ પણ ધીકારી. ભાઈ૦ ૪

---

ભાઈરે ગર્વ વીકારને ગાળો, સારો નીતી ધર્મ સંભાળો ભાઈ૦ ટેક.
જાદવ કૌરવ ને જુવો રાવણ, ગરવે અહં ગળ્યા છે;
સહસ્ત્રાર્જુનને બાણથી બળિયા, તેના ટેક ટળ્યા છે. ભાઈ૦ ૧.
ઓછા પાત્રને અધીકી સંપતીએ, છાકટ સરખો છકેછે;
નીતીની રીતી નથી કાંઈ રહેતી, બુદ્ધીના ભ્રમથી બકેછે. ભાઈ૦ ૨.

આંખ્યોમાં ઝેર આખલ.ને આવે, જો પાંમે ખડ ખાવા;
ગર્વમાં અંધ ધર્મ નથી ગણતા, હીંડે સરવને હણાવા. ભાઈ૦ ૩.
મેરનું તરણું કરે એક પલમાં, તરણાનો મેરૂ કરે છે;
કહે છોટમ એવા પ્રભુથી ન ડરે, તેનું સમુળ હરેછે. ભાઈ૦ ૪.

---

આઠ પોહોર દિવસને રજની ગોવિંદ ગોવિંદ ગાઈયે હો
એરાગ. ૩

પ્રેમ અમીરસ પીયો પીયાલા, રામનામ નીશાનીહો
પરાપારસે પાર પરતહે, ગુરૂ ગંમ સમઝે ગ્નાનીહો. પ્રેમ. ૧
સ્થુલ સૂક્ષ્મકારણ મહાકારણ, તાપર લક્ષ નીશાની હો.
પીંડ બ્રમાંડ એક રસ અનુસ્યુત, કોઉક વીરલે જાની હો, પ્રેમ.૨
મકરીતારજયું બાહર પસારત, પુનનીઝલત સબતાનીહો.
તેસે માયા હોત હરીતે, પુની હરી માંહી વીલાની હો. પ્રેમ. ૩
બીન શ્રુતી ગુરૂ કોઈ પાર ન પાવત, તર્ક કરે અનુમાની હો.
છોટમ એક બ્રહ્મજગકારણ, શ્રુતી ગુરૂ કરત બખાની હો. પ્રેમ. ૪

---

ના હરિ ભજા સેજા નહિ સુકૃત, જૂઠે જન્મ વિગોયાહે.
મનુષદેહ દેવકું દુર્લભ, સો પામરને ખોયા હે. ના હરિ. ૧
અમૃત નામ પ્રભુકા તજકે, બીજ ઝેરકા બોયા હે.
વારવાર ગર્ભ જન્મકે કર, માર પડયા તબ રોયાહે. ના હરિ. ૨
એક ઘટી પ્રભુનામ સમરકે, પાપ પંક ના ધોયા હે.
દામ ચામમે દિલ દેહકાયા, આતમ તત્વ ન જોયાહે. ના હરિ. ૩
જર જોરૂકે કારન જગમે, બોજ પાપકા ઢોયાહે
કામધેનુ હરિ ભક્તિ છાંડકે, દુધ ખરીકા દોયાહે. ના હરિ. ૪
પ્રકાશ રૂપ પ્રભુકા તજકે, જુવતીકા તન જોયાહે.

કહે છોટમ કલિ કુટિલ જીવડા, સું માયામેં મોહ્યાહે. ના હરિ. ૫

---

જુઠા સબ જગત તમસા, અંતે હોત વિનાશાહે. ટેક.
મૃગજલ પૂરણ ભરાસા દીસે, પીવન દોરત પ્યાસાહે. જુઠાસબ. ૧
બાજીગરને બાગ બનાયા, ફૂલ ઓર ફલ પ્યાસાહે. જુઠાસબ. ૨
એક ઘડી પિછ ધુરી ઉડાવે, એસા સકલ વિલાસાહે. જુઠાસબ. ૩
બાદરમે બહુ રંગ બનતહે, છનમે હેત વિનાસાહે. જુઠાસબ. ૪
સુપનેમે સુખ સંપતિ પાયા, જાગ્યા હોત ઉદાશાહે. જુઠાસબ. ૫
છીપી માંહિ રૂપામાનિ, ઉર લેવનકી આશાહે. જુઠાસબ. ૬
જેવરી માંહિ સર્પ ભય માની, પાવત મનમે ત્રાસાહે. જુઠાસબ. ૭
અંધકાર દુખ દેવત જનકું, ભાન ઉદય નહિ ભાસાહે. જુઠાસબ. ૮
કહે છોટમ પરબ્રહ્મ પ્રકાશા, છુટ ગયા ભવપાશાહે. જુઠાસબ. ૯

---

કૃષ્ણને કરવું હોય તે કરે એ રાગ.

રોમે રોમે ચડે રામ રસ, રોમે રોમે ચડે;
પીતાં પૂરણ અનુભવ પ્રગટે, અનંત નેત્ર ઉઘડે. રામ. ૧
સુધે તેને સ્વરૂપ દરસે, પાછો ભવ ના પડે;
આપે નિર્ભય સગળે વર્તે, જો જિવ્હાએ અડે. રામ. ૨
અજર ખુમારી અદભુત ભારી, બ્રહ્મ વિષે જઇ ભડે;
પિંડ બ્રહ્માંડની પાર રહ્યા તે, હંસ થઇ નીમડે. રામ. ૩
ગરજી વાને મહાર સમાણો, તેથી નહિ કોઇ બડે;
જન છોટમ એવા જન મળતાં, ભાગ્ય ભલાં ઉઘડે. રામ.

---

મીરાંમન મોહનસે માન્યું. એ રાગ.

ધન્ય ધન્ય જગત કર્તાર, કાયા યંત્ર કીધો છે જેણે;

તેની માયા છે અપરમપાર, જીવ મોહ પામે છે તેણે. ટેક.
માયાથી મન પુત્ર ઉપનોરે, વરી નિવૃત્તિ પ્રવૃત્તિ બે નાર;
મોહ વિવેક બે પુત્ર થયા છે, તેનો વાધ્યો ઘણો વિસ્તાર. કાય. ૧
મિથ્યા દૃષ્ટી વરી મોહને, વરી સુમતિ વિવેકની સંગ;
એનાં કુટુંબ બહુળાં થયાં જુદાં, જુદા છે સહુના ઢંગ. કાયા ૨
કામ ક્રોધ મદ લોભ આદિક, થયા મોહ તણા પરધાન;
જીતે જગત જઈ એકલો એવા, જોધા ઘણા બળવાન. કાયા. ૩
કામ તણી કાંતા રતી વળી, હિંસાને વરિયો ક્રોધ;
તૃષ્ણા વરી છે લોભનેરે, જેને ગમે નહિ શુભ બોધ. કાયા. ૪
જુઠ કપટ છળ દંભને ચાડી, ચોરી જારી અનીતિ અનાચાર;
રાગ દ્વેષને નિંદા આદિ ઘણા છે, મોહ રાજા તણો પરિવાર. કાયા. ૫
નિવૃત્તિ રાણી તણો વિવેક સુત તેની નારી સુમતિ નિર્ધાર;
આઠ શમાદિક પ્રધાન તેના જ્ઞાન ભક્તિ વિરાગ વિચાર. કાયા. ૬
શીલ સંતોષ ક્ષમા દયાને શ્રદ્ધા શાંતિ ધર્મ આદિક છે અનેક;
સુમતિ કેરો પરિવાર છે સારો તેનો રાજાછે એક વિવેક. કાયા. ૭
પ્રવૃત્તિ રાણી તણે વશ થયો મન, ભાળીને ભોગ વિલાસ;
નિવૃત્તિ રાણી તેણે પરિહરીરે, એક ઘડી ન આવે તેની પાસ. કા૰ ૮
આગળથી સુખ દેખી અંજાયો, અંતે પામેછે દુઃખ અપાર;
વારે વારે મરે અવતરે ઘણો વેઠેછે જમ કેરો માર. કાયા. ૯
એમ કલ્પ વીતા ઘણા તોય તજ્યો ન તેનો સંગ;
નારી નિવૃત્તિ ગમે નહિ ચડયો મનને કુસંગનો રંગ. કાયા. ૧૦
એવાને ઠગ ગુરૂ આવી મળે તન મનને ધન હરી જાય;
શીખવે નિંદા સંતની પણ પ્રવૃત્તિ અલગી ન થાય. કાયા. ૧૧
સતસંગી થઈને ફરે મોહ પ્રજાનો ન તજે કુસંગ;
આપ ન જાણે આપણું, નવ ઓલખે ઇશ અભંગ. કાયા. ૧૨

તીરથ વ્રત બહુ આચરે પણ મનથી મોહ ન જાય;
પડયો પ્રવૃત્તિના પાશમાં કરે કલ્પિત કોટિ ઉપાય. કાયા. ૧૩
એક સમે એકાંતમાં કર્યો નિવૃત્તિએ વિચાર;
વિવેકને કહે સાંભળ શૂરા, ભુંડી શોકયે ભંભેર્યો ભરતાર. કા૦ ૧૪
વિવેક કહે સુણ માવડીરે, એક તુજને કહુંછું ઉપાય;
એક અધ્યાત્મ વિદ્યાવિના મોહ પ્રજાનું મૂળ ન જાય. કાયા. ૧૫
વિષય સુખનો લાલચી મન થયો પ્રવૃત્તિની સાથ;
સિદ્ધિની લાલચ સાંભળી એતો આવશે આપણે હાથ. કાયા. ૧૬
અજપદને કૈલાસથી વળી વૈકુંઠથી છે વિશેષ;
અગણિત અંડ જેને આશરે એવો સતગુરૂનો છે દેશ. કાયા. ૧૭
વિવેક વિચાર ઉભયે મળી ઘણા રચ્યા અધ્યાતમ ગ્રંથ;
વિચારે મનને સંભળાવ્યા જયારે ત્યારે લાગ્યો નિવૃત્તિપંથ. કાયા.૧૮
કાયા નગરની મધ્યમાં પ્રાણ પુરૂષ રખવાર.
દશ આંગુલ પરવેશમાં વળી નિર્ગમ આંગુલ બાર. કાયા. ૧૯
બાર આંગુલની માંહિથીરે એક આંગુલ જો કમી થાય.
વચન સિદ્ધિ હોય તેહનેરે જેવું વાણી થકી જે વદાય. કાયા. ૨૦
બે આંગુલ જયારે ઘટે બળ બુદ્ધિનું વાધે અપાર.
અનુભવ ઉપડે આપમાં સહુ જણાય સાર અસાર. કાયા. ૨૧
ત્રણ આંગુલ જયારે પિયે ત્રયકાલનું ઉપજે જ્ઞાન.
જાણે સર્વ નામ તણી વળી ભૂત ભવિષ્ય વર્તમાન. કાયા. ૨૨
ચારે આંગુલ પિયે શ્વાસને વદે જિવ્હાએ ચારે વેદ.
તત્વ સર્વે નજરે પડે જીવ શિવ સ્વરૂપનો ભેદ. કાયા. ૨૩
પંચ આંગુલ ઘટે સાધતાં પંચતત્વની સિદ્ધિ થાય.
પવનમાં હોય પવન જેવો વળી જળમાં તે જળ થઇ જાય. કાયા. ૨૪
છએ આંગુલ પિયે જે સમેરે છએ ઉર્મિયો તેણે જીતાય.

ક્ષુધા તૃષા વ્યાપે નહિ શિત ઉષ્ણ ન લાગે કાય. કાયા. ૨૫
સાત પિયે તો સાતે આવરણને ભેદી પછી વસે બ્રહ્માંડની પાર.
આઠ પિયે તો અષ્ટસિદ્ધિયો પામે તેમાં નહિ સંદેહ લગાર. કાયા. ૨૬
નવ પિયે તો નવ જોગી સમો થઇ ભાગે લિંગ શરીર.
દશ પિયે તો દિવ્યરૂપ ધરીને રહે અજર અમર તે વીર. કાયા ૨૭
પિયે એકાદશ આંગુલ જય રે ત્યારે રચે નવું બ્રહ્માંડ
અતુલિત બલ હોય તેહનું પોતે પ્રકટ કરે બહુ પિંડ. કાયા. ૨૮
દ્વાદશ આંગુલ પિયે બરાબર થાય તે બ્રહ્મ સ્વરૂપ.
જીવ શિવ રૂપે થશે એવું સાધન એ છે અનૂપ. કાયા. ૨૯
મન રાજાએ સર્વ સાંભળ્યું પછી કીધોછે એ અભ્યાસ.
મૂળ ગયું મોહ કુળ તણું હરિ ભાસ્યો છે સર્વાવાસ. કાયા. ૩૦
પ્રણવ દોરી શ્રદ્ધા વિના કાંઈ પામે નહિ નિજધામ.
છોટમ સદ્ગુરૂ સાચા મળેતો સરે જીવનાં સગળાં કામ. કાયા. ૩૧

---

રાગ બેહુાગડો, પ્રેમકે વશ પરે જન કોઈ પ્રેમ કે વશ પરે. એરાગ.
સમર સરજન હારરે, મન સમર સરજન હાર, જેને નામે બલે
પાતક, ટળે દુ:ખ અપારરે. મન સમર સરજનહાર. ટેક.
એક પલકમાં ખલક કેરી, રચે રચના સાર,
કોટિ કોટિ બ્રહ્માંડ સરજે એવો છે કર્તારરે, મન સમર સરજનહાર. ૧
સકલ લોકનો એજ સ્વામી, અવર નહિ આધાર;
શેષ મહેશ ગણેશ આદિક, દૈવતનો દાતાર રે મન. ૨
ચંદ્ર સૂર્યમાં શક્તિ એની, પવનમાંહિ પસાર,
મેઘ સરજી ઉદક આપે, પોષે સહુ પરિવાર. રે મન. ૩
મનુષ સહુથી કર્યો મોટો, આપી બુદ્ધી ઉદાર,
ધર્મ સાંખ્યા ધારણ કરવા, ઉઘાડે સ્વર્ગ દ્વાર રે. મન. ૪

ધર્મ છાંડી કરે અનીતિ, તે મતિમંદ ગમાર,
ઉત્તમ તનને ખુવે અનારથ, તે નરને ધિક્કાર રે મન. ૫

---

મુખડા ક્યા દેખે દરપનમેં. એ રાગ.

જે તું માનતહે કરી મેરા, તામે કૌન પદારથ તેરા.
રજ વીરજકા દેહ રચાયા, પંચભૂતકા ડેરા. તામે કૌન. ટેક
હાડ પંજરા ચામ લપેટા, મલ ભરિયા બહુતેરા.
નવે દ્વારસે નિકસત સારા, હે દુર્વાસ ઘનેરા. તામે કૌન. ૧
મન બુદ્ધિ અહંકાર ચિત્તમે, પચવિષય હે ભેરા.
એ આલયમે તું લપટાયા, આપ ન લહ્યા અનેરા. તામે કૌન. ૨
જન્મ જરા દુખ રોગ શોક ભય, ધર્મ સકલ વપુ કેરા.
પેટ કાજ બહુ પાપ કરતહે, ફિરત કર્મકા પ્રેરા. તામે કૌન. ૩
દેહ ઇંદ્રિય મન પ્રાણ નહિ તું, રૂપ અનુપમ તેરા.
કહે છોટમ નિજરૂપ વિચારે, ફિરે ન ભવમે ફેરા. તામે કૌન. ૪

---

રાગ ગોડીની ધુન્ય. ૨

એસા જગમે હરિકા ખંદા. આતમ લહે સચ્ચિદાનંદા. ટેક.
ગંદા જલમે ચંદા ભાસે, હાથ લગે નહિ જલહંદા. એસા જગમે. ૧
ખંદાસો પ્રતિબિંબ દેહમે, ગગનચંદ સમ ગોવિંદા. એસા જગમે. ૨
જલ ડોલત પ્રતિબિંબ હિંડોલે, મૂઢ કહત ડોલત ચંદા. એસા જગમે. ૩
જલ જંતુ જલમાંહિ દેખકે, આપ સમાન ગિને મંદા. એસા જગમે. ૪
મરત જાલમે મીન બિચારે, ચંદા તો ન પરે ફંદા. એસા જગમે. ૫
દેહ મલિન અશુદ્ધ મહાહે, પરમ શુદ્ધ ચેતન ચંદા. એસા જગમે. ૬
છોટમ એહિ વિવેક વિચારે, ગર્વ તજે તનુકા ગંદા. એસા જગમે. ૭

---

હરદમસેં હરિભજલે બંદા, ભૂલે મત ગાફલ ગંદા. ટેક.
એ દમ તોલ ન મોલ જગતમે, સો ક્યું મિથ્યા ખોવે મંદા. હરદમ ૧
એ દમમે હરિહર અજ રહેતા, એ દમમે સૂરજ ચંદા. હરદમ. ૨
એ દમમે ગંગા ઓર જમુના, સારદ ઓર સકલ છંદા. હરદમ. ૩
એ દમમાંહિ હંસ બિરાજે, પ્રકટ કરે પરમાનંદા. હરદમ. ૪
બુદ્ધિ હંસી આતમ હંસા, બાવન અક્ષર બોલંદા. હરદમ. ૫
કહે છોટમ એહિ ભેદ સમજકે, ભજ ભગવત કરૂણા કંદા. હરદમ. ૬

---

પદ રાગ.

અનોપમ કાયા નગરી, જેમાં ચેતન પુરૂષનું રાજ;
અનોપમ કાયા નગરી. ટેક.
કર્મ કોટને હાડ પાંજરૂ, નાડી બંધ જડિયો;
માંસ રૂધિરનું લેપન કીધું, ઉપર ચામે મઢિયોરે. અનોપમ૦ ૧
એ નગરીને દશ દરવાજા, પ્રધાન મનને બુદ્ધી;
એક એકથી વિરૂદ્ધ વરતે, નહિ શરીરની શુદ્ધિરે. અનોપમ૦ ૨
એકનું કહ્યું ન માને બીજો, ન લહે સારી નીતિ;
કામાદિક શત્રુ પેશીને, કરે ભૂપને ભીતિરે. અનોપમ૦ ૩
પ્રધાન લોભી થયા લાલચી, પુરમાં પેશી પાપી;
કામ ક્રોધને લોભ મોહની, સેના સગળે વ્યાપીરે. અનોપમ. ૪
દરવાર ઉઘાડાં મુકે, રાગ પ્રથમ જાય પેશી;
તેની સાથે બીજા ખળનાં, થાણાં જાય છે બેશીરે. અનોપમ. ૫
મન શત્રુનો થાય મળતિયો, સકલ ઇંદ્રિ ગણ સાથે;
અમલ બધે ચોરોનો બેસે, કોય સુજન નહિ સાથેરે. અ૦ ૬
રાગ વધતાં ક્રોધ વધેછે, મોહ વધેછે તેથી;
મોહ વધ્યાથી સ્મૃતી જાયછે, બુદ્ધિ રહે નહિ એથીરે. અ૦ ૭

બુદ્ધિ જાતાં જ્ઞાન જાયછે, જ્ઞાન જતાં અથડાએ;
ચોરાશી લખ નગર ફરે પણ, કોય ન દુખમાં સહાએરે. અ૦ ૮
પૂર્વ પુણ્યનો ઉદય થાયજો, તો મનુષા તન પામે;
તેમાં જો સદ્ગુરૂને ભેટે, તો ભવબંધન વામેરે. અ૦ ૯
દશો દ્વારને બંધ કરી રહે, રાજા જાગ્રત જયારે;
કામાદિક પુરમાં નવ પેસે, નિર્ભય રહે નૃપ ત્યારેરે. અ૦ ૧૦
યમ નિયમાદિક સાધન સાધી, ઈશ્વરને આરાધે;
કહે છોટમ તે મુક્ત થાયને, જશ બાધે જગ વાધેરે. અ૦ ૧૧

---

પદ રાગ.

કોઈ જાગોરે સાર શબ્દ સદ્ગુરૂનો લોને જાણી;
શું ઊંઘોછો વૈદિક શાબ્દિક પંડિત ગણક પુરાણી. ટેક.
મહામંત્ર ગાયત્રી જે ગાતા, તે વેદ તણી કહેછે માતા;
તેનો જાણીજ્યો ઓંકાર પિતા. કોઈ. ૧
જે ગૂઢ થકી મહા ગૂઢ અતી, તેને જાણે વિરલા જોગી જતી;
જેનો અતુલિત મહિમા અગાધ અતી. કોઈ. ૨
જિહાં ઉઠે લહરી ચિદ અર્ણવની, તિહાં વાણી વિરાજે વર્ણવની;
તિહાં પ્રકટ ધ્વનિછે પરણવની કોઈ. ૩
એકાવન અંગુલ છે એમાં, બાવન અક્ષર બાંધ્યા તેમાં;
મૂલ ગાયત્રીનું છે જેમાં. કોઈ. ૪
તે વેદ શાસ્ત્રનો સારજછે, તે પંચતત્વની પારજછે;
તિહાં બેઠા બોલનહારજ છે. કોઈ. ૫
જિહાં અનહદવાજાં વાગેછે, બહુ નાદ અનોપમ ગાજેછે;
તિહાં જલહલ જ્યોતિ બિરાજે છે. કોઈ. ૬
જિહાં અમૃતધારા વરસેછે, કોઈ પ્રેમી જન તિહાં પરસેછે.

તિહાં દેવ નિરંજન દરસેછે. કોઈ. ૭

કહે છોટમ ગુરૂ કરૂણા જેને, તનમાં દર્શન પ્રભુ દે તેને;
મળે શ્રેષ્ટ પરમ પદ તો એને. કોઈ. ૮

---

કીર્તન ૧.

સંતો કર્તાની ગતિ ન્યારી, એવું કરી ન શકે દેહધારી. સંતો. ટેક.
કર્તા પ્રભુએ જગત કર્યું છે, સ્થાવર જંગમ કેવું;
બિંદુ બીજમાં અદ્દભુત રચના, અણુવડ્યું નિપજે એવું. સંતો૦ ૧.
જ્ઞાન અગાધ આગધ કુશળતા, તત્વ કર્યાં જેણે પેહેલાં;
તેની બરાબર કોણે થવાશે, હું બ્રહ્મ કહેછે તે ઘેલાં. સંતો૦ ૨.
દેહ નાગરી જે ઘાટ ઘડે તેમાં, જંત્રની કળ થકી ચાલે;
દેખે સાંભળે ને સર્વે સમજે તે, થઈ ન શકે કોઈ કાળે. સંતો૦ ૩.
જીવ ઈશનાં કૃત્ય જુજવાં, ફેર ઘણો છે તેમાં;
જીવનાં કૃત્ય જડનાં જડ રેહેછે, ચેતન ન મળે તેમાં. સંતો૦ ૪
જગત જીવને પંથમાં લેવા, પોતે પ્રભુ કહ્યું જેણે;
કર્મ ભરમની રીતિ ભણાવે, નવું નવ નિપજે તેણે. સંતો૦ ૫
ચેતન સહિત દેહ જેણે સરજયો, તે કર્તા પ્રભુ જાણો;
કહે છોટમ બીજા પંથ ગપોડાં, તે મનમાં રખે આણો. સંતો. ૬.

કુંડળિયા.

માને નહિ જે માનવી, ઈશ્વરનો ઉપકાર;
લુણ હરામી જગતમાં, પામે દુઃખ અપાર.
પામે દુઃખ અપાર, મારતો જમનો મળશે.
પાપ કર્મના દંડ, કેમ બીજાથી ટળશે.
છોટમ સરજનહાર, વિના નવ ભજિયે કોને,
ઈશ્વરનો ઉપકાર, માનવી જે નવ માને. ૧

સરજન હારે સર્વથી, દીધો ઉત્તમ દેહ.
તેના ગુણ ગાતા નથી, જીવ કૃતઘ્ની તેહ.
જીવ કૃતઘ્ની તેહ, પ્રપંચી જનને પૂજે,
તત્ પદનો જે લક્ષ્ય, બુદ્ધિહીણા નવ બુઝે.
છોટમ શ્રુતિનો સાર, વિવેકી પુરૂષ વિચારે.
દીધો ઉત્તમ દેહ, સર્વથી સરજનહારે. ૨

---

## ગજલો એક રાગની. ૨

કર્ત્તા કાયમ કર્ત્તા કાયમ, ઓર સબ કાલકી બાજી. ટેક
નિગમ આગમ કહે જાગી, કતેબાં કુરાન કથે કાજી
મતા મુની ઓર મુલ્લાંકું, રહેગા નામ અલ્લાકા. ક૦ ૧
જમી અશમાન પવન પાની, અરસાં આજીમકી નીશાની.
રહેગા નહી ખલક ખાસી, સુપનગતિ નીંદકી જેસી. ક૦ ૨
ભજો કર્ત્તાર પરમભાગી, હરદમ હરનામ જપો જાગી.
કહે છોટમ એસી સાચી, કરામત ઓર સબે કાચી. ક૦ ૩

---

ભજો ભગવંત ભજો ભગવંત, ભવો ભવ કાયકું ભટકો. ટેક.
રગત ઓર બીંદુકી કાયા, પંચ મહાભૂત બંધાયા.
પરમ દુર્ગંધકા ડેરા, મૂઢ કહે રૂપ એ મેરા. ભજો. ૧
લહે નહી આપકા બાપા, જપે જન ઓરકા જાપા.
બુઝા નહી બોલનેહારા, લિધા અભિમાનકા ભારા; ભજો. ૨
બ્રહ્મકા રૂપ ના જાન્યા, અસત જડ સોઇ સત માન્યા.
દેહ અહંકારમે અટકયા, કલ્પભર ભૂતલમે ભટકયા. ભજો. ૩
ગ્રહો શ્રુતિ દેવકા શરના, મિટે ભવ આવના મરના.

કહે છોટમ સુનો ભાઇ, મિલો ગુરૂદેવકું જાઇ. ભજો. ૪

---

### રાગ ગજલ ૨

દેખો દરિયાવ દેખો દરીયાવ, લેહેરોમે લાભ લેના હે. ટેક.
અવિચલ એકહે વારી, બીંદુ બહુ મેઘકી સારી.
પંખે સમ જુક્તસે એહાંના, ઉપાવે ઓષધીનાના. દેખો. ૧
જેસે એક સુત્ર હે સોઇ, વસ્ત્ર બહુ ભાતીકે હોઇ.
એસા ખુદ ખેલ હે ખાસા, રચા સબ લોક તમાસા દેખો. ૨
પરાકે પાર હે પ્યારા, નિરંજન આપ હે ન્યારા,
કહે છોટમ એસી જાની, હરદમ હરિ નામ જપો પ્રાની દેખો. ૩

---

ગજલ એક સુનલો મેરી, કુશલતા અપાર સુજન કેરી. ટેક.
કારીગર કોનહી એસા, સહીત જીવદેહ કિયા કેસા;
સહસ્ત્ર અષ્ટ માખીકુ અખીઆં, દેખો કોઇ ગ્રંથમે લખીયાં. ગજ. ૧
સાગરમે મછહે રોળી, ઉડાવે નીર જેસી ગોળી;
સુકાનો મીન કહાતાહે, જેસા કોઇ નાવ ફીરતાહે. ગજ. ૨
મક્ષિકા કર્તરી કોઇ, વનસ્પતી જાતી હે સોઇ;
પત્રપર જંત જાતાહે, તુરત સોહી પાન ખીડાતાહે. ૩
એસા અદભુત તમાસાહે, ખાવનકા ખેલ ખાસાહે;
છોટમ ભજીલો સોહી કરતા, ભરમમે કાયકું ભમતા. ગજ. ૪

---

### ખ્યાલ.

નિર્મલ રૂપ નિરંજન નિર્ગુણ, નારાયણ બહુ નામીજી.
સદચિદ રૂપ સનાતન સુખમય, સકલ લોકકે સ્વામીજી. ટેક.

જયોતિ રૂપ જગતપતિ જદુપતિ, અખિલ લોક અભિરામજી.
કમલ નયન કેશવ કરૂણાકર, સુખ સાગર ઘનશ્યામજી. નિ૦ ૧
મુરલીધર માધવ મધુસૂદન, મોહન મંગલકારીજી.
કરૂણા સિંધુ કૃષ્ણ કરૂણામય, કર કૈમોદકી ધારીજી. નિ૦ ૨
રાજીવ લોચન રામ રમાપતિ, રઘુપતિ પરમાનંદાજી.
ગોપીજન વલ્લભ ગુણસાગર, મહા પ્રભુ બાલ મુકુંદાજી નિ૦ ૩
અશરણ શરણ અધમ ઉદ્ધારણ, અકલ રૂપ અવિનાશીજી.
અગણિત નામ અનંત રૂપ ગુણ, જન છોટમ લે ઉપાસીજી. નિ૦ ૪

---

ખ્યાલ. રાગ. ૩

ગફલતમે જન્મ ગમાયા, નિજધર્મ મમ નહિ પાયારે. ગફલતમે
જન્મ ગમાયા. ટેક.

કૂડ કપટ છલ દંભ અનીતિ, ભરિ કુકર્મસે કાયા.
પરદારા પરધન મન ઝંખત, જુઠે ધંધે ધાયારે. ગફલતમે. ૧
દુર્બલ દીન દેખી કોઇ જનકું, તે ધન ખુંચી ખાયા.
નિર્લજ નીચકર્મ કરી નિશદીન, શુદ્ધ વિચાર ન આયા. ગફલતમે. ૨
ગ્રહી અસત્ય અહંકાર અધમતા, કુકરમ ખુબ કમાયા.
એક પલક સતસંગ ગંગમે, નીચ જરા નહિ ન્હાયા. ગફલતમે ૩
એસે કોટિ કુલછનતેરે, ધિક જનનીને જાયા.
દોષ કોપ ભરી ભરી શઠ જગમે, જમકે હાથ બેકાયા. ગફલતમે. ૪
પશુતેં અધમ પ્રેત સમ પામર, ગુણ પ્રભુકા નહિ ગાયા.
છોટમ સરજનહાર ભજેગો, સો જન જગમે ડાયા. ગફલતમે. ૫

---

કોઇ દેખો દુર્મતિ જનકી, નહિ ખબર આપકે તનકી. કોઇ દેખો
દુર્મત્તિ જનકી. ટેક.

કોન વસ્તુકા દેહ ભયાહે, કાંહાંસે ઉત્પત્તિ મનકી.
પાવ પલકમે બિખર જાતહે, જ્યું બાદરીયા ઘનકી. કોઈ દેખો ૧
ગર્વ ગુમાન કરત ઈતનેપર, નિંદા ઉત્તમ જનકી.
બચન બાનતેં વેત્ર કરતહે, જેસી ભાલ ભીલનકી. કોઈ દેખો. ૨
બાત ધર્મકી ફીકી લગતહે, પ્યારી લગત વીષયનકી.
છોટમ એસે પતીત જીવકું, ભીતી જમ દંડનકી. કોઈ દેખો. ૩

---

હે જગ સકલ કાલકા ફંદા, ન્યારા બ્રહ્મ સચ્ચિદાનંદા. હે જગ
સકલ કાલકા ફંદા. ટેક.
નામ રૂપ સબ મિથ્યા માયા, દેહ રચતહે ગંદા.
તામે ભાસ બ્રહ્મકા આયા, જ્યું જલ ભિતર ચંદા. હે જગ. ૧
મિથ્યા જીવ કરતહે મમતા, આપ ન ખોજત મંદા.
પેટ કાજ પરપંચ રચતહે, છાંના કરત કુછંદા. હે જગ. ૨
સત્ય નામકા સંગ ન છોડે, સો જન પ્રભુકા બંદા.
કહે છોટમ પ બ્રહ્મ ભજનશે, પાવે પરમાનંદા. હે જગ. ૩

---

**ખ્યાલ નાથકેસંગજકો બંધ છોડ યો. એ રાગ. ૨**

આળસમે દીન ખોયા, અમૂલ્યક આળસમે દીન ખોયા.
શુભ સાધન બીજ ન બોયા, અમૂલ્યક આળસમે દીન ખોયા. ટેક.
બિન ઊદ્યોગ રોગ ભયા તનમે, રંક હોય કે રોયા;
જાકે ઉપાય અધ્યાત્મ ગ્રંથમે, જતન બિચારી ન જોયા. અ૦ ૧
જનપ્રતિપાલ દયાલ પ્રભુમે. પલભર ચિત્તન પ્રોયા;
મોહમાન મદ આદિ મહામદ, શત્રુ સદનમે સોયા. અ૦ ૨
ભક્તિ કરી ભગવંત ન ગાયા, ખોજ ગર્વકા ઢોયાં;
આયા તેસા ગયા જગમાંહિ, ફોકટ જન્મ બિગોયા. અ૦ ૩

આલસ માંહિ ભયા અપરાધી, આપ પાપ નહિ ધોયા;
છોટમ ધ્યાન ધર્યો નહિ પ્રભુકો, ગમન અમૃત નહિ દોયા. અ૦ ૪

---

નાથ તુમ કોટિક અધમ ઉદ્ધારે, જન આયે જો શરન તુમારે
નાથ તુમ કોટિક અધમ ઉધારે. ટેક.
શબરી શ્વપચ ગીધ ગજ ગુનકા, ઓર અજા મિલતારે;
ધીવર યવન કિરાત પારધી, સો નિજ ધામ સિધારે. નાથ. ૧
માતાકી ગતિ પાઈ પૂતના જિને બહુ બાલક મારે;
દાનવ દુષ્ટ રીછ કપિ જેસે, સોહી મુક્ત કરી ડારે. નાથ. ૨
નામ માત્રસે ઘોર પાતકી, પરમ પુનીત કરી ડારે;
જોગવી દીની જોગી જતીકું, સો ગતી પાયે બીચારે. નાથ. ૩
નાથ આધાર રહે નીશ વાસર, પાપ કર્મ સબ ટારે;
જાતી પાંતીકો ગર્વ છાંડકે, હો રહે દાસ તુમારે. નાથ. ૪
આરત હરન બીરૂદ હે જાકો, બેદ પુરાન પુકારે;
છોટમ પરમ કૃપાલ પ્રભૂ તુમ, કાયકુ મોય બીસારે. નાથ ૫

---

લાવણી.

તેરા તન તંબૂરા ખડા; તુ બાહાડ થામસે મડા.
નાભિ ઓર નાસકા માંહી, ઈડાપીંગલા સુખ મન જાંહી, ૧
તીનતાર બાંધે હે ત્યાંહી,
પરાપારસે પુરૂષ બજાવે, હોત નાદ ઝડ ઝડા, તેરા તન તંબુરા મડા.
તીન આંગુરી તાર ચલાવે; જાગૃત સ્વપ્ન સુષુપ્તી પાવે,
અક્ષર બાવન ઠામે નાવે,

નીદ્રામે ઓંકાર અકેલા; ગાજ રહે ધડ ધડા,
તેરા તન તંબુરા ખડા. ૨
એસા તંબુરા જો પાયા, જો કર્ત્તાકા ગુણુના ગાયા;
તાકું ઠગે વીબણુકી માયા,
વારવાર સો માર ખાત હે. જ્યું બેડીસે દડા.તેરા તન તંબુરા ખડા.૩
બાજે નાદ અનાહત જ્યાંહિ, ધારી રાખે ચિતકું ત્યાંહિ,
એક જાય બ્રહ્મકે માંહિ.
કહે છોટમ તિહાં રહે લોભાઈ, મન ચંચલ માંકડા; તેરા તન તંબુ
રા ખડા. ૪

---

લાવણી

આ દુનિયામે ખડા અટપટા, ખેલ કોઈ અજબ અબધુતાંકા,
ગગન ગુફામે ગુપ્ત હો રહયા, ડરપ નહિ જમ દુતાંકા.
આદુનિયામે ખડા અટપટા ખેલ કોઈ અબધુતાંકા. ટેક
પંચ પંચ યમ નિયમ સાધકે, ધોતી નેતી કરતાહે,
દેહ પ્રાનકી શુધ્ધિકરકે, ધ્યાન નીરંતર ધરતાહે, ૧
ચોરાશી આસનકું સાધે, એસી કસરત નીત્ય કરે,
સિધ્ધાસન પદ્માસન સાધે, સકલ દેહકો રોગહરે. ૨.
મોહ માનમે વાસી બંકા, કામ ક્રોધકું છેદ કરે,
આશા ત્રશ્ણા દુર નીવારે, સત્યનામ સમસેર ધરે. ૩.
સુરા પુરા હોકર ખેલે, કોય કપુત સપુતાંકા,
આ દુનિયામે ખડા અટપટા, અજબ ખેલ અબધુતાંકા. ૪-૧
ઈડા નાડીમે શ્વાસાપુરે, મધ્ય લાઈ સ્થિર સોઇ કરે,
રેચક કરે પીંગલા માંહી, સાધે પ્રાણાયામ સરે. ૧
પુરે પીંગલા ઈડા નીકાસે, વારવાર સાધે શ્વાસા,

એક દીવસમે એસા કુંભક ચારવાર નીત્ય અભ્યાસા, ૨
પ્રાણાયામ પરાયણ હોવે, પાતક સારા જરતાહે,
પ્રત્યાહાર સાધના સાધી, મનકું નીર્મલ કરતા હે. ૩
બાઝ વૃત્તીકું અંતર લાવે, અંતરવૃત્તી ગગન ભરે,
અનહદ નાદ બજે નિસવાસર, તામેમન લયલીન કરે. ૪
દેખે દિલમે કરી ધારણા, ખેલ પંચ મહાભૂતાંકા,
આ દુનિયામે બડા અટપટા, અજબ ખેલ અબધૂતાંકા. ૫-૨
ધરા તત્વકી કરે ધારણા, હૃદયકમલકે બીચ રહી,
પીલા રંગ પ્રસિદ્ધ દેખકે, સાધે ઘટિકા પંચ સહી. ૧
સ્થંભ કરી સિદ્ધિ સોપાવે, અવની છાંડી અધર ફિરે.
કંઠ કમલમે જલકું ધારે, સ્વેતરંગ શશિ તુલ્ય સરે. ૨
ઝેર માત્રકુ સોહિ જરાવે, ધરે ધારના જો જલકી,
અમૃતપાન કરે નિશવાસર, અમર લહે સો પલપલકી. ૩
પાવક ધારે પાતક જારે, કર દે ભસમ કપૂતાંકા,
આ દુનિયામેં બડા અટપટા, અજબ ખેલ અબધૂતાંકા. ૪-૩
અગ્નિ તત્વ તાલુકે બિચમે, લાલ રંગ ત્રિકોણ લહે,
પંચઘટી મન પવન રોકકે, જપે જાપ જોગેંદ્ર રહે. ૧
તામે સિદ્ધિ પાવે તેસી, જલે નહી તાકી કાયા,
અદભૂત ખેલ દેખાવે જગકું, એસી હે પ્રભુકી માયા. ૨
હરિયા રંગ રહે વાયુકા ભ્રુમંડલમેં ધ્યાન ધરે,
વાયુ સમાન હોય વપુ તાકો, તીન લોકમે ગતી કરે. ૩
બ્રહ્મ રંધ્રમે નભકું ધારે, સંગત જે ઠગ ધુતાંકા,
આ જગ માંહિ બડા અટપટા, અજબ ખેલ અબધુતાંકા ૪-૪
સંજલ સરોવર સમ અતિ સુંદર, શૂન્ય ધારણા હે સારી,
મોક્ષ કપાટ ઉઘાડત પલમે, દેખે ત્યાં કુદરત ભારી. ૧

સકલ લોકકે મનકી જાણે, સકલ લોકકી બાત સુને,
વ્યોમ બરાબર હો રહે વ્યાપક, શબ્દ સદા ઙંકાર ભને. ૨
એહિ વિધ પંચ ધારણા ધારે, ફેર પ્રણવકા ધ્યાન ધરે,
સાત કમલમેં જાપ સમરપે, હોય સમાધિ કાજ સરે. ૩
જન છોટમ સદ્ગુરૂ કરૂણાસે, અશકતજે અનહુતાંકા,
આ દુનિયામે બડા અટપટા, અજબ ખેલ અબહુતાંકા ૪-૫

---

સામેરો અજડુ નહિ આયો એ રાગની હોરિયો.. ૮

રતુરાજ વસંતહિ આયો, નિજનાથસે નેહ બઢાયો. રતુરાજ. ટેક.
તરૂવર સર્વ ભયે નવપલ્લવ, સુમન સુગંધ બસાયો; વિકસે કમલ,
બહુ રંગ રંગકે, મુનિ મનરંજન પાયો,ભમર તિહાં જાઈ લોભાયો ર.૧
અખિલ લોક કર્તાર અખંડિત,સો મેરે મન ભાયો; ઓર સકલ જલ,
ફેન બુદબુદા, ક્ષણભંગુર દરસાયો, પિયાસે પ્રેમ લગાયો. રતુ૦ ૨
સકલ સાજ પૂજનકું લીનો, અનહદ ઘંટ બજાયો; ધ્યાન ધુપ.
સુવિચાર આરતી, જ્ઞાનકો દીપ જગાયો, અજ્ઞાન અંધેર ભગાયો.ર.૩
શરણાગત વછલ પ્રભુજીકું, ભાવકો ભોગ ધરાયો; જન છોટમ,
શ્રુતિ બચન બાચિકે, જગકારન જસગાયો,સદાસુખ સહજે પાયો ર.૪

---

ખ્યાલીને ખેલ મચાયો, જાકો મર્મ કાહુ નહિ પાયો. ટેક.
ખેલ અખૂટ અખંડિત ખ્યાલી, જુગલકો જોગ બતાયો; જિહાં
જહાં રૂપ પ્રકૃતી ધરત હે, તિહાંતિહાં અંશરહાયો, કર્ન આધા
ન કહાયો ખ્યાલી. ૧
નાના રૂપ ધરતહે નટડી, નટકો સામર્થ્ય પાયો; કોટિ અસંખ્ય,

કલ્પતે અજહુ, ન્યારે કો ન્યારો સોહાયો, એક ગુનરૂપ ન આયો.
ખ્યાલી. ૨
એક બીજકી કહા ચતુરાઇ, કોઇસે ન જાત બનાયો; રાઇતે સુછમ.
અંકુર કીનો તાહિમે વૃક્ષ સમાયો, પાન ફુલફૂલ રહાયો. ખ્યા૦ ૩
દેવ દનુજ નર નાગ ચરાચર, ચોરાસિ લક્ષ કહાયો; પુરૂષ પ્રકૃતી,
પ્રથમસે ખેલત, જન છોટમ મન ભાયો, ખેદમે ભેદ બતાયો. ખ્યા૦ ૪

---

વિભુદેવ વસંત વિહારી, મનમોહન મંગલકારી. વિભુદેવ. ટેક.
દિવ્ય સ્વરૂપ અનંત શક્તિ ધર, સૃજનહાર સુખકારી; નિરાલંબ,
નિર્લેપ નિરંજન, ચૈતનમય અવિકારી, અજબ ગતિનાથતિહારી. વિ. ૧
ઈચ્છાસે બ્રહ્માંડ બનાએ, ગુનમય તત્વ પસારી; સરજે પાલે,
ઓર સંહારે, નિરખી કળા કછુ ન્યારી, બ્રહ્મકો મહિમા ભારી. વિ૦ ૨
સ્થાવર જંગમ જંતુ જાતિકી, રમણિક રચના ન્યારી; રૂપરંગ આકાર,
અનોપમ, નિરખી ગયે નરહારી, ધન્ય તું બહુ ગુનધારી. વિ૦ ૩
લલિત ખેલ લીલાસે કીનો, મુનિ મનમોહનકારી; જન છોટમ,
એસા પ્રભુજીકો, વારંવાર બલીહારી, ધ્યાન ઉર લીનો ધારી. વિ૦ ૪

---

ખેલે કોઇ આનંદ હોરી, ઓંકાર તાર ગ્રહીદોરી. ખેલે. ટેક.
ઇતમે ગંગા ઇતમે જમુના, બિચમે ખેલ મચોરી, દેવ સકલ તિહાં,
દેખન આયે, સ્તવન કરત કરજોરી, દુર ગઇ દાનવ ટોરી. ખેલે૦ ૧
બિન કર તાલ મૃદંગ બજાવત, બિન મુખ ગાવત હોરી; વિન તગુ તાન,
મિલાવત અદભુત, અટકી દૃષ્ટિ સબ છોરી ચિત્તચિદરૂપ ભયોરી ખે૦ ૨
વિશ્વ નિવાસ વિશાલ વિમલગુન, અચલ રહ્યો એક ડોરી; તાકો ધ્યાન,
ધરત દૃઢ મનસે, પાતક પુંજ ગયોરી, પુણ્યકો ઉદય ભયોરી. ખે૦ ૩
સરજનહાર સદોદિત સુંદર, વ્યાપક દેવ રહ્યોરી; જન છોટમ,

પરસત વા પદકું, તિહાં મન મગન ભયોરી; ભરમ સબ દૂર ગયોરી પ્રે૦ ૪

ગુરૂ ગમસે ખેલો હોરી, મિટે મલિન વાસના તોરી. ગુરૂ. ટેક.
આસન મારી સુરત દૃઢ ધારો, ત્રિકુટી ધ્યાન ધરોરી; સાસ ઉસાસ,
સામસંગ ખેલો, નેન અચલ ચિત જોરી; ગગનપર જાઈ બસોરી ગુ૦ ૧
અનહદનાદ મૃદંગ મોરલી, સુનકે સુરત ચલી મોરી; કોટિ અનંગ,
અંગપ્રતિ સોહે, એસે કિશોરકિશોરી, સબ સખિયનકી ટોરી. ગુરૂ૦ ૨
જલહલ જયોતિ ઉદ્યોત કોટિ રવિ, અદભુત ખેલ મચોરી; નિરખ સરૂપ.
દેવ સબ મોહે, વિનય કરત કરજોરી, નિગમ જસ ગાત બહોરી. ગુ૦ ૩
પાર અવાર નહિ હે જાકો, ગુરૂ ગમ જાત ગૃહોરી; જન છોટમ,
સદ્ગુરૂ કરૂણાસે, સો પ્રભુ દરસ ભયોરી, દેહકો દોષ ગયોરી. ગુરૂ૦ ૪

જાગી જોને જીવ અભાગી, તારી તુછ અવિદ્યાને ત્યાગી. જાગી. ટેક.
સારાં કર્મ શ્રીપ્રભુને સમરપી, લેને મોક્ષ સુખ માગી; મૃગજળ સુખ માટે
જે મથિયા, તેણે તૃષા કોની ભાગી, લોભાયા એ લાલચ લાગી. જાગી૦ ૧
કામ્ય નિષિધ કર્મ બહુ કરતાં, બંધન પામે અભાગી; નિરાલંબ નિર્લેપ,
બ્રહ્મનો, તું ન થયો અનુરાગી, ભોગ્યમાંહે રઢ લાગી. જાગી૦ ૨
પરમ દયાળ દયાનિધિ સમરથ, સરજનહાર સોહાગી; ભાવ ધરી ભજ;
તે ભવ તારણ, રંગ રહે જુગજાગી, ઉપાસક તે બડ ભાગી. જા૦ ૩
વેદ સિદ્ધાંત વિચાર વિચારી, જ્ઞાન ચોટ જેને લાગી; જન છોટમ,
ધન્ય તે જનજગમાં, બ્રહ્મવિષે અનુરાગી, મોક્ષ સુખ લીધું માગી. જા૦ ૪

ધન્ય રે ધન્ય વિશ્વ ધણીને, ગુણ કોણે શકાય ગણીને. ધન્ય. ટેક.
અવ્યકતે સહુ વ્યક્ત રચ્યું છે, પરમાણુ પુંજ વણીને; તત્વ વિભાગે,
તરૂવર સરજ્યાં, ચારૂ વિચિત્ર ચણીને, બીજથી રહે વૃક્ષ બણીને. ધ૦ ૧

અવનીમાં સરજ્યાં અનંત પદારથ,હાટક રજત મણીને;અખિલ અંડને
અધર ફેરવે, જાણોએ ગુણના ગુણીને,ભાખે મુનિવેદ ભણીને. ધ૦ ૨
અંડજ ઉદભિજ સ્વેદજ આદી,ખાંણ્યો કીધી ખણીને; વિધવિધ દેહ,
રચે જગધાતા, જાળવે સકળ જણીને, અંતે લેછે સર્વ લણીને. ધ૦૩
મૂકી મતી બહુ જનમાં તેણે, શાંણા થાય શાણીને, બહુ વિદ્યાના,
ગ્રંથ ગૃહે છે, બહુ વિધ ભેદ ભણીને, છોટમ કહે શબ્દ સુણીને. ધ૦૪

---

ફટરે ફટ પામર પ્રાણી, તેં તો નીતિની રીતિ ન જાણી. ફટ૦ ટેક
ક્રુર શૂર થઇ જીવ સંતાપ્યા, દિલમાં દયા નવ આણી; બળ પામીતું,
નડયો નિર્બલને,દુર્ગુણ છે દુખ ખાણી,લહ્યું નહિ લાભ કે હાણી.ફ૦૧
પઈશા કમાતાં પાપ કમાયો, મુખથી વદ્યો જૂઠી વાણી; અમલને જોરે
અઘટતું આચરી, મુવો તસીલાં તાણી, મોહવશ માયા માણી. ફ૦ ૨
સરજનહાર સદા શિર ઉપર, તેને ભજ્યાવિન હાણી; ફોગટ ફળની,
આશા ધરીને, અન્ય ઉપાસના ઠાણી, વિષયની વાત વખાણી. ફ૦ ૩
નાશી વસ્તુ અવિનાશી માની, મમત કરે મત તાણી, કહે છોટમ
શ્રુતિશાસ્ત્ર, વદે તે, ઝટ લે વાત પ્રમાણી, પામે મહાપદ નિરવાણી.ફટ.૪

---

## કાલિંગડા રાગની હોરિયો ૫.

ખેલે હોઇ નિર્ગુન નાથસે હોરી, નિજનેન અચલ પરજોરી, ખેલે૦ ટેક.
નીતિ ભક્તિ સુમતી સુખદાયક, સંગ સખીનકી ટોરી;
જ્ઞાનગુલાલ આનંદ અરગજા, સદગુન કેસર ઘોરી. ખેલે૦ ૧
વિવેક વિચાર સખા સમ મિલકે, વિધવિધ ખેલ મચ્યોરી;
તાલ મૃદંગ ઝાંઝ ડફ બાજે, રંગ રેલ નહિ થોરી. ખેલે૦ ૨
અહંમાન મમતાદિક હારે, દુર્ગુન ગ્રંથી છોરી;

મલિન વાસના કોટિ કર્મકે, ભાંડ દિયે સબ ફોરી. ખેલે૦ ૩
જયજયકાર હોરહે જગમે, જસ જન ગાત્ત કરોરી;
જનછોટમ પરબ્રહ્મ ભજનસે, આવા ગમન ન બહોરી. ખેલે૦ ૪

---

ખેલે પિયા પ્રેમ ગગનમે હોરી, કહા જાની સકે મતિ મોરી. ખેલે. ટેક.
આપ અરૂપ રૂપ બહુ સરજે, અંડ અનંત કરોરી;
અખિલ જીવકું નાચ નચાવે, જાકે હાથમે દોરી. ખેલે૦ ૧
રૂપરંગ બહુ ભાંતિ ભાંતિકે, જુગલનારી નર જોરી;
કાહુકી સુરત એકસી ન આવે, અદ્ભુત ચાતુરી તોરી. ખેલે૦ ૨
ખેલન હાર નજરમે ન આવે, સબકી મતી ભઈ ભોરી;
સોહં સોહં શબ્દ હોતહે, ગુરૂ ગમ જાન ગૃહારી. ખેલે૦ ૩
નેત નેતિ કહી નિગમ પોકારે, વિનય કરત કરજોરી;
છોટમ એસે પ્રભુકું ન જાને, તાકી મતી અતિ થોરી. ખેલે૦ ૪

---

સમજકર ખેલોજી જગમે હોરી, પ્રભૂ ચરન કમલ ચિતજોરી. સમ ટેક.
ઘનકે પડલ બિચ ચપલદામિની, એસો હે કાયા તોરી;
ઠાઠ ઘાટ કો વિખર જાયગો, તુટેગી દમકી દોરી. સમ૦ ૧
સુત દારા ધન સકલ સાહબી, માનત મેરી મેરી;
કાલ અચાનક આય ગ્રહેગો, પલમે જાય સબ છોરી. સમ૦ ૨
લોક ચરાચર ભક્ષ કાલકો, કોઇ સાંઝ કોઇ ભોરી;
તીન ભુવનમે કોઇ ન બચો, જો રહે પર્વત ફોરી, સમ૦ ૩
સાસ ઉસાસ સમર લે જગપતિ, સદ્ગુરૂ જ્ઞાન ગ્રહોરી;
જન છોટમ પરબ્રહ્મ ભજનસે, કાલ ન ખાય બહોરી. સમ૦ ૪

---

ખેલે હોરી અકલ પુરૂષ અવિનાસી, સદ્ચિદઘન આનંદ રાશી. ખે૦ ટેક

અદૃશ વસ્તુ અનંત નામ ગુન, શક્તિ અનંત પ્રકાશી;
ધરની ગગન અરૂ પાની પવનમે, તેજમેસે રહ્યો ભાસી. ખેલે૦ ૧
કર્ત્તા ભર્ત્તા હર્ત્તા આપે, ગુનત્રય રહિત ઉદાસી;
ઈંદુ અર્ક વિદ્યુત હિ, જાકે રહત ભાસતે ભાસી. ખેલે૦ ૨
જીવ સકલકું મોહ કરત હે, માયા હે જાકી દાસી;
છોટમ એસે પ્રભુકું ન જાને, સોહી ખડા એક હાસી. ખેલે૦ ૩

---

બાવરે કાયકું ખેલે એસી હોરી, તાતે સુમતિ કુમતિ ભઈ તોરી. બા. ટેક
અધીક અનીતિ છારકી ગરદી, દરદી ભયા દ્રગ ફોરી;
શામ વદન કરી જમકે સદનમે, જાત મુહે મસી ચોરી. બાવરે૦ ૧
ખલતા ખરપર કરી અસ્વારી, દુર્ગુન કર ગૃહી દોરી;
કુકરમ કીચ લગ્યો તન લેપન, ફીરત ચોરાસી પોરી. બાવરે૦ ૨
મોહમાન મમતા મદ આદિક, સંગ સખાકી ટોરી;
ધુરી ઉડાવત તેરે સીસપર, ડારે નરક બરજોરી. બાવરે૦ ૩
ધિક ધિક ઢોલ બજે તેરી પીછે, હોરી જરે સબ ઠોરી;
કહે છોટમ કર્તાર ભજન બિન, બહે ગયે કલ્પ કરોરી. બાવરે૦ ૪

---

એક રાગની હોરિયો. ગ.

દેખો દેખો રે, કોઈ ગુરૂકે નેન, પ્યારો ખેલત હે ઘટ ઘટરે;
ધુપ છુપ છંદ કરત મનમોહન, રમત નિરાલંબ નટરે. દેખો૦ ટેક.
આપ અદ્દષ્ટ દ્રષ્ટકો કારન, રૂપ રચત ઝટપટરે;
સુક્ષ્મ સ્થુલ કરન મહાકારન, કરત ચેતન ચટપટરે. દેખો૦ ૨
ગેબ અવાજ ગગનમે હોત હે, ગાજ રહયો ઘટ મઠરે;
ષટ ચક્રકું વેધી ચઢત હે, જોગી જોગ કરી હઠરે. દેખો૦ ૩
ઝળહળ જ્યોતિ નેન બિન દરસત, પરમ ધામમે પ્રકટરે;

જન છોટમ સદગુરૂ કરૂણાસે, સાંરિ કર્મ ગયો કટરે. દેખો૦ ૪

---

મહારાજા મોજી મોજ તેરી અદભુત કઠીન જાત કુદરતરે;
ઇચ્છા કરકે અંડ બનાએ, ગગન મંડલ મે ફિરતરે. મહા૦ ટેક. ૧
પરમાણુકા કરત પસારા, પંચભૂત ઉલસતરે;
પાની જમાયો પવન વસાયો, તામાહિ હંસ બસતરે. માહા૦ ૨
સ્થાવર જંગમકી નતનુ રચના, દિવ્ય રૂપ દરસતરે;
એક ગયા ઓર રહેને ન પાવે, છલમે હોત અસતરે. માહા૦ ૩
આપ સમારે આપહિ પારે, આપ સંહાર કરતરે;
આપહિ કરતા આપહિ ધરતા, આપહિ વિશ્વ ભરતરે. માહા૦ ૪
એક સમયમેં સબકુ જાને, અગણિત કાજ કરતરે;
છોટમ અદભુત રચના તેરી, બુદ્ધિ સબ ખેલ કરતરે. માહા૦ ૫.

---

હોરી. રાગ.

નીતિ અનોપમ નારીરે, ખેલો ખેલો ખેલ વિચારી. ટેક.
નીતિ વસે તિહાં કીર્તિ નિરંતર, વિરતી લગે અતિ પ્યારીરે. ખેલો. ૧
સુકૃતવંત સુઘર નર જગમેં, નીતિધર્મ દ્રઢધારી.
અધમ અભાગી અંધ અભિમાની, કરત અનીતિકી યારીરે. ખેલો. ૨
પામર પતિત પાપરતપ્રાણી, અધમગતિ અધિકારી.
નીચ નિરંકુશ નિર્લજ જગમે, કરત અનીતિ ભારીરે. ખેલો. ૩
સુમતિ સુજાન જ્ઞાન ગુન આગર, નીતિકે સંગ વિહારી.
છોટમ ધન્ય જગતમે જાએ, પાપ દીએ સબ જારીરે. ખેલો. ૪

---

પદ હોરી. ૩

કાયા વાડી કરી કર્તાએ, માંહિ મુકયો જીવ માળીને

ગગન ઝરૂખે રહિને ઝાંખે, સુરતવડે સંભાળીને. કાયા. ૧
મૂળ પ્રકૃતિ ભૂમિ ભરેલી, ચૈતન જળમાંહિ વાળીને.
ત્રયગુણ બીજ વાવિયાં તનમાં, સિંચે સર્વ સંભાળીને. કાયા. ૨
ચોવીશ તત્વ બનીકે શાખા, જોજો નજરે ન્યાળીને.
ઉપશાખાને પત્ર અનેરાં, દીપાવે સહુ ડાળીને. કાયા. ૩
વાણી વિચિત્ર કુસુમ બહુરંગે, ચિતમાં જોજો ચાળીને.
જન છોટમ જગદીશને પૂજે, ધન્ય ધન્ય તે ગુણશાળીને. કાયા. ૪

---

સોહં હંસા હોળી રમેછે, ચિતચિદ શક્તીને સંગે.
અભર સરોવર અંબર શુન્યમાં, ત્યાં થકી આપ ઉમંગે. સો. ૧
અક્ષર સ્વરની તાળ અનોપમ, કર લીધી ઓંકારે.
મન બહુ ભેદ રચે તે મધ્યે, વાણી વીચીત્ર ઉચારે. સો. ૨
ભેરી મૃદંગ શંખ શરણાઈ, મધુરી મુરલી વાજે.
અનહદ નાદ નીરંતર સહજે, ગગન મંડળમાં ગાજે. સો. ૩
સુરત નીરત સોહાગણ ઝંખે, તરવેણીની તીરે.
ચંદ્ર સુરજ પીચકારી ઉડાડે, પંચરંગ નીતીરે. સો. ૪
શંકર શેષ સુરેશ વીરંચી, સર્વ કરેછે સેવા.
પ્રેમ પુષ્પ લેઈ નાથ વધાવે, પામે મહારસ મેવા. કાયા. ૫
ભાવીક ભક્તમળયા ત્યાં ભેળા, રષિ મુની ને મહા જોગી.
સનકાદીક શુકદેવ સરીખા, પ્રેમ અમીરસ ભોગી. કાયા. ૬
કોટીક કવીજન કીર્તી કરેછે, વીધવીધ પેર વખાણે.
છોટમ ભકત મનુજ તનુ ધારી, મહીમા પાર ન જાણે. કાયા. ૭

---

એમ વીચારી જે જન ખેલે, તેજ થાય સુખકારી.
મહા અઘરી માયાની બાજી, તેમાં ગયા ઘણા હારી. ટેક. ૧

નીતિ વિવેક વિચાર સંધાતે, રમતાં ઘણો રંગ વાધે.
સજ્જનતા સહુ લોક વખાણે, જશ પામે જગ માંધે. પ્રેમ. ૨
અધમ કર્મ અવીચાર અનીતી, અધરમ ઉરમાં ધારે.
અખિલ લોકમાં અપજસ તેને, ધિકધિક કહી ધીક્કારે. પ્રેમ. ૩
ઉત્તમ વિદ્યા અમૃત સરખી, પ્રેમે પુષ્ટિ કરેછે.
વિષરૂપીછે સર્વ અનીતી, ખાતાં ખચીત મરેછે. પ્રેમ. ૪
નરદેહ પામી નીતીને રાહે, નરહરીને જે ગાશે.
જન છોટમ દુનીયાની બાજી, તે જન જીતી જાશે. પ્રેમ. ૫

---

## હોરીની ધુમાર.

કાયા વૃંદાવન જાનિયેહો, હાંજી હો મેરે પ્યારે,
રમે જયાં કૃષ્ણને રામ, કાયા વૃંદાવન જાનિયેહો. ટેક.
નવદ્વાર ના નંદ દેવતા, જીભ જસોદા માત બલ જાઉ,
તાકે, સદન ગિરિધારી ગાજે, ઇપજાવે આનંદ સાક્ષાત. કાયા. ૧
પાપ પ્રવૃત્તિ આઇ પૂતના, શોષણ કીની સોય બલજાઉ.
મોહ તૃષ્ણાવર્ત્ત મારી દીયોહે, કરી ના શકે દુખ કોય. કાયા ૨
સત્યશીલ સમતાદિક ગોપી, તાકો ગોરસ ખાય બલ જાઉ.
મુકતી ચતુર્ધા માખન સે હે, મન મર્કટ આદીકું પાય. કાયા ૩
જલ જમુના સો નાડી પિંગલા, ખેલત તાકી તીર બલ જાઉ,
ભાવ વછકું આપ ચરાવે વિચાર હે હલધરવીર. કાયા ૪
ગોપ બાલકો સદ્‌ગુન સારે, લોભ અઘાસુર નામ બલ જાઉ,
મત્સર માન વત્સઅગમારે, સબકું સુખદાયક શ્યામ. કાયા ૫
જાગૃતમે સબ વત્સ ચરતહે, નિંદ્રા ચતુર મુખ આય બલ જાઉ.
વત્સ બાલ સબકુ હરીલીને, સુપને લિયે નવીન બનાય. કાયા ૬
નવધા ભક્તિ ગોપકી કન્યા, ભેદ રૂપસો ચીર બલ જાઉ,

તાકો હરણ કરી ત્રિકૂટી કદમપર, બેઠહે શ્યામ શરીર. કાયા ૭
નવલખ ધેનુ સમૂહ નિવૃત્તિ, તાકુ ચરાવત આપ બલજાઊ,
ત્રિવીધ તાપ દાવાનલ બુઝે, પ્રકટયોહે પ્રબલ પ્રતાપ. કાયા ૮
કામવાસના વિષધર કાલી, નીતી લગાઈ નાથ બલ જાઉ,
સંસાર સાગર બેટ બસાયો, કીનો મન પાવન પાથ. કાયા ૯
ધર્મ ગોવરધન કરમે ધાર્યો, હાર્યો ઈંદ્ર કલિકાલ બલ જાઊ,
પ્રેમપાક દ્વિજપતિન ખેપાયો, તૃપ્ત ભયે આપ ગોપાલ. કાયા ૧૦
શુદ્ધ વિચાર શરદ રૂતુ આઈ, અનુભવ ચંદ્ર પ્રકાશ,
ગગન કુંજમે બંસી બજાઈ, બોલાઇ સખી પ્રભુ પાસ. કાયા ૧૧
સુરત રાધીકા આગે સંચરી, ગોપી સુવાસના વૃંદ બલ જાઊ,
કમલ સહસ્રદલ રંગ ભૂમીકા, ઊપજાવે પરમઆનંદ. કાયા ૧૨
અનહદ નાદ અખંડ બજત હે, જયોતિ ઉદ્યોત અપાર બલજાઊ,
વીણા જંત્ર મૃદંગ મોરલી, બજત પ્રણવકો તાર. કાયા ૧૩
વેહેતી જમુના તિમીત હોગઇ, મોહે સકલ દિગપાલ બલ જાઉ,
અક્ષર કુસુમ કમલ વન ખીલે, મોહોહે સ્વર્ગ પાતાલ. કાયા ૧૪
ખેલત કૃષ્ણ અદ્રષ્ટ હો ગયે, સુરત સખી લેઇ સાથ બલજાઊ,
જાય પરામે સો વિલ સાઇ, પકડી રહી પ્રણવકું હાથ. કાયા ૧૫
ઓર સખી સબ ઢુંઢતી આઇ, દેખી ચરનકો ચિન્હ બલ જાઉ,
સકલ સખી વિરહીત ભઇ ભોગી, રસરૂપ રહી નહી ભિન્ન. કાયા ૧૬
સોહં અસ્મિ કહી ખેલત જાગી, દ્વૈત રહ્યો નહિ કાંઇ બલજાઉ,
પરાપારસે પ્રભુજી પધારે, છોટમ સખીનકે માંય. કાયા ૧૭

---

રાગ ઘુમર. હોરી. ૨

ભજરે મન પૂરણ બ્રહ્મકું હો, હાંની હો મેરે પ્યારે,
જાકો હે મહિમા અપાર, ભજરે મન પૂરણ બ્રહ્મકું હો. ટેક.

જો મહિમાસે અધર રહતહે, અંડ અનંત અપાર બલજાઉ.
સો મહિમાસે રવિ શશિ ઉડુગન, પાની પવન નભ સાર. ભજરે. ૧
એક પાદ હે વીશ્વ સકલમે, તીન પાદ દિવિમાંય. બલજાઉ.
અનંત પાદહે ભીન્ન સકલમે, બ્રહ્માદીક ધાવત તાંય. ભજરે. ૨
પૂરણ માંહિ પૂર્ણતા એસી, થાહ ન પાવે કોય બલજાઉ.
કોટિ બ્રહ્માંડ તિહાંસે ઉપજે, તાતે કછુ હાનિ ન હોય. ભજરે. ૩
જ્યું સિંધુકો નીર જમાયો, સોહી ગયો સબ દેશ બલજાઉ
સિંધુ નીર જ્યોંકો ત્યો રહેવે, ઘટે નહિ નીધિહુસે લેશ. ભજરે ૪
એ મહીમાકું અપાર કહતહે, બ્રહ્મ વિષ્ણુ મહેશ બલજાઉ.
ઓર જીવકો કોન ગનેહે, જાકો જસ ગાવત શેષ. ભજરે. ૫
સાધકતાકી સાધના સાધે, કોટિક કલ્પ પ્રજંત બલજાઉ.
છોટમ પૂરણતા પ્રભુજીકી, તાકો નહી પાવત અંત. ભજરે. ૬

---

પ્યારા પીહુ સંગે ખેલીએહો. હાનીહો મેરે પ્યારે; પ્રિયતમકું દેખી પાસ, પ્યારા પીહુ સંગે ખેલીએહો ટેક.
જિહાં દેખુ તિહાં સનમુખ ઠાડો, હાજર પ્રાણ હજૂર બલજાઉ.
જ્યાકે બોલસે બોલ હે મેરો, આનંદ આવત ઉર. પ્યારા. ૧
સ્થૂલ સૂક્ષ્મ અરૂ કારણ કાયા, તાતે ભિન્ન દયાલ બલજાઉ.
સોમે મોસો એકમેકતા, તોભી મેરો હે પ્રતીપાલ. પ્યારા. ૨
મેરી ઓર મેરે પીહુકી જાતિ, તામે નહી કછુ ભેદ બલ જાઉ.
સમરથ ભેદ અપાર રહયો હે, તાતે બડ ગાવત બેદ. પ્યારા. ૩
મોસે બને નહી રજકણ જેતા, પીહુ જગ સરજનહાર બલજાઉ.
મેં પરતંત્ર સ્વતંત્ર પીયાહે, અગણીત અંડ આધાર. પ્યારા. ૪
મેં સુખ દુઃખ કર્મ ફલ ભોક્તા, પીહુ ફલકો દાતાર બલજાઉ.
મેં અવગુનકો પાત્ર નીરંતર, પિહુજી હે ગુનકો આગાર. પ્યારા. ૫

મેં આશા અધીન પીયાકો, પિઉ મેરે સિરતાજ બલજાઉ.
જયા દીનતે મે પીઉકું વીસાર્યો, તબતે બડ ભયોહે અકાજ. પ્યારા. ૬
કાલ માયાને પરવશ કીનો, પાયો અતી દુખ ઓઘ બલજાઉ.
દીન દયાલ ગુરૂ કર સાચો, મિલાયો પીઉ સંજોગ. પ્યારા. ૭
અબમે પીયાકું પલ ન બીસારૂં, નિશદિન ધારૂ ઉર બલજાઉ.
છોટમ પરમ દયાલ પીયાસે, પાયો હે સુખ ભરપૂર. પ્યારા. ૮

---

હોરી રાગ. ૨

અદભુત રચના તોરી, દયાનિધી અદભુત રચના તોરી,
કેસે જાની શકે મતી મોરી, દયાનિધી અદભુત રચના તોરી. ટેક.
શુન્યાકાર શુન્યમે સરજી, મૂલ પ્રકૃતિ થોરી,
તાકો પ્રભુને વિરાટ બનાયો, જુગતે પ્રમાણું જોરી. દયા ૧
ચોવીસ તત્વ ભોગ્ય પ્રકૃતિ કરી, પુરૂષ ભોજક કિયા થોરી,
સ્થાવર જંગમ જાતી બનાઈ, તામે નહિ કછુ ખોરી. દયા ૨
અખીલ લોકકું નાચ નચાવે, હે અપને કર ડોરી,
જન છોટમ એસે પ્રભુ ભજકે, જન્મ ન હોય બહોરી. દયા ૩

---

અપને પ્રભુસે હોરી, ખેલો પ્યારે અપને પ્રભુસે હોરી,
નિજ સુરત શ્વાસમે જોરી, ખેલો પ્યારે અપને પ્રભુસે હોરી. ટેક.
સોહં શબ્દ ઉઠત હે જાતે, દીર્ઘ પ્રાણમે દોરી,
અગમ નિશાન તાકકે મારો, ડારો ભરમ બટ ફોરી. ખેલો ૧
પ્રેમ અમીરસ ભરો પીચકારી, જ્ઞાનકો કેસર ઘોરી,
અનુભવ અંબીલ ગુલાલ ઉડાવો, ભરી ભરી જુગતસે ઝોરી. ખેલો ૨
ધ્યાનકી ધુમ મચાવો નિરંતર, તનમન પ્રાન સકોરી,
અનહદ નાદ ગરજના સુનકે, ખોલો અગમકી પોરી. ખેલો ૪

રસબસ હોય પેલો રસિયાસે, કાયા રહે નહિ કોરી,
છોટમ શ્રી ગુરૂદેવ કૃપાસે, મુક્તિ હોયગી તોરી. પેલો ૪

---

રાગ હોરીના ખ્યાલ.

કર્તારે રચી છે કાયા. ટેક.

જોતાં એમાં બહુ જુક્તિ રચી છે, જાણી શકે જન ડાયા,
એ પ્રભુને તજી અન્ય ઉપાસે, તે જન જાય વહાયા, મટે નહી
મોહ ને માય. ક૦ ૧

પાણીના બીંદુનું પંજર કીધું, બહુ વીધ બંધ બંધાયા.
શ્વાસ ઉશ્વાસ તણી કલ મુંકી, અક્ષર બાવન ગાયા, ઘણા ઘણા
બોલ બોલાયા. ક૦ ૨

નેત્ર વડે બહુ રૂપ નીહાલે, કાનથી શબ્દ સુણાયા,
નાસિકા કીધી સુવાસને લેવા, જીભથી સ્વાદ જણાયા, ભલા ભલા
ભેદ ભણાયા. ક૦ ૩

મનથી મનોરથ થાય અહોનીશ, વીદ્યા અવીદ્યાએ છાયા,
સકલ ઇંદ્રી તણો એ મનસુબો, કહે છે જે મારી કાયા, બુદ્ધી
યે બોધ મનાયા. ક૦ ૪

અહંકાર હું કરીને માને, ચીત ચીતવીને ભુલાયા,
એ થકી જીવ જુદો નથી જડતો, તે જાણે ગુરૂરાયા, કૃપા થકી
છોટમે પાયા. ક૦ ૫

---

વસંત રાગ.

જગદીશ જડશે જીવમાં, એવી સહજ શક્તિ છે શિવમાં. જ૦ ટેક
જેમ અગ્નિ મથે અરણી વડે, થાય પ્રકટ પદારથમાં પડે,
એથી અલગો પધો તો ના જડે, જગદીશ જડશે જીવમાં. ૧

જેમ નાદ ભરેલું આકાશ છે, પણ વાદિત્ર માંહી પ્રકાશ છે,
એમ ઇશ્વરનો પણ વાસ છે, જગદીશ જડશે જીવમાં. ૨
જળ ઝીણું વરાળ થકી કહું, એ તો આકાશમાં રહે છે સહુ
બને વાદલ તો એથી બહુ, જગદીશ જડશે જીવમાં. ૩
એવો અનુભવ ઉરમાં આણજો, પ્રભુ અંતરજામી જાણજો,
કહે છોટમ મહારસ માણજો, જગદીશ જડશે જીવમાં. ૪

---

## વસંત રાગ.

જાગ્ય જાગ્યરે જીવ અભાગી, જોને મૂળ વીચારી,
કયાં થકી આવ્યો ને કયાં જાવું, શાંની છે કાયા તારી. જા૦ ૧
શું કરવાનું ને શું કીધું, શું સમજયો દેહ ધારી,
જન્મ ધરી જગદીશ ન જાણ્યો, જીતી બાજી હારી. જા૦ ૨
કોટી કુકર્મ કરી કલ્પો નીચા, નરક તણો અધીકારી,
ઘોર અજ્ઞાન અવીદ્યા નીદ્રા, મોહ નીશા અંધારી. જા૦ ૩
મીથ્યા મનોરથ સ્વપ્ન ઘણેરાં, ઝંખે સુતવીત નારી,
અહંતપણામાં આપ ભૂલાયું, ભય પામ્યો અતી ભારી. જા૦ ૪
વેદ વેદાંત વદે છે એવું, કહે છે સંત પુકારી,
છોટમ શબ્દ સુણીને જાગ્યા, તે નરની બલીહારી. જા૦ ૫

---

## વસંત રાગ કી. ૨.

જીવન ચપલ જેવું ઝાકળ જળ, જન મન જોને વીચારી;
વાદળને જયમ વાયુ ચલાવે, તેવી કાયા છે તારી. જીવ૦ ૧
ભોગ સર્વ ક્ષણભંગુર ભવના, સ્વર્ગાદીક સુખ એવું;
થાય જાય પણ સ્થીર નહી, અંતે ઘનમાં દામીની જેવું. જીવ૦ ૨
પૂર્ણ કળાએ ચદ્ર પુનમનો, દીન દીન ઘટતો જાય;

એવું જોબન જીવ સર્વનું, અંત્યે અમાસજ થાય. જીવ૦ ૩
અવ્યક્ત વૃક્ષ અલોકીક એવું, ખીલે તેમ ખરે છે;
નામરૂપ ગુણ નાશવંત છે, ઉપજે એજ મરે છે. જીવ૦ ૪
અદભૂત ખેલ રચ્યો અવીનાશી, જોતાં પાર ન આવે;
છોટમ પરમ દયાળ પ્રભુનું, ભજન કરી લોને ભાવે. જીવ૦ ૫

---

કઠણ કરાળ કાળ છે કરડો, માન સર્વનું મોડે;
વીણુ દેહ ધરી જે આવે, તે સરખાને ન છોડે. કઠ૦ ૧
બ્રહ્મા જેના ભયથી કંપે, જીવનું જોર ન ચાલે;
મરણ તણો ભય મોટો માથે, તે સર્વેને સાલે. કઠ૦ ૨
પરવત કોરીને કોય પેસે, ભૂમી ઘર કોઇ રહે છે;
લોહ પાંજરામાંહી લપેટે, તોએ તેજ મરે છે. કઠ૦ ૩
રોગ દુઃખ સહુ સેવક એના, પ્રાણી માત્રને પીડે;
સારા ને નરતા સરખા ગણે છે, એમ અઘટતું હીંડે. ક૦ ૪
નિર્દય નિપટ નિરંકુશ એવો, સર્વેને સંતાપે;
છોટમ પૂરણ બ્રહ્મ ભજી લો, તે સ્થળ કાળ ન વ્યાપે. કઠ૦ ૫

---

સોરઠ રાગ કી. ૩.

સરજનહાર ભજો, રે મન સરજનહાર ભજો;
કોટિ કુકર્મ કરી કરી જગમે, જમપુર જાત લજો. રેમ૦ ટેક ૧
ઓર દેવ ગુનહે માયાકે, તાકો કોન ગજો;
સબકે સરજનહાર મહા પ્રભુ, તાકી સેવા સજો. રેમ૦ ૨
જેહિ સાધન તે ભવભય નટરે, સોકર તુર્ત તજો;
કહે છોટમ કરતાર ભજનસે, પાવે પરમ મજો. રેમન૦ ૩

---

નિરગુન નામ જપો, અહરનિશ નિરગુન નામ જપો;
જાતે જ્ઞાન બઢે નહિ પ્રભુકો, સો તપ કાયકું તપો. અહર. ટેક. ૧
ધાતુપખાન દેવકરી પૂજત, જપતે નામ થપો;
તાકું છાંડ ઓરકું ભજકે, કયુંભવ માંહિ ખપો, અહર. ૨
નામ સુધારસ જિનહિ ચાખ્યો, સો નહિ રહત છપો;
છોટમ નામ ખડગ કર ધરકે, એ ભવપાશ કપો. અહર. ૩

---

સદગુરૂ જ્ઞાન ગૃહો, અબ મન સદગુરૂ જ્ઞાન ગૃહો;
કામ ક્રોધ મદ લોભ ગરવ છલ, દુરગુન દૂર દહો. અબમ૦ ૧
અવર કલ્પના સકલ છાંડકે, નિરગુન લક્ષ્ય લહો;
સુક્ષ્મ સ્થૂલ પદારથ તજકે, પદ નિરબાન ચહો. અબમ૦ ૨
કોટિ કોટિ બ્રહ્માંડ રાશિકો, કારન બ્રહ્મ કહો;
છોટમ સદચિદ આનંદ ઘરમે, સુખતે જાઇ રહો. અબમ૦ ૩

---

## પંચીકરણ.

### દોહા.

શિષ્ય કહે આચાર્યને, નમન કરી બહુ વાર;
કયાં તત્વથી વિશ્વને, રચે વિશ્વકર્તાર. ૧
એજ પ્રશ્ન સુણી શિષ્યનું, ઉત્તર દે ગુરૂરાય;
પંચ તત્વથી વિશ્વને, કર્તા ઘડે અકાય. ૨
જીવ અને ઇશ્વર તણા, પંચી કૃત સહુ દેહ;
વેદ શાસ્ત્ર અનુસારથી કહી જણાવું તેહ. ૩
કર્તાની ઇચ્છા વડે, વિશ્વ થયું છે જેમ;
વર્ણન કરિશું વેદમાં, તત્વ થયાં છે તેમ. ૪

---

## ચોપાઈ.

સહુનું કારણ છે કર્ત્તાર, સદચિદ આનંદ રૂપે સાર;
તેની ઈચ્છા માયા જેહ, ત્રણે ગુણવાળી છે તેહ. ૧
અસત્ય જડ અજ્ઞાન સ્વરૂપ, એ માયાનું જાણો રૂપ;
રજ તમ સત્વ નામના સાર, એ માયાના ગુણ નિર્ધાર. ૨
માયા સ્વરૂપ એવું કહ્યું, એથી શબ્દ સહિત નભ થયું;
નભથી મહાપ્રભંજન વાયુ થયો, સ્પર્શ સહિત છે અને કહ્યો. ૩
રૂપ સહિત અગ્નિ છે જેહ, થયો પ્રભંજનથી છે એહ;
અગ્નિથી જલજન્મજ કહે, તેરસ સહિત મહાજન લહે. ૪
જલથી પૃથ્વીનો ઉત્પાદ, ગંધવતી એવો મુન વાદ;
મહા ભૂત ઉત્પત્તિ એહ, કહી વેદમાં વર્ણી તેહ. ૫
કારણમાં ગુણ સરજ્યા જેહ, કાર્ય વિષે આવેછે તેહ;
નભનો એક શબ્દ ગુણ કહે, શબ્દ સ્પર્શ વાયુમાં લહે. ૬
શબ્દ સ્પર્શ રૂપ કહેવાય, અગ્નિમાં એ ત્રય લહેવાય;
શબ્દ સ્પર્શ રૂપ રસ જેહ, જલમાં ચાર ગુણો છે એહ. ૭
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, પૃથ્વીમાં એમનો સંબંધ;
પંચ ભૂતનો સાત્વિક અંશ, તેથી જ્ઞાનેંદ્રિયનો વંશ. ૮
અંશ ગગનનો સાત્વિક સાર, તેના કર્ણ થય. નિર્ધાર;
ભાગ વાયુનો સાત્વિક જેહ, તેથી ત્વચા થઈ છે એહ. ૯
સાત્વિક ભાગ તેજના કહે, તેનાં નેત્ર ઈંદ્રિયો લહે;
સાત્વિક ભાગ નીરનો ગ્રહી, રસના ઈંદ્રિય કરિયું સહી. ૧૦
સાત્વિક ભાગ ભૂમિકા તણો, નાસા ઉપજ એથી ગણો;
આકાશાદિકના ગુણ જેહ, છે ઈંદ્રિયના વિષયો તેહ. ૧૧
શબ્દ વિષય છે કર્ણજ તણો, સ્પર્શ વિષય તે ત્વચાનો ભણો;
રૂપ નેત્રનો વિષયજ કહે, રસ તે વિષય જીભનો લહે. ૧૨

ગંધ વીષય નાસાનો ગાય, જ્ઞાનેંદ્રિયથી જ્ઞાન જણાય;
વલી પંચભૂતોના જેહ, સાત્વિક ભાગ સમષ્ટિ તેહ. ૧૩
અંતઃકરણ કરચું તે તણું, ચાર વૃત્તિયો તેની ભણું;
મનવૃત્તિ પહિલી કહેવાય, જેહ વડે બહુ સંશય થાય. ૧૪
બીજી વૃત્તિ બુદ્ધિ ભણે, સહુનો નિશ્ચય એણે બણે;
ત્રીજી વૃત્તિ અહંકૃતિ સોય, ગર્વ દેહિને એણે હોય. ૧૫
ચોથી વૃત્તિ જાણો ચિત્ત, સ્મરણ થવાનું એ છે વિત્ત;
ચાર વૃત્તિ કોઈ તો ના કહે, અંતઃકરણ ચાર એ લહે. ૧૬
જ્ઞાનશક્તિ છે સાત્વિક માંય, મ ટે જ્ઞાન રહ્યું છે ત્યાંય,
પંચભૂતનો રાજસ ભાગ, કર્મેંદ્રિયો બની સોહાગ. ૧૭
નભનો ભાગ રજોમય ગૃહી, વાગિંદ્રિય રચી દીધું સહી;
રાજસ ભાગ વાયુનો સાર, પાણીંદ્રિય રચિયું નિર્ધાર. ૧૮
રાજસ ભાગ તેજનો કહે, તેનું ચરણેંદ્રિય મુનિ લહે;
રાજસ ભાગ ગૃહી જલ તણો, ઊપસ્થ ઇંદ્રિય એનું ગણો. ૧૯
રાજસ ભાગ પૃથ્વીનો જેહ, ગુદ ઇંદ્રિયને જાણો તેહ;
પંચ કર્મ દેહમાં કરે, માટે કર્મેંદ્રિય ઉચરે. ૨૦
વાગિંદ્રિયથી વચન વદાય, પાણિંદ્રિયથી વસ્તુ ગ્રહાય;
ચરણેંદ્રિથી ચાલે સહુ, મલ વિસર્ગ ગુદથી છે કહુ. ૨૧
પ્રજાકાર્ય ઉપસ્થજ કરે, પંચકર્મ પચેનાં ખરે;
પચે ભૂત સમષ્ટિ ભણો, રાજસ ભાગ ગૃહી તે તણો. ૨૨
પ્રાણ વાયુ કીધો છે ત્યાંય, ક્રિયા શક્તિ છે રાજસ માંય;
પ્રાણ વૃત્તિ દશ જે કહેવાય, શરીર ગંહે તે લહેવાય. ૨૩
પ્રાણ વાયુ તે તનમાં વહે, નાસાગ્રે સ્થાનક મુનિ કહે;
શરીર માંહિ કરે પ્રવેશ, એજ પ્રાણના ક્રિયા વિશેષ. ૨૪
પ્રાણાયામ તો એણે થાય, તે કતાં સહુ પાતક જાય;

રીરમ થી માહેર જાય, તેજ અપાન વાયુ કહેવાય. ૨૫
ગુદાસ્થાનથી ઉઠે તેહ, રેચક રૂપે જાણો એહ;
અખિલ શરીરે વર્તે વ્યાન, કંઠ સ્થાનમાં રહે ઉદાન. ૨૬
સમાનનો તનુ મધ્યે વાસ, પોચાડે રસ ચારે પાસ;
નાગ વાયુથી હોય ડકાર, કૂર્મવાયુ ઉન્મેષણકાર.
કૃકલછીંક ઉપજાવે સોય, દેવદત્તે બગાસું હોય;
વાયુ ધનંજય પોષણ કરે, સકલ દેહ મધ્યે તે ફરે. ૨૮
પંચભૂતના તામસભાગ, ગ્રહી શરીરો રચ્યાં સુહાગ;
પંચીકૃત છે સ્થૂલ શરીર, તેનું વર્ણન સુણજ્યો વીર. ૨૯
એક તત્વમાં ચાર મેલાય, પંચીકરણ પાંચનું થાય;
આકાશાદિક તત્વો જેહ, બેબે ભાગ કરેલા તેહ. ૩૦
એક ભાગ બેમાંથી ગ્રહી, તેના ચાર કરેલા સહી;
એક ભાગ અલગો છે જેહ, તેમાં ચાર ધર્યા છે તેહ. ૩૧
પંચીકરણ પાંચનું થયું, પિંડ તથા બ્રહ્માંડ રહ્યું;
પચી કૃત છે તનુ વૈરાટ, તેમાં ચાર ખાણયના ઘાટ. ૩૨
પહિલી ખાણ્ય જરાયુ ભણે, મનુષ પશુ એમાંથી બણે;
સ્વેદજ ખાણ્ય બીજી કહેવાય; મશકાદિક એમાથી થાય. ૩૩
ત્રીજી ખાણ્ય તે અંડજ કહી, પંખી આદિની ઉપજ લહી;
ચોથી ઉદ્‌ભિજ્જ ખાણ્ય કથાય, વૃક્ષાદિક તો એથી થાય. ૩૪
પચી કૃત છે સગળાં સ્થૂળ, તેમાં પંચ તત્વ છે મૂળ;
કઠિન ભાગને પૃથ્વી તણો, ઢીલાપણ તે જલનો ગણો. ૩૫
ઉંષ્ણ ભાગ તે જાણો તેજ, હલણ ચલણ તે વાયુ એજ;
પોલતેજ આકાશક થાય, એમ પચભૂતોની કાય. ૩૬
પાંચ ગુણે પચવીસજ થાય, પંચ પંચ એક એકમાં ગાય;
અસ્થિ માંસ નાડી ત્વચ વાળ, ભૂમિ ગુણ એ પંચ વિશાળ. ૩૭

રેત મૂત્ર પરશેવો લાળ, રૂધિર સહિત જળના ગુણ ભાળ;
ક્ષુધા તૃષા નિદ્રા ઉદ્વેગ, આળસ એ પાવક ગુણ વેગ. ૩૮
ધાવન તથા પ્રસારણ થાય, ઉઠે ચાલે સંકોચાય;
વાયુ તણા પંચે ગુણ એહ, ચાલે સર્વે એમ જન દેહ. ૩૯
કટી ઉદરને હૃદયે વાસ, કંઠ શીષ એ પંચાકાશ;
હવે પંચભૂતોની માંય, પંચ ભાગ ભેળેલા ત્યાંય. ૪૦
તેના ગુણ જૂદાછે જેહ, વિસ્તારીને વર્ણું તેહ;
પૃથ્વીમાં પૃથ્વીછે જેહ, અસ્થિકઠિન પીતછે એહ. ૪૧
પૃથ્વીમાં જલથીછે માંસ, તેથી તેમાં છે ઢીલાશ;
નાડી પૃથ્વીમાં છે તેજ, જ્વરથી ઉષ્ણ જણાએ એજ. ૪૨
ત્વચા ભાગ પૃથ્વીમાં વાય, તેથી જ્ઞાન સ્પર્શનું થાય;
રોમ પૃથ્વીમાં છે નભ વડે, તેથી છેદે દુઃખ ના પડે. ૪૩
જળમાં જળનો ભાગજ રેત, ધરે ગર્ભને રંગે શ્વેત;
જળમાં અગ્નિથી મૂત્ર હોય, તેથી ઉષ્ણ રહેછે સોય. ૪૪
જળમાં વાયુથી પ્રસ્વેદ, શ્રમ કરતાં ઉપજેછે ખેદ;
જળ આકાશ ભાગથી લાળ, તેથી ઉંચી ચડેછે ખાળ. ૪૫
જળ પૃથ્વીથી રક્તજ હોય, તેથી લોહીત દીસે સોય;
અગ્નિમાં અગ્નિછે જેહ, ક્ષુધા ઘણી ઉપજાવે તેહ. ૪૬
અગ્નિ ભેળો વાયુ થાય, લાગે તૃષા કંઠ સૂકાય;
અગ્નિમાં નભ નિદ્રા સોય, તેથી શુન્ય સ્વભાવે હોય. ૪૭
અગ્નિમાં જળ ભાગ કથાય, તેનાથી ઉદ્વેગજ થાય;
અગ્નિમાં પૃથ્વીછે જેહ, ઉપજે આળસ જડતા એહ. ૪૮
પવનમાંહિ પવનછે જેહ, દોટ મુકીને ધાવુ તેહ;
અંગ પ્રસારણ જે અવકાશ, તે વાયુ મધ્યે આકાશ. ૪૯
ઉભું થવું ઉઠીને એજ, તે વાયુમધ્યે છે તેજ;

ચલન હલન કરે જન કોય, વાયુ મધ્યે જલછે સોય. ૫૦
શરીરનું સંકોચન થાય, વાયુમાં પૃથ્વી કહેવાય;
આકાશમાં આકાશછે જેહ, શીષ આકાશ જાણવું તેહ. ૫૧
શબ્દ ગુણ છે તેમાં સોય, માટે નાદ અનાહત હોય;
કંઠ વિષે વાયુ આકાશ, મુખ નાકેથી ચાલે શ્વાસ. ૫૨
તેજાકાશ હૃદયની માંય, તેથી રહે ઉષ્ણતા ત્યાંય;
જલ આકાશ ઉદર કહેવાય. તેથી જળ તે માંહિ ભરાય. ૫૩
કટિ આકાશ અવની સંબંધ, તેથી તેમાં રહેછે ગંધ;
પંચેતત્વ તણા ગુણ વળી, આકાશ મધ્યે રહેછે મળી. ૫૪
અથ પૃથ્વી જળ મોહજ જાણ, ક્રોધ અગ્નિથી છે નિર્માણ;
કામ વાયુને લોભ આકાશ, પંચતણા ગુણ પંચ પ્રકાશ. ૫૫
પંચીકૃત છે સ્થૂળ શરીર, ભોગસ્થાનક વર્ણે ધીર;
શ્રોત્રત્વચા જિવ્હાને ઘ્રાણ, નેત્ર સહિત જ્ઞાનેંદ્રિય જાણ. ૫૬
વદન હસ્ત ચરણને ગુદા, ઉપસ્થયુત કર્મેંદ્રિય સદા;
મન બુદ્ધિ અહંકૃતિને ચિત્ત, અંતઃકરણ ચાર એ વિત્ત. ૫૭
એ ચૌદે ઈંદ્રિય કહેવાય. તેના નામ વિષય પતિ ગાય;
ઈંદ્રિયને અધ્યાત્મજ કહે, વિષયોને અધિભૂતજ ગ્રહે. ૫૮
પતિને તો અધિદૈવજ કહે, તે વિસ્તારી કહુંછું હવે;
દેહ વિષે એ ચૌદ જણાય, એથી આત્મા ભિન્ન ગણાય. ૫૯

મનહર છંદ.

શ્રોત્રને અધ્યાત્મ કહે, અધિભૂત શબ્દ ગ્રહે;
દિગપાળ અધિદૈવ, અનુગ્રહ કારીછે;
ત્વચાને અધ્યાત્મ ગાય, સ્પર્શ અધિભૂત થાય;
વાયુ તેનો અધિદૈવ, પતિ શુભકારીછે;
નેત્રને અધ્યાત્મ વદે, અધિભૂત રૂપ ગદે;

અધિ દેવ સૂર્ય તેનો, તેજવંત ભારીછે;
જીભને અધ્યાત્મ ભવે, અધિભૂત રસ કવે;
અધિદેવ વરૂણ તે, સદા અવિકારી છે.
ઘ્રાણને અધ્યાત્મ કહે, ગંધ અધિભૂત લહે,
પૃથ્વી અધિદેવ તેતો, વિદ્યાવંત ગાય છે;
વાણીને અધ્યાત્મ ગાય, અધિભૂત જે બોલાય,
અધિદેવ પાવક તે, તેહને સહાય છે;
હાથને અધ્યાત્મ વદે, લેવું અધિભૂત ગદે,
ઈંદ્ર અધિ દેવ તેનો, વેદાંતે કથાય છે;
અધ્યાત્મ પદ પ્રમાણે, ગતિ અધિભૂત જાણે;
વિષ્ણુ અધિ દેવ તેનો, સાત્વિક કથાયછે.
ગુદ તે અધ્યાત્મ ભાગ, અધિભૂત મળ ત્યાગ,
યમ અધિ દેવ તેનો, અનુગ્રહ તે કરે;
ઉપસ્થ અધ્યાત્મ ગાય, પ્રજા જન્મ એણે થાય,
એ છે અધિભૂત અધિ, દેવ ધાતા ઊચરે;
મન છે અધ્યાત્મ તેનું, મનન છે અધિભૂત,
અધિ દેવ તેનો ચંદ્ર, નાના ભાવ તે ભરે;
બુદ્ધિ છે અધ્યાત્મ તેનો, બોધ અધિભૂત જેનો,
બૃહસ્પતિ અધિ દેવ, જ્ઞાન તે પતિ ખરે.
છે અધ્યાત્મ અહંકાર, અધિભૂત ગર્વ સાર,
રૂદ્ર અધિ દેવ તેનો, શાસ્ત્રકાર જાણે છે;
ચિત્તને અધ્યાત્મ કહે, અધિ ભુત સ્મૃતિ લહે,
અધિ દેવ ક્ષેત્રજ્ઞતે, વેદાંતી વખાણે છે;
એમ ચૌદ ઈંદ્રિયોએ, શબ્દાદિ વિષય ઠેરો,
દેવ કૃપા વડે જીવ, અનુભવ જાણે છે;

પ્રકૃતિ અધ્યાત્મ કેરો, વિકાર છે અધિભુત,
ઈશ્વર છે અધિ દેવ, શ્રુતિયો પ્રમાણે છે. ૪

ચૌપાઇ

મૂખને કર્ણેંદ્રિય છે સાર, આકાશ તત્વ તણી નિર્ધાર,
એકજ શબ્દ વિષય ત્યાં રહે, મુખે ઉચરે કર્ણે ગ્રહે. ૧
ત્વચા હાથ બે વાયુ તણી, સ્પર્શ વિષય બેનો લ્યો ગણી,
ત્વચા વિષે જો ખરજજ થાય, હાથ વલૂરે તો દુખ જાય. ૨
નેત્ર ચરણ બે ઇંદ્રિય જેહ, તેજ તત્વનાં કહિયે તેહ.
રૂપ વિષય બેહુ મધ્યે સરે, નેત્ર જુવેને પગ ડગ ભરે. ૩
ઉપસ્થને રસના બે જોય, જળ તત્વનાં ઇંદ્રિય સોય,
રસનાએ રસ જે લેવાય, ઉપસ્થનું બળ વૃદ્ધિ થાય. ૪
ગુદા પ્રાણ બે ઇંદ્રિય જેહ, પૃથ્વી તત્વ તણાં છે તેહ,
ગુદા ઇંદ્રિયે ગંધ સદાય, ઘ્રાણ ઇંદ્રિયે જાણ્યો જાય. ૫

દોહા

સ્થુલ સુક્ષ્મ કારણ મહા, કારણ ચારે દેહ,
વેદાંત જે વર્ણિયા, અહિં જણાવું એહ. ૧
દેહોમાં દેહી રહે, પણ દેહી છે ભિન્ન;
અહંસ્ફુરણથી ઓળખે, તે જન જાણો ધન્ય ૨

ચોપાઈ

પંચીકૃત જે પંચભૂત, રહ્યાં પરસ્પર તે અનુસ્યૂત;
તેનાં સ્યુલ શરીરો કર્યાં, યથાયોગ્ય અંગો ત્યાં ધર્યાં. ૧
સ્થુલ દેહ ઉત્પત્તિ તણા, બે પ્રકાર મુનિ બોલે ઘણા,
યોનિજ એક અયોનિજ અન્ય, ઉભય દેહ એ માયા જન્ય. ૨
યોનિથી ઉપજે છે જેહ, યોનિજ દેહ કહે મુનિ તેહ,
યોની વીના ઊત્પત્તી થાય, તેજ અયોનીજ તનુ કહેવાય. ૩

શુક્ર અને શોણિત બે મળી, યોનિજ દેહ બને છે વળી,
જરાયુજને અંડજ દેહ, ઉભય ભેદ યોનિજના એહ. ૪
ગર્ભાવરક ચર્મપુટ રહે, તેનુ નામ જરાયુ કહે,
તેથી જેની ઉપજ થાય, તેજ જરાયુજ તનુ કહેવાય. ૫
મનુષ પશુ આદિકના દેહ, મુની જરાયુજ વર્ણે તેહ,
અંડજ તેજ અંડથી થાય, પક્ષી આદિક તે કહેવાય. ૬
ત્રિવીધ અયોનિજ તનુ કહેવાય, શ્રોણિત શુક્ર વિના તે થાય;
સ્વેદજને ઉદ્‌ભિજ્જ શરીર, કહે મનોભવ ત્રીજું ધીર. ૭
યૂકાલિક્ષાદિકના દેહ, મુનિયો સ્વેદજ બોલે તેહ;
પૃથ્વી ભેદીને જે થાય, વૃક્ષાદિક ઉદ્‌ભિજ્જક થાય. ૮
બ્રહ્માના મનથી મુનિ થયા, તેજ મનોભવ તનુધર કહ્યા,
પિંડ તણી ઉત્પત્તિ હવે, વર્ણું જે બહુ મુનિજન કવે. ૯
જીવ કર્મ વશ સઘલા કહે, માટે બહુ તનુઓને ગ્રહે,
યાતાયાત કરે બહુ વાર, ઘરી યંત્ર ઘટવત નિર્ધાર. ૧૦
જીવો જીર્ણ કલેવર તજે, વલની નૂતન તનુને ભજે,
જેમ જલુકા તૃણમાં ફરે, બીજા તૃણ ઉપર પગ ધરે. ૧૧
રૂણાનુબંધ પૂર્વનું હોય, પુનર્જન્મ પામે સહુ કોય,
કર્મપૂર્વકૃત હોયે જથા, જાતી આયુષ સુખ દુખ તથા. ૧૨
કર્મબંધ જે જનને હોય, ધૂમ મારગે જાયે સોય,
ચંદ્ર મંડલે તે તો જાય, ત્યાંથી વાયુને વશ થાય. ૧૩
વાયુથી વૃષ્ટિમાં ફરે, ઓષધિયો માંહે સંચરે,
પિતા તેજ ઓષધિયો ખાય, તેના શુક્ર વિષે તે જાય. ૧૪
કરે દંપતી મૈથુન જદા, શોણિત શુક્ર મળે છે તદા,
દેહારંભ ઉભયથી થાય, નવમાસે તે પૂર્ણ ઘડાય. ૧૫
પ્રથમે માસે કલલ ઘડાય, તે ઢીલા સરખો કહેવાય,

બીજે કઠિન મને છે સોય, અવયવ અંકુર ત્રીજે હોય. ૧૬
અવયવ ચોથે પૂર્ણ ઘડાય, જ્ઞાન પાંચમે માસે ગાય.
શોણિત માંસાદિક છે જેહ, તેજ માસમાં ઉપજે તેહ. ૧૭
છઠ્ઠે ધમની નાડી કેશ, શિરા નખાદિક વાધે બેશ,
પૂર્ણ ઘડાય સપ્તમે બાળ, ઘડે એક સહુનો પ્રતિપાળ. ૧૮
જાતિસ્મર તેમાં ઉપજે, ત્યારે જગકર્ત્તાને ભજે,
કર્યાં કર્મ સંભારી કરી, પ્રભુની સ્તુતિ આરંભે ખરી. ૧૯
છુટો થાશે હવે હું જદા, ભક્તિ તારી કરવી તદા,
એ વેળાએ એવું કહે, પ્રસવ પછી માયા મન ગ્રહે. ૨૦
માસ આઠમો પૂરો થાય, બાલકમાં બલ પૂર્ણ ઘડાય,
નવમો પૂર્ણ થાય જેટલે, પ્રસવ થાય તેનો તેટલે. ૨૧
પ્રસવકાલમાં રૂતને બળે, યોની યંત્ર થકી નીકળે,
સ્થુલ દેહ ઉત્પત્તિ એમ, વર્ણી તે મુનિ વર્ણે તેમ. ૨૨

છપ્પા છંદ.

જલચર તનુ નવ લાખ, પક્ષિ દશ લાખ વખાણે,
વીશ લાખ પશુ જાતિ, ત્રીશ લખ થાવર જાણે;
એકાદશ લક્ષ કીટ, ચાર લખ માનવ માને,
ચોરાસી લખ એમ, યોનિ સહુ લખિયો પાને,
નરદેહ તેહમાં શ્રેષ્ટ છે, વિપ્ર દેહ તેથી સરે,
જે ધર્મ સહિત ભક્તી કરે, તે ભવસાગરને તરે. ૧

**अंगुष्ठमात्रं पुरुषं निश्चक्रामयमोबलात् १**
**षोडशकलः पुरुष इतिश्रुतेः २**

દોહા.

સ્થૂલ દેહમાંહે વળી, સૂક્ષ્મ દેહછે અન્ય;
છે અંગુષ્ટ પ્રમાણ તે, જાણે મુનિ ધન્ય. ૧

સોળ કળા શ્રુતિયે કહી, સૂક્ષ્મ દેહની જેહ;
એકાદશ ત્યાં ઈંદ્રિયો, પંચપ્રાણ મળી તેહ. ૨

ચોપાઈ.

પંચજ્ઞાન ઈંદ્રિય કહેવાય, કર્મેંદ્રિય પણ પંચ ગણાય;
અંતઃકરણ એક ત્યાં ગ્રહે, ઈંદ્રિય એકાદશ મુનિ કહે. ૧
અંતઃકરણ વૃત્તિયો ચાર, માનેછે મુનિયો નિધાર;
સંશય તે મન કેરૂં રૂપ, નિશ્ચય તે છે બુદ્ધિ સ્વરૂપ. ૨
અહંકાર છે ગર્વાકાર, ચિત્ત સ્મરણ રૂપ નિર્ધાર;
પ્રાણ અપાન તથા છે વ્યાન, વળી ઉદાન ને તથા સમાન. ૩
સોળ કળા એવી કહેવાય, લિંગદેહ પણ એને ગાય;
તેની ભીતર કારણ દેહ, ભણે વાસના રૂપી તેહ. ૪
તેને કોઈ અવ્યાકૃત કહે, અજ્ઞાન સંજ્ઞા કોઈ મુનિ લહે;
ઉપસંહાર જ્ઞાનનો તહિં, કારણરૂપ મતી ત્યાં રહી. ૫
વડના બીજ વિષે વડ વૃક્ષ, સોળ કળા ત્યાં તેવી દક્ષ;
કારણમાં મહા કારણ દેહ, આત્માને આરાધે તેહ. ૬
અહંસ્ફુરણ આત્માને થાય, તે મહાકારણ દેહ ગણાય;
જ્ઞાની અજ્ઞાની સહુ તણા, સ્થૂલદેહ વિણસેછે ઘણા. ૭
ત્રણ્ય દેહ તેમાં છે જેહ, જ્ઞાનવડે વિણસેછે તેહ;
મોક્ષ લગી ત્રય અમર ગણાય, મોક્ષ થતાં ત્રયનો ક્ષય થાય. ૮
સૈંધવ ઉદક વિષે જિમ મળે, જીવ એમ બ્રહ્મમાં ભળે;
મોક્ષ નામ તેનું કહેવાય, એ ચોથો પુરૂષારથ ગાય. ૯
જન્મ મરણ દુખ તેથી ટળે, બ્રહ્માનંદ મહા સુખ મળે;
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ સાર, તુર્યા સહિત અવસ્થા ચાર. ૧૦
સોળ કળા જ્યાં જાગૃત રહે, માટે જાગૃત તેને કહે;
સ્થુલ દેહને કરી સહાય, સ્થુલ ભોગ ત્યાં બહુધા થાય. ૧૧

શબ્દાદિક વિષયોનું જ્ઞાન, થાય યથારથ રહેછે ભાન;
જીવ નેત્ર સ્થાનમાં રહી, બાહ્ય વસ્તુ જાણેછે સહી. ૧૨
વિશ્વનામ તેનું મુનિ ભણે, તેહ રજોગુણરૂપી ગણે;
અકાર માત્રારૂપી એહ, વદે વૈખરી વાણી તેહ. ૧૩
જંતુ નિદ્રાને વશ જાય, સ્વપ્નાવસ્થા તેમાં થાય;
સોળ કળા તે સાથે ગ્રહે, કંઠસ્થાનમાંહે જઈ રહે. ૧૪
દૃષ્ટ શ્રુત જે વસ્તુ હોય, તેનું સ્મરણ કરેછે સોય;
જેવી ઈશ્વર રચના હોય, કલ્પે ઘાટ સરીખા સોય. ૧૫
વિષય વિલાસ ઘણો ત્યાં કરે, જાગૃતમાં તે જૂઠો ઠરે;
સ્થુલ દેહને કરી સહાય, ભોગ તિહાં પ્રવિ વિક્તજ થાય. ૧૬
ભોક્તા તૈજ સમાની ભણે, સત્વગુણી તેને મુની ગણે;
ઉકાર માત્રારૂપી એહ, વદે મધ્યમા વાચા તેહ. ૧૭
જીવ ગાઢ નિદ્રાવશ હોય, કહે સુષુપ્તિ તેને કોય;
હૃદય માંહિ તે કરે નિવાસ, બાહ્ય વિષયનો છે ત્યાં નાશ. ૧૮
ત્યાં ઇંદ્રિય વિષયોને તજે, ભેગાં થઈ શાંતીને ભજે;
કછપ જિમ અવયવ સંહરે, તીમ ઈંદ્રિય ત્યાં ભેગી કરે. ૧૯
કારણ તનુને કરી સહાય, ભોગ તીહાં આનંદજ થાય;
ભોક્તા પ્રાજ્ઞ જીવ તે તણો, તમો ગુણી તેને તો ભણો. ૨૦
મકાર માત્રારૂપી એહ, ગીરા વદે પશ્યંતી તેહ;
જીવ અહંકૃતીને વશ હોય, અહમસ્મિ સદ્રૂપી સોય. ૨૧
તુર્યાવસ્થા તે કહેવાય, ચીદ્રુપે જંતુ લહેવાય,
મૂર્દ્ધાસ્થાન કરે નીવાસ, સ્વયં જયોતીમય પરમ પ્રકાશ. ૨૨
મહાકારણને કરી સહાય, મહાનંદનો ભોગજ થાય,
પ્રત્યગાત્મ અભીમાની તેહ, શુદ્ધ સત્વ ગુણ રૂપી એહ. ૨૩
અર્દ્ધ માત્ર રૂપી મુનિ કહે, પરાગરાને તે તો ગ્રહે,

ચાર અવસ્થા એવી થાય, દેહાદીક બંધન કહેવાય. ૨૪
જીવ જદા અપરાધી થયા, પ્રકૃતી રૂપ બંધનમાં ગયા,
ચોવીસ તત્વ પ્રકૃતી તણાં, પ્રભુએ દેહ રચ્યા છે ઘણા. ૨૫
હેડ બેડી સમ જાણો તેહ, માટે બંધન ભણીયે એહ,
માહાવીરાગ ઉપજે જદા, જીવ બંધથી છુટે તદા. ૨૬
રાજસ રાગ બંધનું મૂળ, મોક્ષ વીષે એ છે પ્રતીકૂળ,
વીરાગથી તે રાગજ મટે, ચાર દેહ મય બંધન કટે, ૨૭

દોહા

પરાપશ્યંતી મધ્યમા, વૈખરી વાણી ચાર;
શ્રોતા જનને સમજવા, તેનો કંઠ પ્રકાર. ૧
ચેતન નીજ ઈચ્છા ધરે, શબ્દ બોલવા જેહ;
પ્રણવરૂપ એ પ્રથમછે, પરા જાણવી તેહ. ૨
અર્થવાન બહુ શબ્દનો, જેમાં ઘાટ ઘડાય;
અક્ષર ગોઠવણી બને, તે પશ્યંતી થાય. ૩
સુક્ષ્મ વાણી મનમાં બને, પુસ્તક વાચન થાય;
તેજ જાણની મધ્યમા, બાહર તે ન જણાય. ૪
શ્રોતાજન શ્રવણે ધરે, એવો જે ઉચ્ચાર;
વાણી તે છે વૈખરી, બોલે તનુ ધરનાર. ૫
આદ્ય અક્ષર ઓંકાર એ, બ્રહ્મતણું છે નામ;
આરાધન એનું કરે, તેનું સુધરે કામ. ૬
અ ઉ મ એ ત્રણયના, સંધીથી ઉચ્ચાર;
ઓં એવો એ થાયછે, મુની બોલે નીર્ધાર. ૭
અકાર બ્રહ્મા જાણીયે, ઉકાર વીષ્ણુરૂપ;
મકાર તે શીવરૂપ છે, અર્દ્ધમાત્ર ચીદ્રૂપ. ૮
અર્દ્ધમાત્ર અહિં જે ગણી, તેનો નહી ઉચ્ચાર;

ગુરૂગમથી એ તો જડે, શાસ્ત્ર કહે નીર્ધાર. ૯
જીવ અને પરમેશના જે છે, ચારે દેહ;
તેની વીસ્તારી કથા, કહું સુણ શ્રોતા તેહ. ૧૦

છપા છંદ.

સ્થૂલ દેહમાં એક, અવસ્થા જાગૃત થાય;
અભીમાનીછે વીશ્વ, તેહનો પતી ગણાય;
સ્થૂલ ભોગ તે કરે, નેત્ર સ્થાનકમાં રહેછે;
માત્રા અકાર એક, રજોગુણરૂપ કહેછે;
જે વાણી બોલે વૈખરી, એ આઠ ઉર ધારીયે;
એ વાત કહી વેદાંતમાં, દઢનાથી મન ધારીયે. ૧
સુક્ષ્મ દેહમાં થાય, સ્વપ્ન જોગી જન ભાખે;
અભીમાની તો એક, તેહનો તૈજસ દાખે;
તે પ્રવીવિકતજ ભોગ, કરે કંઠે રહી આપે;
ઉકાર માત્રારૂપ; સત્વગુણ તેનો થાપે;
તે વાણી ઉચરે મધ્યમા, એ આઠ ભાખે કવી;
બહુ રૂષિયોના મત જોઈને, અચલ વાત આતો ચવી. ૨
કહીયે કારણ દેહ, સુષુપ્તી તેમાં થાય;
અભીમાની છે પ્રાજ્ઞ, પતી તે તેનો ગાય;
ભોગ કરે આનંદ, હૃદયમાં રહીને આપે;
મકાર માત્રારૂપ, તમો ગુણ તેને થાપે;
તે પશ્યંતી વાણી વદે, એ આઠ અહી ભાખીયાં;
તે તત્વ વાત જાણી કરી, સગળાં સમજી રાખીયાં. ૩
મહા કારણો દેહ, તેહમાં તુર્યા જાણો;
પ્રત્યગાત્મ તે તણો, એક માની પરમાણો;
મહાનંદનો ભોગ, કરે શીરમાં રહી પાતે;

અર્ધ્ધ માત્રને શુદ્ધ, સત્વ ગુણ રૂપે જોતે,
તે વાણી ઉચરે છે પરા, ઇચ્છાથી પોતે ધણી;
કહિ વાત જીવના દેહની, હવે કહુ હરિ તનુ તણી. ૪
દેહ ભલો બ્રહ્માંડ, અવસ્થા સૃષ્ટી રૂપી;
બીજો અભીમાની એક, તેહનો કહે સુરૂપી;
મહાસ્થુલ જે ભોગ, નેત્ર સ્થાનકમાં સાધે;
અકાર માત્રા રૂપ, રજો ગુણ રૂપે લાધે;
તે દેવે વાણી ઉચરી, તે ઋગ્વેદ ગણાય છે;
છે શાખાઓ તેની ધણી, વિપ્રો મુખે ભણાયછે. ૫
હિરણ્યગર્ભ સુદેહ, અવસ્થા પાલન જાણો;
હરિ અભીમાની દેવ, વેદ વેદાંત વખાણો;
ભોગ કરે પ્રવીવેક, કંઠ સ્થાનકમાં પોતે;
ઉકાર માત્રા રૂપ, સત્વ ગુણ રૂપી જોતે;
શુભ તેની વાણી જાણીએ, સામ વેદી રૂપી સહી;
કહી શસ્ત્ર શાખા તેહની, પણ અહુણાં થોડી રહી. ૬
દેહ અવિદ્યા એક, અવસ્થા સં-હતિ ભાખે;
મહારૂદ્ર જે દેવ, તેજ અભિમાની દાખે;
ભોગ કરે આનંદ, હૃદય સ્થાનકમાં વાસો;
મકાર માત્રા રૂપ, તમોગુણરૂપ ઉપાસો;
તેમ્ટડની વાણી જાણિયે, યજુર્વેદ રૂપી ભલી;
જન શાખાઓ તેની ભણે, તેમાં વ્યાપે નહી કળી. ૭
માયા રૂપી દેહ, અવસ્થા સાક્ષી તેની;
અભિમાની સર્વેશ, મહા ઈશ્વરતા એની;
મહાનંદનો ભોગ, બ્રહ્મ રંધ્રે રહી સાધે;
અર્દ્ધ અગોચર માત્ર, શુધ્ધ સત્વ ગુણી લાધે;

શુભ તે પ્રભુની વાણી ભલી, વેદ અથવર્ણ જાણીયે,
જન તેની શાખા જે ભણે, તે વીદ્વાન પ્રમાણીયે. ૮
છે અશરીરી એક, અવસ્થા ન મળે જેને,
તો શાનું અભીમાન, જાણ આરાધે તેને,
પુર્ણ કામ છે તેજ, ભોગ ત્રણ્ણા નહી જોતે,
છે વ્યાપક સર્વત્ર, અકથ નીરગુણછે પોતે,
પ્રભુ સચ્ચીદ સુખમય તે કહ્યો; મહા વાકય લક્ષાર્થમાં,
અહી શ્રુતી ગુરૂની આપેલ તે, સમજણ આવે અર્થમાં. ૯

---

ચોપાઈ

હવે પંચ કોશ છે જેહ, વીસ્તારી સંભળાવું તેહ,
પહીલો કોશ અન્નમય કહે, બીજો કોશ પ્રાણમય ગ્રહે. ૧
ત્રીજો જાણ્ય મનોમય કોશ, ચોથો વીજ્ઞાનમય નીર્દોષ,
આનંદમય પંચમ નીર્ધાર, એ ઉપનીષદ તણો વીચાર. ૨
અન્ન ભક્ષથી વાધે જેહ, કોશ અન્નમય જાણો તેહ,
પંચભુત પંચીકૃત કરી, ઘડે અન્નમય તનું શ્રીહરી. ૩
પ્રાણાદીક વાયુ જે પંચ, કર્મેંદ્રીયનો તેમાં સંચ,
એ દશ મળી કરે જે કામ, કોશ પ્રાણમય તેનું નામ. ૪
મનને જ્ઞાન ઈદ્રિયો મળી, કોશ મનોમય કહિયે વળી,
વીજ્ઞાનમય તે બુદ્ધિ નામ, સર્વ વસ્તુ સમજણ ' કામ. ૫
આનંદમય તે આત્મા એક, ચેતનરૂપી કરો વીવેક,
દેહ તણું ધરતાં અભીમાન, તેણે તે ભુલ્યો નીજ ભાન. ૬
દેહાહંકૃતી રૂપી કોશ, વિંટાયાથી લાગ્યો દોષ,
નીલાદીક બહુ રંગે જેમ, સ્ફટીક રંગ બદલે છે એમ. ૭
પંચ કોશને યોગે જંત, કોશ રૂપ થઈ જાય મહંત,

સ્ફટીક રંગથી જુદો થાય, શુધ્ધરૂપ ત્યારે દર્શાય. ૮
કોશ તણું ત્યાગે અભિમાન, હોય શુદ્ધ આત્માનું જ્ઞાન;
કોશ તેજ વીંટણનું નામ, કર્મવડે બનિયું એ કામ. ૯
બંધ રૂપ જાણો નિર્ધાર, તે છુટે પામે ભવપાર;
પંચકોશમય એકજ દેહ, આત્માને બંધન છે તેહ. ૧૦
સુખ દુખ ભોગવવાને કાજ, કર્મ લેઈ આપે જગરાજ;
માટે ભોગાલય કહેવાય, જન્મ મરણ એ મળતાં થાય. ૧૧
ષટ ઊર્મિષ ભાવ વિકાર, દેહવંતને છે નિર્ધાર;
કામાદિક ષટ શત્રુ વળી, ખોટાં કામ કરાવે ભળી. ૧૨
માટે કરે બંધનાં કામ, ત્રષ્ણાથી ના થાય વિરામ;
વારંવાર ધરે અવતાર, તેનું નામ કહે સંસાર. ૧૩
ઉપજે જો એથી નિર્વેદ, તો સંસૃતિનો થાય ઉછેદ;
વેદાચારજ શરણે જતાં, પરબ્રહ્મ પામે તનુ છતાં. ૧૪
જીવન્મુક્ત ત્યારે બની જાય, દેહ થકી છુટો લેહેવાય;
વિદેહ મુક્ત તનુ વિછડે થશે, પરબ્રહ્મમાંહે મળી જશે. ૧૫
જ્ઞાન શાસ્ત્ર ગ્રંથોનું ગૃહ્યું, પંચીકરણ છોટમે કહ્યું:
પંચીકરણ જાણશે જેહ, સદાનંદ પામશે તેહ. ૧૬

ઇતી પંચીકરણું સમાપ્તં



# જાહેર ખબર.

આ પુસ્તક જેઓને ખરીદવાની ઇચ્છા હોય તેમને નીચે લખેલે ઠેકાણેથી રોકડી કીમતે મળશે. દેશાવરવાળાએ ૧ આનો વધારે મોકલવો. નાટપેટ કાગળ લેવામાં આવશે નહી. દશ નકલ ખરીદનારને એક નકલ મફત મળશે અગર પોષ્ટ ખ લાગશે નહી. કોઇપણ પરોપકારી નર પાસે જેવાં આ પુસ્તકમાં પદો છે તેવાં પદો હોય તે જે મારાપર મોકલશે તો બીજા ભકતોના પદો છપાવવાનો વીચાર છે તેની સાથે તે દાખલ કરવામાં આવશે.

**મુંબઇમાં**—છપાવનાર મોરલીધર કરશનદાસ શોઢા પાસેથી ઠે. ભીંડીબજારના રસ્તાપર ટાંકીની સામે દેરાની બાજુમાં.

મુંબઇ—ગુજરાત પ્રીંટીંગ પ્રેસમાંથી. ઠે. ભીંડીબજારને રસ્તે

,, દામોદર ઇશ્વરદાસ લાયબ્રેરીમાં કાલકાદેવીઉપર

**સુરતમાં**—ભીકડભાઇ કીકાભાઇ પાસેથી ઠેકાણું મહીધર પરામાં મોટા ગોડીઆના મંદીર પાશે.

**ભરૂચમાં**-જુનાબજારમાં વેણીલાલ મોહોનલાલ સુખડીયાની દુકાનેથી શા. નગીનદાસ મોહનલાલ પાસેથી

**ધોલેરામાં**—ડા. ગોવનજી નાગજીની દુકાનેથી

**ભાવનગરમાં**—ઠા૦ ત્રીભોવનદાસ ભુલાભાઇ પાસેથી

**અમદાવાદમાં**—અમદાવાદ ટાઇમ્સ પ્રેસમાંથી.

,, ગુજરાતવરનાક્યુલર સોસાઇટીમાંથી

**લા. ઠા. મોરલીધર કરશનદાસ શોઢા.**